અંક ૧ લો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

જાન્યુઆરી સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.





(કેળવણી ખાતાના હુકમથી)


અમદાવાદ

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.






# ગુજરાત શાળાપત્રની અનુક્રમણિકા સન ૧૮૯૨



વિષય. પૃષ્ઠ.

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું    જાન્યુઆરી ૧૮૯૩.    અંક ૧ લો.

## मास.

આ ઇલાકાના કેળવણી ખાતાના સને ૧૮૯૧–૯૨ ના રિપોર્ટ ઉપર મુંબઈ સરકારનો ઠરાવ હમણાં બહાર પડ્યો છે. તે ઉપરથી જણાયછે કે એ વરસમાં ૬૩૪૪૩૮ છોકરાં કેળવણી લેતાં હતાં. નિશાળે જવા લાયક ઉમ્મરની વસ્તીને મુકાબલે સેંકડે ૧૫·૭૬, એટલે તે ઉમ્મરના પુરૂષ પૈકી સેંકડે ૨૭·૦૪ અને સ્ત્રીઓ પૈકી સેંકડે ૩·૭૫ નિશાળે જતાં હતાં. સ્ત્રી કેળવણી કેટલી પાછળ છે તે આ ઉપરથી સમજાય છે. પુરૂષ વર્ગની કેળવણી પણ યુરોપ અને અમેરિકાને મુકાબલે સંતોષકારક કહેવાય નહીં. ભણવા લાયક ઉમ્મરના સેંકડે ૭૩ છોકરા અને ૯૬ છોકરીઓ હજી નિશાળે જતાં નથી. ઘણાં ગામોમાં નિશાળો પણ નથી. તોપણ હરવરસ વધારો થતો જાયછે એ ખુશી થવા જેવું છે. પાછલી સાલને મુકાબલે આ વરસમાં એકંદર ૧૩૯૪૦ વિદ્યાર્થીનો વધારો થયો છે. સરકાર લખેછે કે લોકલબોર્ડની નિશાળોમાં જોઇએ તેટલો વધારો નથી. ઇંગ્રેજી ભણનારની સંખ્યા પણ વસ્તીને મુકાબલે ઘણી નાની છે. ૨,૬૮,૩૪,૩૦૫ માણસની વસ્તીમાંથી માત્ર ૪૫૪૯૬ ઇંગ્રેજી શીખેછે; તે પૈકી ૧૩૨૬૮ યુરોપિયન, યુરેશિયન, અને દેશી ખ્રિસ્તી છે, એટલે બાકીની જાતોની સંખ્યા મુકાબલે ઘણી નાનીછે.

એકંદર સંખ્યા પૈકી ૯૯૨૧૮ બ્રાહ્મણ, ૭૭૧૮૬ મુસલમાન, ૧૩૪૫૭ પારસી, અને ૬૯૮૬ ભીલ વિગેરે જંગલી છે. પારસીની વસ્તી નાની છતાં ઉંચા પ્રકારની કેળવણીમાં તેમની સંખ્યા પ્રમાણમાં ઘણી મોટી છે. યુનિવરસિટીની કેળવણી લેનાર માત્ર ૧૮૨૭ વિદ્યાર્થી છે; તે પૈકી ૭૭૪ બ્રાહ્મણ, ૪૪ મુસલમાન, અને ૩૭૨ પારસી છે. જંગલી

જતો ૯૭ ઉંચી કેળવણી સુધી પહોંચી નથી; માત્ર ૮ છોકરા મધ્યમ કેળવણી લે છે.

જાહેર (એટલે સરકારી, સરકારની દેખરેખ નીચેની, અને મદદ લેનારી) શાળાઓમાં ૪૯૯૧૭૪ પુરુષ અને ૬૭૪૩૨ સ્ત્રી વિદ્યાર્થી છે. ધંધાની પાઠશાળાઓમાં ૨૮ વિદ્યાર્થી કમી છે; સામાન્ય કેળવણીની પાઠશાળાઓમાં ૧૦૩ નો વધારો છે; અને હાઇસ્કૂલો વિગેરે મધ્યમ કેળવણીની શાળાઓમાં પાછલી સાલમાં ૪૨૧૩૧ વિદ્યાર્થી હતા તે વધીને ૪૩૪૨૦ થયા છે. પ્રાથમિક શાળાઓમાં ગઈ સાલ કરતાં સુમારે ૯૦૦૦ વધારે વિદ્યાર્થી ભણેછે. સિંધની હુનરશાળાઓમાં ૧૩૮૦ છોકરાં શિખેછે. મુંબઇની વિક્ટોરીઆ ટેક્નિકલ કોલેજમાં દિવસના વર્ગોમાં ૨૮૦ અને રાતના વર્ગોમાં ૬૧ વિદ્યાર્થી છે, તે પૈકી ૮૭ બ્રાહ્મણ છે. પાઠશાળાઓ સુદ્ધાં સરકારની પોતાની શાળાઓ માત્ર ૮૭ છે; બાકીની લોકલબોર્ડની, મ્યુનિસિપલ, દેશી રાજ્યની, અથવા મદદ લેનારી છે.

પાછલાં વરસોને મુકાબલે આ વરસમાં કેળવણી પાછળ વધારેમાં વધારે ખરચ થયો છે. સને ૧૮૮૯–૯૦ માં એકંદર ખરચ ૫૬૬૭૪૫૦ રૂપીઆ થયો હતો, તે પૈકી ૧૭૧૦૭૮૬ રૂપીઆ એટલે સેંકડે ૩૦ ટકા સરકારે આપ્યા હતા, અને ફીમાંથી સેંકડે ૨૧·૪ ટકા ખરચ નિકળ્યું હતું. આ વરસમાં એકંદર ૬૨૮૦૭૦૪ રૂપીઆ ખરચ થયું છે, તે પૈકી સરકારે ૧૯૬૫૬૩૨ રૂપીઆ એટલે સેંકડે ૩૧·૩ ટકા આપ્યા છે. ફીમાંથી સેંકડે ૨૧·૩ નિકળ્યાછે. ગ્રાંટ મેડિકલ કોલેજનો મોટો ખરચ મેડિકલ ખાતે લખાય છે તે આમાં ગણવામાં આવ્યો નથી. છતાં જ્યારે હિંદુસ્તાનના બીજા પ્રાંતોની સરકાર કેળવણીના એકંદર ખરચ પૈકી સેંકડે ૨૮·૨૬ ટકા આપેછે, ત્યારે મુંબઇ સરકાર સેંકડે ૨૦ ટકા ઉપરાંત આપે છે. ફીની ઉપજ ગઈ સાલમાં ૧૨૧૦૨૫૮ રૂપીઆની થઈ હતી; આ સાલમાં ૧૩૩૬૦૦૨ રૂપીઆ ઉપજ્યા હતા. જુદા જુદા પ્રકારની શાળાઓનો કેટલા ટકા ખરચ ફીમાંથી નિકળ્યો તે નીચેના કોઠાપરથી સમજાશે.

| | સામાન્ય કેળવણીની પાઠશાળાઓ | મધ્યમ કેળવણીની શાળાઓ | પ્રાથમિક શાળાઓ |
|---|---|---|---|
| સરકારી..................ટકા | ૨૩ | ૫૩ | ૦ |
| દેશી સંસ્થાની............ટકા | ૧૦ | ૩૫ | ૧૧ |
| મદદ લેનારી............ટકા | ૩૨ | ૩૭ | ૧૫ |
| લોકલફંડની ... ... ......ટકા | ૦ | ૦ | ૧૦ |
| મ્યુનિસિપાલિટીની.........ટકા | ૦ | ૦ | ૧૫ |
| એકંદર..................ટકા | ૨૭ | ૪૬ | ૧૨ |

એકંદર ખરચ પૈકી સેંકડે ૧૩·૮ ટકા લોકલફંડમાંથી અને ૫·૮ ટકા મ્યુનિસિપલ ફંડમાંથી ખરચ થયો હતો. પાછલી સાલ કરતાં આ સાલમાં મ્યુનિસિપાલિટીઓએ ૬૮૫૦૫ રૂપીઆ વધારે ખરચ્યા હતા.

એકંદર ૬૨૮૦૭૦૪ રૂપીઆના ખરચ પૈકી ૫૨૭૨૪૩૫ રૂપીઆ એટલે સેંકડે ૮૩·૯ ટકા પ્રત્યક્ષ કેળવણી પાછળ ખરચાયા હતા. બાકીનો ખરચ ઇન્સ્પેક્ટરોના પગાર, મકાનો, વિગેરે પાછળ થયો હતો. પ્રત્યક્ષ ખરચ પૈકી અડધ ઉપર એટલે ૨૭,૮૩,૦૮૪ રૂપીઆ પ્રાથમિક કેળવણી પાછળ ખરચાયા હતા.

સરકારના પૈસાની વહેંચણ નીચે પ્રમાણે થઇ હતી.

| | | |
|---|---|---|
| સરકારી શાળાઓને | રૂપીઆ | ૫,૧૩,૦૦૩ |
| લોકલબોર્ડની શાળાઓને | ,, | ૫,૫૩,૮૮૮ |
| મ્યુનિસિપલ ,, | ,, | ૧,૫૮,૨૦૨ |
| મદદ લેનારી ,, | ,, | ૪,૩૪,૦૨૬ |

લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીની નિશાળોમાં બોર્ડોએ પોતાની ઉપજમાંથી નીચે પ્રમાણે ખરચ કર્યો હતો.

| | એકંદર ખરચ રૂપીઆ | બોર્ડની ઉપજમાંથી અપાયા રૂપીઆ | સેંકડે |
|---|---|---|---|
| લોકલ બોર્ડ | ૧૪,૧૨,૦૭૯ | ૭,૦૨,૫૬૭ | ૪૯ |
| મ્યુનિસિપલ | ૬,૩૦,૦૮૧ | ૨,૯૫,૬૪૮ | ૪૬ |

## તારીખ ૨૧—૧૨—૯૨ થી ૩૧—૧૨—૧૯૯૩ લગીનુ પંચાંગ.

સંવત ૧૯૪૯ ના કારતક સુદી ૧ થી સંવત ૧૯૫૦ ના માગશર વદી ૯ લગી.

| તારીખ. | ઑક્ટોબર. | | નવેંબર | | ડિસેંબર. | | જાન્યુઆરી. | | ફેબ્રુવારી. | | માર્ચ. | | ઍપ્રિલ | | મે. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | કારતક વ. ૧૨ | | માગશર વ.૧૨ | | પોસ. સુ. ૧૪ | | મહા સુ. ૧૫ | | ફાગણ સુ. ૧૪ | | ચૈત્ર. સુ. ૧૫ | | વૈશાખ વ. ૧ | |
| | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર. | તિથિ | વાર. |
| ૧ | | | ૧૨ | મં. | ૧૨ | ગુ. | ૧૪ | ર. | ૧૫ | બુ. | ૧૪ | બુ. | ૧૫ | શ. | ૧ | સો. |
| ૨ | | | ૧૩ | બુ. | ૧૩ | શુ. | ૧૫ | સો. | ૨ | ગુ. | ૧૫ | ગુ. | ૧ | ર. | ૨ | મં. |
| ૩ | | | ૧૪ | ગુ. | ૧૪ | શ. | ૧ | મં. | ૩ | શુ. | ૧ | શુ. | ૨ | સો. | ૨ | બુ. |
| ૪ | | | ૧૫ | શુ. | ૧૫ | ર. | ૨ | બુ. | ૪ | શ. | ૨ | શ. | ૩ | મં. | ૩ | ગુ. |
| ૫ | | | ૧ | શ. | ૨ | સો. | ૩ | ગુ. | ૪ | ર. | ૩ | ર. | ૪ | બુ. | ૪ | શુ. |
| ૬ | | | ૨ | ર. | ૩ | મં. | ૪ | શુ. | ૫ | સો. | ૪ | સો. | ૫ | ગુ. | ૫ | શ. |
| ૭ | | | ૩ | સો. | ૪ | બુ. | ૫ | શ. | ૬ | મં. | ૫ | મં. | ૬ | શુ. | ૬ | ર. |
| ૮ | | | ૪ | મં. | ૫ | ગુ. | ૬ | ર. | ૭ | બુ. | ૬ | બુ. | ૭ | શ. | ૭ | સો. |
| ૯ | | | ૫ | બુ. | ૬ | શુ | ૭ | સો. | ૮ | ગુ. | ૭ | ગુ. | ૮ | ર. | ૮ | મં. |
| ૧૦ | | | ૬ | ગુ. | ૭ | શ. | ૮ | મં. | ૯ | શુ. | ૭ | શુ. | ૮ | સો. | ૯ | બુ. |
| ૧૧ | | | ૭ | શુ. | ૮ | ર. | ૯ | બુ. | ૧૦ | શ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૦ | ગુ. |
| ૧૨ | | | ૮ | શ. | ૯ | સો. | ૧૦ | ગુ. | ૧૧ | ર. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૧ | શુ. |
| ૧૩ | | | ૯ | ર. | ૧૦ | મં. | ૧૧ | શુ. | ૧૨ | સો. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૨ | શ. |
| ૧૪ | | | ૧૦ | સો. | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૩ | મં. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૩ | ર. |
| ૧૫ | | | ૧૧ | મં. | ૧૨ | ગુ. | ૧૩ | ર. | ૧૪ | બુ. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૪ | સો. |
| ૧૬ | | | ૧૨ | બુ. | ૧૨ | શુ. | ૧૪ | સો. | ૩૦ | ગુ. | ૧૩ | ગુ. | ૩૦ | ર. | ૧ | મં. |
| ૧૭ | | | ૧૩ | ગુ. | ૧૩ | શ. | ૩૦ | મં. | ૧ | શુ. | ૧૪ | શુ. | ૧ | સો. | ૨ | બુ. |
| ૧૮ | | | ૧૪ | શુ. | ૧૪ | ર. | ૧ | બુ. | ૨ | શ. | ૩૦ | શ. | ૨ | મં. | ૩ | ગુ. |
| ૧૯ | | | ૩૦ | શ. | ૩૦ | સો. | ૧ | ગુ. | ૩ | ર. | ૧ | ર. | ૩ | બુ. | ૪ | શુ. |
| ૨૦ | | | ૧ | ર. | ૧ | મં. | ૩ | શુ. | ૪ | સો. | ૨ | સો. | ૪ | ગુ. | ૫ | શ. |
| ૨૧ | ૧ | શુ. | ૨ | સો. | ૨ | બુ. | ૪ | શ. | ૫ | મં. | ૪ | મં. | ૫ | શુ. | ૬ | ર. |
| ૨૨ | ૨ | શ. | ૩ | મં. | ૩ | ગુ. | ૫ | ર. | ૬ | બુ. | ૫ | બુ. | ૭ | શ. | ૭ | સો. |
| ૨૩ | ૩ | ર. | ૪ | બુ. | ૪ | શુ. | ૬ | સો. | ૭ | ગુ. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. |
| ૨૪ | ૪ | સો. | ૫ | ગુ. | ૫ | શ. | ૭ | મં. | ૮ | શુ. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. |
| ૨૫ | ૪ | મં. | ૬ | શુ. | ૬ | ર. | ૮ | બુ. | ૧૦ | શ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૦ | ગુ. |
| ૨૬ | ૫ | બુ. | ૭ | શ. | ૭ | સો. | ૯ | ગુ. | ૧૧ | ર. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૧ | શુ. |
| ૨૭ | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૨ | શ. |
| ૨૮ | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૩ | ર. |
| ૨૯ | ૮ | શ. | ૧૦ | મં. | ૧૧ | ગુ. | ૧૨ | ર. | | | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૪ | સો. |
| ૩૦ | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શુ. | ૧૩ | સો. | | | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧૫ | મં. |
| ૩૧ | ૧૦ | સો. | | | ૧૩ | શ. | ૧૪ | મં. | | | ૧૪ | શુ. | | | ૧ | બુ. |

| તારીખ. | જુન. | | જુલૈ. | | ઑગષ્ટ. | | સપ્ટેંબર. | | ઑક્ટોબર. | | નવેંબર. | | ડીસેંબર | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | જેઠ વદી. ૨ | | અ. અ. વ. ૨ | | અશાડ વદ. ૪ | | શ્રાવણ. વ. ૫ | | ભાદરવાં વ. ૬ | | આસો. વ. ૮ | | કા.વ.૮ ૧૯૫૦ | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૨ | ગુ. | ૨ | શ. | ૪ | મ. | ૫ | શુ. | ૬ | ર. | ૮ | બુ. | ૮ | શુ. |
| ૨ | ૩ | શુ. | ૩ | ર. | ૫ | બુ. | ૭ | શ. | ૭ | સો. | ૯ | ગુ. | ૧૦ | શ. |
| ૩ | ૪ | શ. | ૪ | સો. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૧ | ર. |
| ૪ | ૫ | ર. | ૫ | મં. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૨ | સો |
| ૫ | ૬ | સો. | ૬ | બુ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૧ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | મં. |
| ૬ | ૭ | મં. | ૭ | ગુ. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શુ. | ૧૩ | સો. | ૧૩ | બુ. |
| ૭ | ૮ | બુ. | ૮ | શુ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | શ. | ૧૪ | મં. | ૧૪ | ગુ. |
| ૮ | ૯ | ગુ. | ૯ | શ. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૪ | ર. | ૩૦ | બુ. | ૩૦ | શુ. |
| ૯ | ૧૦ | શુ. | ૧૦ | ર. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૩૦ | સો. | ૧ | ગુ. | ૧ | શ. |
| ૧૦ | ૧૧ | શ. | ૧૨ | સો | ૧૪ | ગુ. | ૩૦ | ર. | ૧ | મં. | ૨ | શુ. | ૨ | ર. |
| ૧૧ | ૧૨ | ર. | ૧૩ | મં. | ૩૦ | શુ. | ૧ | સો. | ૨ | બુ. | ૩ | શ. | ૩ | સો. |
| ૧૨ | ૧૩ | સો. | ૧૪ | બુ. | ૧ | શ. | ૨ | મં. | ૩ | ગુ. | ૪ | ર. | ૪ | મં. |
| ૧૩ | ૧૪ | મં. | ૩૦ | ગુ. | ૨ | ર. | ૩ | બુ. | ૪ | શુ. | ૫ | સો. | ૫ | બુ. |
| ૧૪ | ૩૦ | બુ. | ૧ | શુ. | ૩ | સો. | ૪ | ગુ. | ૪ | શ. | ૬ | મં. | ૬ | ગુ. |
| ૧૫ | ૧ | ગુ. | ૨ | શ. | ૪ | મં. | ૫ | શુ. | ૫ | ર. | ૭ | બુ. | ૭ | શુ. |
| ૧૬ | ૨ | શુ. | ૩ | ર. | ૫ | બુ. | ૬ | શ. | ૬ | સો. | ૮ | ગુ. | ૮ | શ. |
| ૧૭ | ૪ | શ. | ૪ | સો. | ૬ | ગુ. | ૭ | ર. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. |
| ૧૮ | ૫ | ર. | ૫ | મં. | ૭ | શુ. | ૮ | સો. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. |
| ૧૯ | ૬ | સો. | ૬ | બુ. | ૮ | શ. | ૯ | મં. | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | મં: |
| ૨૦ | ૭ | મં. | ૭ | ગુ. | ૯ | ર. | ૧૦ | બુ. | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૨ | બુ. |
| ૨૧ | ૮ | બુ. | ૮ | શુ. | ૯ | સો. | ૧૧ | ગુ. | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૩ | ગુ. |
| ૨૨ | ૯ | ગુ. | ૯ | શ. | ૧૦ | મં. | ૧૨ | શુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. | ૧૪ | શુ. |
| ૨૩ | ૧૦ | શુ. | ૧૦ | ર. | ૧૧ | બુ. | ૧૩ | શ. | ૧૩ | સો. | ૧૫ | ગુ. | ૧૫ | શ. |
| ૨૪ | ૧૧ | શ. | ૧૧ | સો. | ૧૨ | ગુ. | ૧૪ | ર. | ૧૪ | મં. | ૧ | શુ. | ૧ | ર. |
| ૨૫ | ૧૨ | ર. | ૧૨ | મં. | ૧૩ | શુ. | ૧૫ | સો. | ૧૫ | બુ. | ૨ | શ. | ૩ | સો. |
| ૨૬ | ૧૩ | સો. | ૧૩ | બુ. | ૧૪ | શ. | ૧ | મં. | ૧ | ગુ. | ૩ | ર. | ૪ | મં. |
| ૨૭ | ૧૩ | મં. | ૧૪ | ગુ. | ૧૫ | ર. | ૨ | બુ. | ૨ | શુ. | ૪ | સો. | ૫ | બુ. |
| ૨૮ | ૧૪ | બુ. | ૧૫ | શુ. | ૧ | સો. | ૩ | ગુ. | ૪ | શ. | ૫ | મં. | ૬ | ગુ. |
| ૨૯ | ૧૫ | ગુ. | ૧ | શ. | ૨ | મં. | ૪ | શુ. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. |
| ૩૦ | ૧ | શુ. | ૨ | ર. | ૩ | બુ. | ૫ | શ. | ૬ | સો. | ૭ | ગુ. | ૮ | શ. |
| ૩૧ | | | ૩ | સો. | ૪ | ગુ. | | | ૭ | મં. | | | ૯ | ર. |

# ફ્રાન્સની શાળાઓ.

મિ. પારસન્સ કરીને એક અમેરિકાનો ઇન્સ્પેક્ટર ફ્રાન્સની શાળાઓ સંબંધી નીચે પ્રમાણે હેવાલ આપેછે.

પ્રશિઆની માફક ફ્રાન્સમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત છે. તે એક મુકરર પદ્ધતિએ અપાય છે અને એમ કરવામાં પ્રજાનું ઐક્ય વધારવાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. કેળવણી ફરજીઆત હોવાથી લાયક ઉમરનાં બધાં છોકરાં નિયમસર નિશાળે આવે એમ કાયદાથી ગોઠવણ રાખેલી છે. જુદી જુદી પ્રતિની શાળાઓનો અભ્યાસક્રમ સરકાર મુકરરે કરેછે અને તેમને મદદ પણ ઉદારતાથી આપેછે. શહેરની તેમજ ગામડાંની નિશાળોમાં ટ્રેન્ડ શિક્ષકો રાખવામાં આવે છે. નિશાળ લાયક ઉમ્મરનાં છોકરાં ખાનગી શાળાઓમાં અથવા કુટુંબમાં કેળવણી લે તેમનાપર પણ સરકારથી દેખરેખ રખાય છે, અને મુકરર કરેલી કેળવણી લીધા સિવાય કોઇથી ખાનગી શિક્ષકનું કામ કરી શકાતું નથી.

જાહેર તેમજ ખાનગી શાળાઓના શિક્ષકો ફ્રાન્સના વતની અથવા કાયદેસર ફ્રાન્સવાસી થયેલા હોવા જોઇએ એવો નિયમ છે. તેમની ઉમ્મર અને કેળવણી બાબત પણ નિયમ ઠરાવ્યા છે. અરાઢ વરસની ઉમ્મર પહેલાં કોઇ પુરૂષથી, અને સત્તર વરસ પહેલાં કોઇ સ્ત્રીથી પ્રાથમિક શાળામાં શિક્ષકનું કામ લઇ શકાતું નથી. હલકા દરજ્જાની પ્રાથમિક શાળાના મુખ્ય મહેતાજી થવાને ઓછામાં ઓછી એકવીસ વરસની, અને ઉપલ્યા દરજ્જાની પ્રાથમિક શાળાના તથા બોરડિંગવાળી નિશાળના મહેતાજી થવાને પચીસ વરસની ઉમ્મર થવી જોઇએ. જાહેર શાળાના શિક્ષકોને બીજો ધંધો કરવાની મના છે.

શિક્ષણ સંબંધી વિચાર તથા ચર્ચા કરવા સારૂ વખતેવખત એકઠા મળવાની શિક્ષકોને ફરજ પાડવામાં આવેછે; અને તે સારૂ તેઓને એક ગામથી બીજે ગામ જવાનો ખરચ આપવામાં આવે છે. દરેક પરગણામાં આવો મેળાવડો થાયછે; કોઇ કોઇ વખત કેટલાંક પરગણાં એકઠાં પણ મળે છે.

જાહેર ફ્રેન્ચ શાળાઓમાં છોકરાંની ફી લેવાતી નથી એટલુંજ નહીં પણ તેમને ચોપડીઓ, કાગળ, શાહી, અને બીજાં સાહિત્ય મફત પૂરાં પાડવામાં આવેછે. ગરીબ માબાપનાં છોકરાંને શિયાળામાં ગરમ ખાવાનું, જોડા, અને કપડાં પણ આપવામાં આવેછે. પ્રશિઆમાં પણ ફી લેવાતી નથી, પરંતુ ત્યાં ગરીબનેજ ચોપડીઓ વિગેરે સાહિત્ય તથા ખોરાક અને લુગડાં આપવાનો રિવાજ છે.

૭થી તેર વરસની ઉમ્મરના બધા છોકરા છોકરીને પ્રાથમિક કેળવણી લેવાની ફરજ પાડવામાં આવી છે. બહેરાં મુગાં અને આંધળાંને પણ કેળવણી આપવાનો ખાસ બંદોબસ્ત કર્યો છે.

દરેક ટર્મ શરૂ થવાના આઠ દિવસ પહેલાં મેયર બધી જાહેર અને ખાનગી શાળાઓના મહેતાજીઓને નિશાળે આવવા લાયક છોકરાંની યાદી મોકલેછે. છોકરૂં નિશાળ છોડે ત્યારે તે બાબતની અને ત્યાર પછી તેની કેળવણીની શી ગોઠવણ કરવા ધારી છે તેની મેયરને ખબર આપવાની માબાપની ફરજ ગણાય છે. થોડા દિવસ ગેરહાજર રહેવાનું હોય તો મહેતાજીને ખબર આપવી પડેછે. દરેક માસ આખરે મહેતાજીઓ મેયરને હાજરીનું તારણ મોકલી ગેરહાજર છોકરાંનાં નામ તથા ગેરહાજરીનું કારણ જણાવે છે. છોકરાંની પોતાની માંદગી, કુટુંબના માણસનું મરણ, અથવા તેવાજ કારણ સિવાય બીજું બહાનું માનવામાં આવતું નથી. છોકરૂં વગર રજાએ એક મહીનામાં ચાર અથવા વધારે દિવસ ગેરહાજર રહે તો તેના બાપ અથવા વાલીને મેયર રૂબરૂ બોલાવી પ્રથમ કાયદાની ફરજ સમજાવવામાં આવે છે; તેજ વરસમાં તેવો બીજો ગુનો થાય તો છોકરાનું અને બાપ અથવા વાલીનું નામ જાહેરમાં ચોઢવામાં આવેછે, અને ત્રીજે ગુને બાપ કે વાલીપર ફર્યાદ કરી તેને સજા કરાવવામાં આવેછે. પ્રાથમિક કેળવણી લીધા બાબતનું સરટિફિકટ મેળવ્યા વિના પંદર વરસની અંદરના બાળકથી કોઇ ઉદ્યમમાં દાખલ થઇ શકાતું નથી.

બાળક થાકી જાય એવા વિષય શિખવવાની મના કરવામાં આવી છે. નીતિનાં મૂળતત્વોનું શિક્ષણ વાર્તા, કવિતા, અને

આપન મારફત અપાયછે, અને તેથી બાળક પોતાના કુટુંબ, દેશ, અને ઇશ્વર પ્રત્યે પોતાની ફરજ સમજે તેવો ઉદ્દેશ રાખવામાં આવેછે. ખોરાક, લૂગડાં, ઘર, મનુષ્ય, પ્રાણીઓ, વનસ્પતિ, ખડકો, રંગ, આકાર, વખતના વિભાગ, ઋતુઓ, દિશાઓ, ફ્રાન્સ અને પૃથ્વીના બીજા મુખ્ય દેશોની હકીકત, એ બધાનો સામાન્ય જ્ઞાનમાં સમાસ કર્યો છે, અને તે સારૂ પદાર્થો અને ચિત્રોનો ઉપયોગ કરવામાં આવેછે.

બાળકને સાદી અને શુદ્ધ ભાષા બોલતાં લખતાં આવડે અને જેમ તેની બુદ્ધિ અને ગરજ વધતી જાય તેમ શબ્દજ્ઞાન પણ વધે એવો ભાષાના શિક્ષણમાં ઉદ્દેશ રાખવામાં આવેછે.

લશ્કરી કવાયત, નિશાન તાકવું, વિગેરે, બાબતનું પણ શિક્ષણ આપવામાં આવેછે.

જાહેર નિશાળોમાં ધર્મશિક્ષણ અપાતું નથી. તે બાબતનું માબાપને ફાવતું શિક્ષણ નિશાળ બહાર મળી શકે તે સારૂ એ શાળાઓ દર અઠવાડીએ રવિવાર ઉપરાંત એક વધારે દિવસ બંધ રાખવામાં આવેછે.

---

# बाळ शिक्षण.

(ચાલુ પાને ૨૭૮ થી)

૫. પદાર્થો વિષે પાઠ આપવાનું અને વાર્તા કહેવાનું કામ નિશાળમાં સારામાં સારો શિક્ષક હોય તેનેજ સોંપવું, અને તેને યાદ દેવડાવવું કે પહેલાંથી સારી તૈયારી કર્યા વગર તેના પાઠથી કાંઇ લાભ થશે નહીં. એકાદ કલ્પિત કે લોકોમાં ચાલતી સાદી વાત કહેવી, અથવા છોકરાં આગળ હાજર હોય તેવા કોઇ ચિત્ર અથવા સજીવ કે નિર્જીવ પદાર્થ વિશે વાર્તા કહેવી યા પાઠ આપવો. નીચેની યાદી શિક્ષકને ઉપયોગી થઇ પડશે અને જરૂર પ્રમાણે તેમાં વધારો પણ કરી શકાશે. તે પૈકી સહેલા વિષય બાળવર્ગને માટે અને અઘરા પહેલા ધોરણને માટે રાખવા.

પ્રાણી, પાળેલાં અને જંગલી; છીવડાં; ઇંડું;

છોડ, ઝાડ, પાંદડાં, ફૂલ;
ફળ (મીઠું, ખાટું, કડવું);
ખાંડ, લૂણ, ખાણનો કોયલો, સાધારણ કોયલો;
કાચ;
રબ્બર, ગુંદ, ચામડું;
રૂ, રેશમ, ઉન;
કપડું ( સુતર, રેશમી, ઉનનું );
ટાંકણીઓ અને સોયો;
લોઢું, તાંબું, પીતળ, સીસું, રૂપું, સોનું;
રેતી, માટી, ચાક, ચકમક, સ્લેટ;
શીસાપેન, બરૂની કલમ;
લખવાનો કાગળ, શાહી ચુસવાનો કાગળ, શાહી (કાળી અને લાલ);
ગુંદર, લાખ, લાહી;
લખેલો કાગળ, પરબિડિયું, ચોપડી;
ચપ્પુ, કાતર;
દિવાસળી;
ઘંટ;
લાકડી, નેતરની સોટી, લોઢા અથવા તાંબાનો વાળો;
પાણી, દૂધ, તેલ;

સામાન્ય ઉદ્યમો—નિશાળવાળા ગામ અથવા પરગણામાં ચાલતા ઉદ્યમ પસંદ કરવા;

ખોરાક અને લૂગડાં;

સાદા કુદરતી બનાવ, જેવા કે પવન, વાદળાં, વરસાદ, હીમ; ઋતુઓ;

હમેશ જોવામાં આવતા દેખાવ, જેવા કે દુકાન, પોસ્ટ ઓફિસ ( ગામમાં હોય તો ), રેલવે, લૂગડાં ધોવાનું, અનાજની કાપણી;

લંબાઇનું માપ, હાથ (અથવા ગજ), તેના વિભાગ સાથે (આ માપથી છોકરાં વાકેફ થાય એટલે નાના પદાર્થોનું માપ તેમની પાસે

અડસટ્ટે આંખે જોઇ કહેવડાવવું, પછી તેમના રૂબરૂ તે પદાર્થોને માપી જોવા, અને છેવટ નિશાળનો સામાન; વર્ગનો ઓરડો, છોકરાંની ઉંચાઈ, વિગેરે મપાવી તેની નોંધ રખાવવી);

કાટલાં ( શેર, તોલા, અને તેમના વિભાગ ), ત્રાજવાં ( છોકરાં પાસે આકારની પેટીમાંનો ઓળો, ધન, કલાકની શીશી, કાંઈ ફળ, શાક, વિગેરે વસ્તુઓ તોળાવવી); ભરવાનાં માપ ( શેરીઓ અને તેના વિભાગો).

પદાર્થો વિશે પાઠ આપવામાં અને વાર્તા કહેવામાં સાદી અને અસરકારક ભાષા વાપરવી. શિક્ષકની રીતભાત પણ ચપળ અને જાગૃત હોવી જોઇએ. તેણે નીચેના હેતુ ધ્યાનમાં રાખવા:

(૧) પોતે કહે તે બાળકથી સંપૂર્ણ સમજાય.

(૨) બાળકને રસ પડે અને તેમનું લક્ષ પાઠમાં કાયમ રહે.

(૩) તેમની બુદ્ધિ કેળવાય.

આ પ્રમાણે બરાબર થઇ શકે માટે શિક્ષકે પાઠનો વિષય પૂરો સમજવો જોઇએ. " તેના મન આગળ તેનો સ્પષ્ટ ચિતાર પડેલો હોવો જોઇએ. તે વિશે કાંઇ અંધારા અથવા ધુમસ જેવું કે ચંદ્રપ્રકાશ જેવું પણ ન જોઇએ; ખરેખર સૂર્યપ્રકાશ હોવો જોઇએ. " શિક્ષણ કેટલું ફતેહમંદ છે, શિક્ષક અને છોકરાંનાં મન કેટલે દરજ્જે એકત્ર થયાંછે, અને તે તેમનાં મન ધીમે ધીમે દોરેછે કે કેમ, એ પાઠ આપતી વેળા તેમના ચહેરાપરથી અને પાઠ પૂરો થયા પછી તેમના જવાબપરથી જણાયા વિના રહેશે નહીં; એજ પાઠની ખરેખરી પરીક્ષા છે.

શિક્ષકે એક નોટબુક રાખી તેમાં આવા આશરે ચાળીસ પાઠની નોંધ દાખલ કરવી; ૨૦ બાળવર્ગને માટે અને ૨૦ પહેલા ધોરણ માટે. દરેક પાઠ વરસમાં બે ત્રણ વખત આપવો. વાર્ષિક પરીક્ષાને દિવસે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર તે પૈકી એક બે પાઠ પસંદ કરી શિક્ષક પાસે પોતાના રૂબરૂ અપાવશે, અને પાઠને અંતે પોતે પ્રશ્ન પૂછી છોકરાંની બુદ્ધિ પર તેની કેટલી અસર થઇ તે બાબત ખાત્રી કરશે.

( અધુરૂં. )

# फ्रिचनां भापणोनो सार.

## अंकगणित (व्यवहार उपयोगी विषय तरीके.)

(ચાલુ પાને ૨૮૧ થી.)

વેપાર અથવા દુનિયાદારીના કામ સંબંધે દેખીતો જણાયછે તેટલોજ અંકગણિતનો વ્યવહારિક ઉપયોગ છે અને વધારે નથી એમ માનવું ભૂલ ભરેલું છે. અલબત એ વાત ખરી છે કે વ્યવહારમાં ખપમાં આવે તેને મળતા હિસાબ આપવા જોઇએ. ચોપડીઓ બનાવનારે કૃત્રિમ કોયડા આપેલા હોયછે તે છોકરાંને નિરૂપયોગી લાગે છે અને નિશાળ બહાર જે મુશ્કેલીઓ નડવાની તે ખસેડતાં શિખવાનું તેઓ વધારે પસંદ કરેછે. તેથી સાધારણ રીતે જે ખરીદી કરવી પડેછે અને જે દેવું, લ્હેણું, વ્યાજ, ઘરભાડું, વિગેરે આપવું પડેછે તેને લગતા, તથા નિશાળીઆઓના ઘરની સ્થિતિ પ્રમાણે ઉપજ ખરચને લગતા હિસાબ બનાવી આપવા જરૂરના છે. શિક્ષકે પોતાની આંખ ઉઘાડી રાખી માલના બદલાતા જતા ભાવ ઉપરથી, જન્મ મરણનાં પત્રકો છપાયછે તે પરથી, રેલવેની તથા બીજી કંપનીઓના હિસાબ પ્રસિદ્ધ કરવામાં આવે છે તેપરથી, તથા કારીગરોના બદલાતા જતા રોજ ઉપરથી હિસાબ ઘડી કાઢવા. નાની નાની રકમો લઇ જમા ખરચ, ખાતાવહી, સરવૈયું, વિગેરે કરાવવાથી પણ લાભ થાયછે.

પરંતુ વ્યાપાર વિગેરેનો દેખાતો સંબંધ જેમાં હોતો નથી તેવા હિસાબ ઓછા ઉપયોગના છે એમ સમજવું નહીં. અંકગણિતના નિયમોનો ઉપયોગ કરવાનું તે વિષયની સાધારણ ચોપડીઓમાં ઘણુંકરી વ્યાપારને લગતા એટલે વ્યાજના, મુદત કાપવાના, નફા ટાટાના, દલાલીના, અને તેવા બીજા હિસાબને સંબંધે બતાવેલું હોયછે. પરંતુ તેનો વ્યાપાર સિવાય બીજી પણ વ્યવહારિક બાબતોમાં રસ પડે અને લાભ થાય તેવી રીતે ઉપયોગ થઇ શકે છે.

૧ પૃથ્વી ઉપર પડતા પદાર્થોની ગતિનો ધ્વખત કાઢવો.

૨ દેશી ઉપરથી અંગ્રેજી અને અંગ્રેજી ઉપરથી દેશી તોલમાપ કાઢવાં.

૩ વર્તુળનો પરીઘ તથા ત્રિજ્યાની લંબાઈ કાઢવી, તથા વર્તુળ, ચોરસ, વિગેરેનું ક્ષેત્રફળ કાઢવું.

૪ નિશાળના વાંડાની અથવા નજીકના ખેતરની માપણી કરવી, અને જમીન માપણીનાં મૂળતત્વ શિખવાં.

૫ જુદી જુદી જગ્યાના રેખાંશ ઉપરથી તેમનો વખત કાઢવો.

૬ વિમાની ઓફીસોનાં કોઠાનો ઉપયોગ કરવો.

૭ નકશામાં રેકેલ આપ્યો હોય તે ઉપરથી જુદી જુદી જગાઓનું અંતર ખોળી કાઢવું.

૮ નિશાળની હાજરી ઉપરથી સરાસરી હાજરી, જાતવારી, ઉમરવારી, વિગેરે કાઢવું; ઇત્યાદિ.

નાણાં સંબંધી હિસાબ કરવામાં આપેલી રકમને રૂપીઆના દશાંસરૂપ આપીને વાપરવાની ટેવથી ઘણી મદદ મળેછે. આઠ આના એટલે ·૫ રૂપીઆ, ચાર આના એટલે ·૨૫ રૂપીઆ, એક દોકડો એટલે ·૦૧ રૂપીઆ, વિગેરે યાદ રાખવાથી કામ સહેલું થાયછે.

અંકગણિત આ પ્રમાણે વ્યવહારમાં ખપમાં આવેછે કે નહીં, તેટલા ઉપરથીજ એની કિંમત ગણવાની નથી. વ્યવહારિક અંકગણિતનાં મનોયત્નોની ખરી મતલબ એ છે કે એથી બાળકની સામાન્ય શક્તિ ખીલે, કામ પ્રસંગે ગુંચવણનો તોડ કાઢવાની શક્તિ આવે, સંખ્યાઓનો ત્વરાથી ઉપયોગ કરતાં આવડે, અને નવો દાખલો ઝડપથી તપાસી તથા તેનો સંબંધ સમજી તેને અનુકૂળ પડતો નિયમ લાગુ પાડવાની ટેવ પડે. આ શક્તિ ધંધામાં પડે યા ન પડે તોપણ બધાં બાળકને ઉપયોગી છે, અને આવી સામાન્ય ચાલાકી અને ત્વરા દેખીતી રીતે ખપમાં આવે એવા દાખલાથી જેટલી સંપાદન થાયછે તેટલીજ, વ્યવહારિક ખપમાં ન આવે એવા દાખલા ગણવાથી પણ પ્રાપ્ત થાયછે.

વ્યવહારિક ઉપયોગ માટે તેમજ બુદ્ધિ કેળવવા માટે ગણિતના બીજા વિષયો પૈકી ક્ષેત્રબૂમિતિ અંકગણિત જેટલીજ ઉપયોગી છે. દરેક બાળકને કંપાસ, આંકણી, કવોડ્રંટ, અને સરખા બાજુવાળો રેક-

લ વાપરતાં શિખવવું જોઇએ. તેને ભૂમિતિની સાદી આકૃતિઓ સંબંધી વાત કરતાં અને તેમના ગુણ ઓળખવા ઉપરાંત તે દોરતાં પણ આવડવું જોઇએ: ખુણા અને લીટીઓ માપતાં અને સાધારણ સમતલ આકૃતિઓ દોરતાં શિખવવાની જરૂર છે. જર્મની, ફ્રાન્સ, અને સ્વિટ્ઝરલાંડની શાળાઓમાં આવી સાદી કૃતિઓ દરેક બાળકને ખસુસ શિખવવામાં આવેછે. ત્યાં બાળક પાસે આકૃતિ દોરાવવા માટે શિક્ષક આ પ્રમાણે એક પછી એક આજ્ઞાઓ આપતો જોવામાં આવેછે. "બે ઇંચ લાંબી એક લીટી દોરો, તે ઉપર ૩૫ અંશનો ખૂણો કરનારી બીજી લીટી દોરો, તેની જમણી બાજુએ અમુક માપની ત્રીજી લીટી દોરો," વિગેરે. આ પ્રમાણે શિક્ષકના ધાર્યા પ્રમાણે વર્ગ એક પછી એક આકૃતિ બનાવેછે, અને ત્યાર પછી તેના કદ તથા ગુણો વિશે ચર્ચા ચાલેછે અને સમજુતી આપવામાં આવેછે. કર્તવ્ય ભૂમિતિના નિયમ મુકબલે થોડા અને સ્હેલા છે; અને તેનાં મનોયત્ન રમુજી તથા અઘરા કામ પછી વિરામ આપે તેવાં છે. વળી તેથી વર્તુળ, ત્રિકોણ, સમાંતર બાજુ ચોખૂણ, વિગેરેના ગુણથી વિદ્યાર્થી વાકેફ થાયછે, અને પાછળથી જ્યારે તેને ભૂમિતિ શિખવાનો પ્રસંગ આવેછે ત્યારે તેમાં તે સમજ સહિત ઉતરી શકેછે. જેમને ભૂમિતિ શિખવાનો પ્રસંગ આવવાનો નથી તેમને પણ આકૃતિઓ દોરતાં આવડવાથી લાભછે. તેથી તેઓ ઉંચાઈ અને અંતર વિશે વધારે સ્પષ્ટ વિચાર બાંધી શકેછે, અને સમખાત તથા ઘન આકૃતિઓના મુખ્ય ગુણ સમજે છે.

ફ્રાન્સની કેટલીક નિશાળોમાં આપણે ત્યાં જોવામાં આવતા લખોટાયંત્રમાં ફેરફાર કરી નીચે બતાવેલા ઘાટનું યંત્ર દાખલ કરવામાં આવ્યું છે. આ યંત્રવડે સરવાળા બાદબાકીનાં ઘણી તરેહનાં મનોયત્ન કરાવી શકાય છે. વળી ઉભી લીટીઓવડે આપણી સંખ્યાની રચનાના મૂળતત્ત્વ વિશે, અને એકમ, દશક, શતક, વિગેરે હારબંધ જુદા રાખવાની જરૂર વિશે સારી સમજણ આપી શકાય છે. સૌથી ઉપરની બે આડી હારોમાં પંદર પંદર લખોટા છે, અને તેમની નીચેની દરેકમાં નવ નવ છે. નવ નવ હોવાનું કારણ સ્પષ્ટ છે; નવમાં એક વધારવાથી એક

દશક બનેછે. સૌથી જમણી તરફનો ઉભો સળીઓ એકમ બતાવે છે, તેની ડાબી તરફનો દશક બતાવે છે, એમ ક્રમે ક્રમે ચઢતા અંક જણાવી શકાય છે. ઉભી હારોના લખોટા ઓછા વધતા કરી શકાયછે.




---

# સંખ્યાવિષે પાઠો.

## પગથિયું ૧૪ મું.—દશકનો એકમે ગુણાકાર.

છોકરાંની કને ૫૦ લગી એક એક ઉમેરાવતા જઇ એ સંખ્યાઓ તેમને બરાબર આવડી કે નહિ તે શિક્ષકે તપાસી જોવું. છોકરાંને ગણતાં ગણતાં પાછા જવાનું શિખવવું પણ અગત્યનું છે. તેઓનું ધ્યાન જાગૃત રાખવાને તેમની કને વારાફરતી સંખ્યાઓ કહેવડાવવી.

પછી તેમની કને દશકથી ગણાવી દરેક પગથિયે કેટલા દશકો થયા તે કહેવડાવવું. જેમકે,

૧૦ વત્તા ૧૦ = ૨૦ ૨૦ માં બે વાર ૧૦, આવેછે.
૨૦ „ ૧૦ = ૩૦ ૩૦ „ ત્રણ „ ૧૦ „
૩૦ „ ૧૦ = ૪૦ ૪૦ „ ચાર „ ૧૦ „

૪૦ „ ૧૦ = ૫૦ ૫૦ „ પાંચ „ ૧૦ „

ત્યાર કેડે ૫૦ ઓછા ૧૦=૪૦; ૪૦ ઓછા ૧૦=૩૦; ૩૦ ઓછા ૧૦=૨૦; ૨૦ ઓછા ૧૦=૧૦.

એજ પ્રમાણે ૫૦ ની પછીની સંખ્યાનાં મનોયત્ન કરાવવાં.

**દાંનનો પાડો.**

છોકરાંને નીચેનો પાડો પાકો કરાવવોઃ—

| | | |
|---|---|---|
| ૧ | ૧૦ | ૧૦ |
| ૨ | ૧૦ | ૨૦ |
| ૩ | ૧૦ | ૩૦ |
| ૪ | ૧૦ | ૪૦ |
| ૫ | ૧૦ | ૫૦ |
| ૬ | ૧૦ | ૬૦ |
| ૭ | ૧૦ | ૭૦ |
| ૮ | ૧૦ | ૮૦ |
| ૯ | ૧૦ | ૯૦ |
| ૧૦ | ૧૦ | ૧૦૦ |

**પગથિયું ૧૫ મું.—સરવાળા, બાદબાકી, અને ગુણાકારને ભેગા કરવા વિષે.**

બે સંખ્યાની બાદબાકીને ત્રીજી સંખ્યા વતી ગુણવા વિષે.

૬ અને ૪ ની બાદબાકીના ૩ ગણા કેટલા?

આનો અર્થ છોકરાં બરાબર ન સમજે તો આ પ્રમાણે પૂછવું. ૬ અને ૪ ની બાદબાકી કેટલી? જવાબ.—૨. ૨ ના ૩ ગણા કેટલા? જવાબ.—૬. તો ૬ અને ૪ ની બાદબાકીના ૩ ગણા કેટલા થાય?

૧૦ અને ૭ ની બાદબાકીના ૩ ગણા કેટલા થાય?
૧૨ „ ૮ „ „ ૩ „ „
૧૧ „ ૭ „ „ ૩ „ „
૯ „ ૫ „ „ ૩ „ „
૧૦ „ ૫ „ „ ૩ „ „

૧૨ ,, ૬ ,, ,, ૩ ,, ,,
૮ ,, ૩ ,, ,, ૩ ,, ,,
૫ ,, ૩ ,, ,, ૪ ,, ,,
૮ ,, ૪ ,, ,, ૪ ,, ,,
૮ ,, ૫ ,, ,, ૪ ,, ,,
૯ ,, ૭ ,, ,, ૫ ,, ,,
૮ ,, ૫ ,, ,, ૫ ,, ,,
૧૨ ,, ૮ ,, ,, ૫ ,, ,,
૧૨ ,, ૧૦ ,, ,, ૬ ,, ,,
૮ ,, ૪ ,, ,, ૬ ,, ,,
૧૦ ,, ૬ ,, ,, ૬ ,, ,,

ઇત્યાદિ.

## પરચૂરણ મનોયત્નો.

એક છોકરો દરરોજ ૪ પૈસા કમાય છે અને ૩ પૈસા ખરચે છે તો ૬ દિવસમાં તેની પાસે કેટલા પૈસા થશે?

તે છોકરો રોજ ૫ પૈસા કમાય અને ૨ પૈસા ખરચે તો ૩ દહાડામાં તેની કને કેટલા પૈસા થાય?

તે રોજના ૮ પૈસા કમાય અને ૪ પૈસા ખરચે તો ૪ દિવસમાં તેની કને કેટલા પૈસા એકઠા થાય?

ત્રણ નારંગીના ત્રણ ત્રણ પૈસા બેસે અને ચાર નારંગીના બબે પૈસા પડે તો બધી નારંગીના મળીને કેટલા પૈસા થાય?

ત્રણ દાડમના બબે પૈસા પડે અને પાંચ દાડમના ત્રણ ત્રણ પૈસા બેસે તો બધાં દાડમના મળીને કેટલા પૈસા પડે?

એક દાક્તરે એક છોકરાને કહ્યું કે તારે સવાર સાંજ બબે ગોળી ત્રણ દિવસ ગળવી, તો દાક્તરે તેને કેટલી ગોળીઓ આપવી જોઇએ?

ટીપ—આટલે સુધી આવ્યા એટલે છોકરાંને સ્લેટપર સંખ્યા લખતાં શિખવવી કે તેઓ સ્લેટપર નાનાં નાનાં મનોયત્નો ગણી શકે.

———o———

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૨ જો.

### ઉત્તર અને દક્ષિણ.

આ પાઠ ચલાવ્યા અગાઉ પહેલા પાઠનું પુનરાવર્તન કરવું. છોકરાં ખરા જવાબ દે તો થોડાંકને બોલાવી તેમના જમણા હાથ પૂર્વભણી અને ડાબા હાથ પશ્ચિમભણી રહે એવી રીતે ઉભાં રાખવાં. પછી તેમને કહેવું કે તમારી સામેની બાજૂને ઉત્તર દિશા અને પીઠ તરફની બાજૂને દક્ષિણ દિશા કહેછે. પછી બધાં છોકરાંની કને આ પ્રમાણે સાથે બોલાવવું. "જમણો હાથ પૂર્વ ભણી અને ડાબો હાથ પશ્ચિમ ભણી રાખીને આપણે ઉભા રહીએ તો આપણી સામેની દિશાને ઉત્તર અને પછવાડેની દિશાને દક્ષિણ કહેછે." પૂર્વ અને પશ્ચિમ દિશા ખોળી કહાડવાને શું જોવું જોઇએ? તમે પૂર્વ અને પશ્ચિમ દિશા જાણતા હોતો ઉત્તર અને દક્ષિણ દિશા શી રીતે ખોળી કહાડો? ભોંયપર બેઠેલાં છોકરાંને પૂછવું કે તમારે ઓરડાની ઉત્તર બાજૂએ જવું હોય તો કેણી તરફ જાઓ; અને દક્ષિણ બાજૂએ જવું હોય તો કેણી તરફ જાઓ? તેમની કને ઓરડાની અને કસરતશાળાની ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમ દિશા નક્કી કરાવવી. થોડાંક છોકરાંને બોલાવી એકને ઉત્તરથી દક્ષિણ તરફ, બીજાને પશ્ચિમથી પૂર્વ તરફ, એમ જુદી જુદી દિશામાં જવાને કહેવું. પછી પોત પોતાની નજરમાં આવે તેણી તરફ જવાનું કહી છોકરાંને પૂછવું કે તમે કઇ કઇ દિશામાં જાઓછો? ઉત્તર દક્ષિણ, તથા પૂર્વ પશ્ચિમ ભોંયપર લાકડી મૂકવાને અથવા ચાકવતી લીટી દોરવાને તેમને કહેવું. શિક્ષકે લાકડાની બે ચીપ અથવા બે પત્તાં એવાં કાટખૂણે ગોઠવવાં કે એક ચીપ અથવા પત્તું બીજાપર આડું આવી એકના છેડા ઉત્તર દક્ષિણ અને બીજાના પૂર્વ પશ્ચિમ રહે. પછી છોકરાંને પૂછવું કે કયો છેડો ઉત્તરભણી અને કયો પૂર્વભણી રહેછે? આવો આકાર તમે કોઇ ઠેકાણે જોયોછે?

દરેક નવી બાબત છોકરાંના મનમાં પાકી ઠસે ત્યાંસુધી તે તેમના

મોં આગળ રાખ્યાં કરવી અને તેને એવા જુદા જુદા રૂપમાં મૂકવી કે તેમને રસ અને ગમત પડે. આ હેતુ પાર પાડવાને રખાય તેટલો વર્ગનો બંદોબસ્ત રાખી છોકરાંની કને કામ લેવાય એવી ગોઠવણ રાખવી. શિક્ષકે યાદ રાખવું કે નાનાં છોકરાં પૂરેપૂરા બંદોબસ્તમાં રહે એવી આશા રાખવી ફોગટ છે અને તે ડહાપણ ભરેલું પણ નથી. બાલ્યાવસ્થા કુદ્રતી રીતે આનંદી હોયછે. છતાં મરજીમાં આવે તેવારે શિક્ષક છોકરાંને બંદોબસ્તમાં રાખી શકે એટલો તેનો કાબુ હોવો જોઇએ. અર્થાત્ ક્યારે નરમાશ રાખવી અને ક્યારે સખ્તાઇ વાપરવી એ તેણે જાણવું જોઇએ. આ પાઠ પૂરો કર્યા અગાઉ પહેલા અને બીજા પાઠની મતલબ બધાં છોકરાંની કને સાથે બોલાવી પુનરાવર્તન કરવું

### પાઠ ૩ જો.

### પાછલા પાઠોનું પુનરાવર્તન.

આ પાઠમાં મુખ્ય દિશાઓનાં મનોબલો આપવાં કદાચ ઠીક પડશે. ઓરડામાંની જુદી જુદી વસ્તુઓનાં સ્થળ છોકરાંની કને નક્કી કરાવવાં. કેટલાંક છોકરાંને પૂછવું કે એ વસ્તુઓ પાસે જવાને તમારે કઇ દિશામાં જવું જોઇએ ? તમે નિશાળેથી ઘેર કઇ દિશામાં જશો ? ઘેરથી નિશાળે કઇ દિશામાં આવશો ? આ પાઠમાં નવી બાબતો રજુ કરવાનો આધાર છોકરાંની ખરા જવાબ આપવાની ઝડપપર રહેશે. શિક્ષકે બે બાબત લક્ષમાં રાખવી,—(૧) છોકરાંને જ્ઞાનરૂપી નિસરણીના બીજા પગથિયાપર ચઢાવ્યા અગાઉ પહેલા પગથિયાપર તેમના પગ ઠર્યા છે કે નહિ તે તપાસવું, (૨) તેમને કંટાળો આવે એટલી વાર લગી એકની એક બાબત ચલાવવી નહિ.

---

## નિશાળ અને નિશાળીઆ.

(ડા. હરિકૃષ્ણ ડાહ્યાભાઇ.)

(ચે આવૃત્તિ ૨૭૦ થી.)

મેટપર્વપ્રકાશ.

આપણા દેશમાં સર્યનું દ—ન થાય એવા દિવસ વરસમાં બા-

ગ્મેજ એક બે હોય છે. છતાં શેહરોની નિશાળોમાં ઘણી વખત જોઇએ તેટલો પ્રકાશ માલમ પડતો નથી. જ્યાં અજવાળું બરાબર પ્રવેશ કરી શકતું નથી ત્યાં કચરો, બાવાં, ઊધાઈ, વિગેરે ભેગાં થવાનો અને ઓરડો ગંદો રેહવાનો સંભવ છે. એ વાત બાજુપર મુકીએ તો પણ એટલું વિચારવાનું છે કે અજવાળું ઓછું હોય છે ત્યારે છોકરાંને વાંચતાં લખતાં આંખો ખેંચવી પડે છે, કાળા પાટીઆપર લખેલું બરાબર જોઈ શકાતું નથી એટલે તે સમજી પણ શકાતું નથી, અને ઝીણે અક્ષરે છાપેલા નકશા જોવાથી આંખ થાકી જાય છે. ચોપડીઓના કાગળ નઠારા અને છાપ ઝીણી હોય છે ત્યારે અધુરૂં પૂરૂં થાય છે અને આંખને જોખમ લાગે છે.

આ રીતે આંખને જોર ન પડે, વાંચવા લખવામાં અડચણ ન આવે, અને કાચી આંખોને ઈજા થતી અટકે, એ સારૂ દરેક વર્ગ એવો બાંધવો અને બારી, બારણાં, જાળીઆં એવી રીતે મૂકવાં કે અજવાળું સારી રીતે બધા ભાગમાં પ્રવેશ કરી શકે. વળી જોઈતુંજ અજવાળું દાખલ કરાય, અને તે જરૂર પ્રમાણે ઓછું વધતું કરી શકાય તેવી પણ તજવીજ રાખવી. મોટી બારીઓ બે કડકે હોય તો આ પ્રમાણે વધારે સારી રીતે થઈ શકેછે. કમી અજવાળાથી નુકસાન થાય છે તેજ પ્રમાણે જોઇએ તે કરતાં વધારે અજવાળાથી પણ નુકસાન થાય છે.

કદાચ વધારે અજવાળા કરતાં થોડા અજવાળાથી નુકસાનનો વધારે સંભવ હશે. ઓછું અજવાળું હોયછે ત્યારે છોકરાં છેક આંખ પાસે ચોપડી રાખી વાંચેછે તેથી નુકસાન થાયછે. આ પ્રમાણે ચોપડી આંખની છેક પાસે લાવી વાંચતાં દેખવામાં આવે કે તરતજ તેમને તેમ કરતાં અટકાવવાનું શિક્ષક અને માબાપ બંનેએ લક્ષમાં રાખવું. સારી આંખવાળાં છોકરાં સારા કાગળપર જોઇએ તેવી છાપથી છપાયલી ચોપડી ઓછામાંઓછે દોઢ ફુટ છેટેથી વાંચવાને શકિતવાન હોવાં જોઇએ. તેટલે છેટેથી ન વાંચી શકે તો પ્રકાશ, આંખ, કાગળ, છાપ, વિગેરેમાં દોષ હોવો જોઇએ. તે શોધી કાઢી દૂર કરવો. આ વાતપર પુરતું ધ્યાન નહીં આપવાથી કેટલાંક છોકરાંની ટુંકી નજર થાય છે.

છોકરાં પ્રથમ વાંચતાં લખતાં શિખે છે તે વખત તેઓ સ્લેટ ચોપડી આંખની ઘણી પાસે રાખે છે, ત્યારથીજ તેમ કરતાં અટકાવવા તજવીજ કરવી કે નઠારી ટેવ પડી આંખને હરકત થાય નહીં.

ઉન્હાળામાં બહુ પ્રકાશ હોયછે ત્યારે આંખે ઝાંઝવાં વળેછે. આવે પ્રસંગે જોયતુંજ અજવાળું આવે તે વાસ્તે કેટલાંક બારણાં બંધ રાખવાની જરૂર છે. બે કડકે બારણાં હોયછે તો આવે વખતે ઉપયોગી થઈ પડેછે. જ્યાં વધારે ખરચ કરવાની હરકત નથી ત્યાં લીલા કાચવાળી બારીઓ હોય તો ઠીક.

આંખ સિવાય શરીરપર પણ અજવાળાની પુષ્કળ અસર છે. અંધારામાં રાખેલો છોડ જેમ કરમાઈ જાય છે તેમ જોઇતા પ્રકાશ વિના મનુષ્યરૂપી છોડ પણ કરમાય છે.

( અધુરૂં. )

---

# સ્ત્રી કેળવણીને ઉત્તેજન.

જુદે જુદે સ્થળે સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવા માટે હાલમાં કેટલાંક ફંડ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સ્વાધીન કરવામાં આવ્યાં છે અને સોસાઈટીએ કબુલ રાખ્યાં છે, તેની હકીકત પ્રગટ કરવા એ સભાના સેક્રેટરી તરફથી હમને વિનતી કરવામાં આવી છે. આ બાબત ઘણી અગત્યની હોવાથી હમે ખુશીથી નીચે દાખલ કરીએ છીએ.

" ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી સાહેબ, અમદાવાદ.

પરીખ મણિલાલ રણછોડદાસ રહેવાસી શહેર અમદાવાદમાં ચંગપોળ બેરાઇપાડાનાની વિનતી કે " ધી સિટી ઓવ બોંબે મેન્યુફેક્ચરીંગ કંપની લિમિટેડ"નો એક શેર અમારા ભાણેજ ભાઇલાલના સ્મારક સારૂ નીચેની શરતોએ હું સોસાઇટીના ટ્રસ્ટમાં આપવા માગુંછું.

૧ "પરીખ મણિલાલ રણછોડદાસના ભાણેજ ભાઇલાલ " ના નામનું સોસાઇટીએ જુદું ખાતું પાડી તે ખાતામાં સદરહુ ટ્રસ્ટ રાખવું.

૨ કોઈ પ્રસંગે શેર વેચવાની જરૂર જણાય તો તે વેચી સોસાઇટીને યોગ્ય લાગે તેવી બીજી કોઇ કંપની કે બેંકના શેરમાં અથવા

સરકારી લોનમાં કે મ્યુનિસિપલ લોનમાં નાણાં રોકવાં, ને તેનું ડિવિડંડ કે વ્યાજ માત્ર ખર્ચવું. મુદ્દલ સુરક્ષિત રાખવું.

૩ ડિવિડંડ અથવા વ્યાજમાંથી ખર્ચ જતાં બાકી રહે તે નીચે પ્રમાણે નીચેને સ્થળે દશા તથા વીશા ખડાયતા વાણિયાની જ્ઞાતિની છોકરીઓને સ્કોલર્શિપ અથવા ઇનામ આપી સ્ત્રીશિક્ષણને ઉત્તેજન આપવામાં સદરહુ નામથી વાપરવું.

| | | | |
|---|---|---|---|
| અમદાવાદ | રૂ. ૧૨) | ઉમરેઠ | રૂ. ૬) |
| ખેડા. | રૂ. ૧૨) | ખડાલ તાબે મહીકાંઠા | રૂ. ૬) |
| નડિયાદ | રૂ. ૧૨) | કપડવણજ | રૂ. ૩) |
| | | | કુલ. રૂ. ૫૧) |

૪ ડિવિડંડ અથવા વ્યાજની રકમ કંઈ કમી જાસ્તી થાય, તો ઉપરના આંકડાના પ્રમાણમાં કમી જાસ્તી કરવું.

૫ સદરહુ સ્થળોમાં ખડાયતા જ્ઞાતિમાં કોઈ વિદ્યાવર્ધક સભા હોય તો તેની માર્ફત સદરહુ નામથી તે સ્થળમાં ખર્ચ કરવું, નહિં તો સોસાઇટીને યોગ્ય લાગે તેની માર્ફત દરેક સ્થળની કન્યાશાળામાં ખર્ચ કરવું.

૬ કદાપિ કોઇ સ્થળે ખડાયતા વાણિયાની કોઇ છોકરી નિશાળમાં ન હોય તો પછી તે નિશાળમાં વાણિયાની ગમે તે જ્ઞાતિની લાયક કન્યાને સ્કોલર્શિપ અથવા ઇનામ આપવામાં તે રકમ વાપરવી.

૭ કોઇ પ્રસંગે કંઈ નવીન પ્રશ્ન ઉત્પન્ન થાય તો સદરહુ શરતો લક્ષમાં રાખી સોસાઇટીએ તેનો નિર્ણય અમારો મત લઇને કરવો.

ઉપરની શરતો સોસાઇટીને કબુલ હોય તો જણાવશો, એટલે સદરહુ શેર સોસાઇટીને સોંપું.

અમદાવાદ, ચંગપોળ, વેરાઇપાડે, } પરી. મણીલાલ રણછોડદાસ."
તા. ૨૬ મી અક્ટોબર સને ૧૮૯૨. } (સહી)

(અધુરૂં.)

---

# ચર્ચાપત્ર.

૧. એક નનામો લખનાર લખેછે કે "મહિપતરામકૃત આરોગ્ય વિદ્યાની પહેલી આવૃત્તિને ૫૨ મે પાને કલમ ૨૯ માં 'ક્યાં જાનવરોને

સ્વપ્નાં આવે છે' એવો પ્રશ્ન કર્યોછે પણ તેનો ઉત્તર એ ચોપડીમાંથી મળી આવતો નથી." પ્રાણીવિદ્યા જાણનારને હમે ઉત્તર આપવા ભલામણ કરીએ છીએ.

૨. સ. ન. ભટ્ટ, મહેતાજી, રેવાકાંઠા—લખેછે કે ભોગીલાલ પ્રાણવલ્લભદાસ કૃત દેશીહિસાબ ભા. ૨ જાને ૩૯ મે પાને કાઠ એટલે લાકડાં માપવાની રીત આપીછે તેમાં પાટીઆં અથવા ચોખંડાં લાકડાં માપવાને $\frac{\text{જાડાઈના તસુ}\times\text{પહોળાઈના તસુ}}{\text{૨૭}}\times$ લંબાઈના ગજ=પાકા ગજ એમ લખ્યું છે, અને વિઠ્ઠલદાસ કૃત દેશીહિસાબમાં

$$\frac{\text{પહોળાઈના તસુ}\times\text{જાડાઈના તસુ}\times\text{લંબાઈના ગજ}}{\text{૩}\times\text{૨૪}}=\text{ગજ}$$

એમ કહ્યુંછે. તે દરેક રીતથી જવાબ જૂદો આવેછે તો ખરી રીત કઈ?

જવાબ—વિઠ્ઠલદાસે આપેલી રીત અમદાવાદમાં ચાલે છે, અને ત્યાં ગણાતા હિસાબ તે રીતથી મળતા આવેછે. ભોગીલાલની રીતથી જ્યાં હિસાબ ગણાતા હોય ત્યાંના વાંચનારને તે લખી મોકલવા ભલામણ કરીએ છીએ.

૩. મણીલાલ કેશવલાલ, ટંકશાળ કન્યાશાળાના આસિસ્ટંટ—લખે છે કે (૧) કન્યાશાળાના ત્રિજા, ચોથા, અને પાંચમા ધોરણના બીજા વિષયમાં લખ્યું છે કે "આખી ચોપડીનું વાંચન અને વાંચેલા ભાગની સમજણ, ગરબાવળીની ૧૦૦, ૧૫૦, ૨૦૦ લીટીનો મૂખપાઠ સમજુતી સાથે" તો કવિતાના અર્થ શિખવવા કે ગરબાવળીના?

(૨) પાંચમી ચોપડીના ૭૩ મા પાઠની કવિતાની પહેલી લીટીમાં 'મોગરાના બીજ જેવા માનવીના મીઠા બોલ' લખ્યું છે. તો મોગરાનાં બી મીઠાં હશે કે કેમ? જો સુગંધી વિશે હોય તો સુગંધીને 'મીઠો' શબ્દ લગાડાય કે કેમ?

જવાબ.

(૧) બંનેના અર્થ શિખવવા.

(૨) "મીઠી સુગંધ અથવા વાસ" એમ કહેવાય છે.

# केळवणी खातानी खबरो.

## નિશાળોનાં ઇનામપત્રક.

### અમદાવાદ જીલ્લો.

સોનાસણ. વલુમીઆં ગોટામીઆં. રૂ. ૧) નારણશંકર હીરપાશંકર રૂ. ૧) સાંકળચંદ વીરચંદ રૂ. ૧) જીવરાજ ઉગરચંદ. રૂ. ૧) પરસોતમ રવચંદ રૂ. ૧) મલુકચંદ વીરચંદ રૂ. ૧) રેવચંદ કસ્તુરચંદ રૂ. ૧) દલચંદ વીરચંદ રૂ. ૧) બરવાળા. મે. રા. સા. મામલતદાર સાહેબ રૂ. ૨) રા. ફતેચંદ ચકુભાઈ રૂ. ૩॥= વટવા. શંભુલાલ રણછોડ રૂ. ૪) કોચરબ. રા. કરૂણાશંકર બાઉજી રૂ. ૧) ઉવારસદ. લલુભાઈ વહાલાભાઈ રૂ. ૨) ખેમચંદ ગામ સોજાવાળા રૂ. ૨) મોતી બેચર રૂ.૧) છગન જવેર રૂ. ૧) પીપળી. ચુડાસમા સીવસંગજી લધુભાઈ રૂ. ૧) લખમીચંદ વહેવાર રૂ. ૧) હનીફમીઆં માધુમીઆં તથા તાલુકદારો રૂ. ૧)

### હાલાર પ્રાંત.

ભાડલા. બીમજી પરસોતમ રૂ. ૧॥= સલાયા. ગોરધનદાસ નારણજી રૂ. ૩॥ દેવળીઆ. ખંભાલીઆના દાક્તર સાહેબ તથા કમીટીના મેમ્બરો રૂ. ૧॥= ભાણવડ. નેનસી રામજી રૂ. ૧) જોડીઆ. પસુ નથુ ૪) બેરાસા. સામજી આવજી રૂ. ૧) ખડબા. વીઠલદાસ મુળજી તથા છગનલાલ પીતાંબરદાસ રૂ. ૧) લાલપરના માજીસ્ટ્રેટ રણછોડલાલ કેશવજી રૂ. ૧॥ મોરબી બ્રાંચ બાઇશ્રી વાઘેલી બાઈ રૂ. ૧॥ મોરબી તા. સ્કુલ. એજન રૂ. ૫॥ પાટણવાવ. બવાન કેસવજી ૧॥ સરપદડ. ગોંડલના ઠાકોર સાહેબ રૂ. ૧૪) હડીઆણા. સરધારના ફોજદાર સાહેબ રૂ. ૧) ખાખરેચી. માળીઆના મે. ઠા. સાહેબ રૂ. ૧૩॥ મેંગણી. માનેજર સાહેબ કાળીદાસ રછોડ રૂ. ૨) ખંભાલીઆ કન્યા. માધવજી મદનજી રૂ. ૧) મોરબી ચેરીટેબલ સ્કુલ. બાઇશ્રી વાઘેલી બાઈ રૂ. ૧૦) એજન કન્યા. એજન રૂ. ૨) ભાડલા. આણંદજી દેવચંદ રૂ. ૫॥= સલાયા. રૂપજી તથા રણછોડદાસ નીકમજી રૂ. ૨૭) ખાખી જાલીઆ. મોતીચંદ પરમાણંદ રૂ. ૧) સીતસર. આણંદજી

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વ લખાણ એડીટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા અનુભવી મહેતાજીઓને કેળવણી તથા શાળાસુધારણાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકિકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની દશમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હેંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું; તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧—૦—૦ સામીલ પોસ્ટેજ માફ. છુટક નકલના પોસ્ટેજ સાથે ત્રણ આના, દસ રૂપિઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦—૧૧—૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ૧ થી રૂ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| | લીટી. | |
|---|---|---|
| ૬ | | બાર માસ સુધી લાગ લાગટ હશે |
| ૯ | ૩ | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પ- |
| | ૮ | છીના અગીઆર મહીના લગી |
| ૭ | ૧૫ | પાવળો ચાર્જ પડશે. બાર મહી- |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ | | નાથી ઓછી મુદત હશે તો પહેલે |

મહીને પૂરો ચાર્જ અને પછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

## હેંડબીલો વહેંચવાના દર.

પા તોલા અંદરનાં હશે તો રૂ. ૮—૦—૦. તેથી ઉપરના વજનનાં છુટક નકલો સાથે જશે નહીં; થેલીઓ સાથે મોકલવામાં આવશે. એક તોલા સુધીનો દર રૂ. ૧૦—૦—૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૨ જો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરી સને ૧૮૯૩.

---

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી)

---

અમદાવાદ

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.

---

# ગુજરાતશાળાપત્રનો વધારો.

ફેબ્રુઆરી સન ૧૮૯૩.

# जाहेर खबरो.

બારે, લખણાવલા, પ્રખ્યાત શ્રેષ્ઠ અને સરતા.

## આદરજી કાવસજી માસ્તરની

### દસ્કત શિક્ષક કોપીબુકો.

આઠ ભાગમાં.

કેળવણીખાતાના હાલના તથા આગલા ઈન્સ્પેક્ટરો, તથા ડેપ્યુટી ઈન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો પ્રીન્સીપાલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુંબઈ તથા ગુજરાતની સર્વે જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતાં અતિ સંતોષકારક ખાત્રીપત્રકો.

મેહેરબાન ડીરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મેહેરબાન ઈન્સ્પેક્ટર ઈ. જાઈલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને સઘળી મંજુર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકનો વાપરવાને અગત્ય ધરાવશે.

☞ મુંબઈ તથા સુરત શેહેરની જોઈન્ટ સ્કૂલ કમીટીના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત-શિક્ષક કોપીબુકોનેજ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એજ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

એ કોપીબુકો માટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સરટીફિકેટો મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

### ડીરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરો.

કે. એમ. ચેટફીલ્ડ, એમ. એ, ડીરેક્ટર ઑફ પબ્લીક ઈન્સ્ટ્રક્શન.
ટી. બી કર્કામ મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર.
ઈ. જાઈલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર.
ખા. સા. દોરાબજી એદલજી ગીમી, બી. એ., ઉ. વિ. ના માજી એ. ઈ. અને રાજકોટ હાઈસ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેશાઈ, ઉ. વિ. ના કેળવણી ખાતાના આ. ઈ.
રા. બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા, વડોદરાના કેળવણી ખા. ડી.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઈન્સ્પેક્ટર.

### દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઑનરેબલ ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.
ઑનરેબલ કાશીનાથ ત્રીંબક તિલંગ, એમ. એ., એલ. એલ. બી. સી. આઈ. ઈ., મુંબઈની હાઈકોર્ટના જડજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડીત, એમ. એ., સરકારના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને હાલ પોરબંદર સ્ટેટના કારભારી.
રા. રા. નગીનદાસ તુલસીદાસ મારફતીયા, બી. એ., એલ. એલ. બી.

સ્પેકટેટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુધપ્રકાશ; સુરત અખબાર; દેશમિત્ર બરૂચ સમાચાર; હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કાપીબુકો નીચલી સરતોથી મળશે.

૧ રોકડ રૂપીઆ દરસાવરથી માલ મંગાવનારા મીસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨ ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ મળશે, પણ રેલવે પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વે ખરચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યો પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે મોકલવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલવે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે, દસ્કતશિક્ષક કાપીબુકોની સાથે અમો બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેપર કાગળો લીધામાં આવશે નહી.



# ગુજરાતશાળાપત્ર.

પુસ્તક ૩૨ મું.   ફેબ્રુઆરી ૧૮૯૩.   અંક ૨ જો.

## માસ.

સને ૧૮૯૧-૯૨ ના મુંબઇના કેળવણીખાતાના રિપોર્ટ પરથી જણાયછે કે આ ઇલાકામાં ૪૦૫૧૪ ગામ છે, તે પૈકી ૮૬૪૧ ગામોમાં બધા પ્રકારની થઇ ૯૫૦૧ જાહેર શાળાઓ અને ૨૭૭૧ ખાનગી એટલે સરકારની દેખરેખ નીચે નહીં તેવી ગામઠી વિગેરે શાળાઓ છે. ૩૧૮૭૩ એટલે ત્રણ ચતુર્થાંશ ઉપરાંત ગામ બીલકુલ નિશાળ વગરનાં છે. ઇલાકાની વસ્તી ૨૬૮૩૪૩૦૫ માણસની છે, એટલે સેંકડે ૧૫ ને હિસાબે નિશાળે જવા લાયક ઉમ્મરનાં ૪૦૨૫૧૪૫ બાળક થાય છે. તે પૈકી જાહેર શાળાઓમાં ૫૬૬૬૦૬ અને ખાનગી શાળાઓમાં ૬૭૮૩૨ મળી એકંદર ૬૩૪૪૩૮ બાળક ભણે છે: હજી સુમારે ચોત્રીસ લાખ એટલે ચાર પંચમાંશ ઉપર ભણવા લાયક બાળક નિશાળે જતાં નથી.

---

ઉપર જે હકીકત આપીછે તેમાં મુંબઈ ઇલાકાના ઇંગ્રેજી અને દેશી રાજ્યનો એકઠો સમાસ કર્યોછે. વડોદરાનું રાજ્ય હિંદ સરકારને તાબે હોવાથી ગણવામાં આવ્યું નથી. બાકીનાં દેશી રાજ્યમાં ૧૫૩૦૪ ગામ છે, તે પૈકી ૨૦૫૯ ગામમાં ૨૨૧૦ જાહેર અને ૫૫૭ ખાનગી શાળાઓ છે. ૧૩૨૪૫ એટલે આશરે ૭ સપ્તમાંશ ગામ નિશાળ વગરનાં છે. એ રાજ્યોની ૭૪૨૭૩૬૧ માણસની વસ્તીમાં ૧૧૮૯૧૦૪ ભણવા લાયક ઉમ્મરનાં બાળક છે, તે પૈકી ૧૪૯૬૨૪ બાળક ભણેછે અને બાકીનાં ૧૦૩૯૪૮૦ નિશાળે જતાં નથી. ઇંગ્રેજી રાજ્યનાં ૨૫૨૧૦ ગામ પૈકી ૬૫૮૨ ગામમાં ૭૨૯૧ જાહેર અને ૨૨૧૪ ખાનગી શાળાઓ છે. ૧૮૬૨૮ એટલે ત્રણ ચતુર્થાંશ ગામ નિશાળ વગરનાં છે. ૧૮૯૦૬૯૪૪ માણસની

વસ્તીમાં ૨૮૩૬૦૪૧ ભણવા લાયક બાળક છે, તેમાંથી ૪૮૪૮૧૪ એટલે સુમારે સાતમો ભાગ નિશાળે જાયછે. બાકીનાં ૨૩૫૧૨૨૭ ભણતાં નથી.

---

પ્રાંતવાર હકીકત આ પ્રમાણે છે. મધ્ય ભાગનાં ૧૦૧૯૯ ગામ પૈકી ૧૯૫૫ માં જાહેર તથા ખાનગી મળી ૩૩૬૦ નિશાળો છે; ભણવા લાયક ઉમ્મરનાં ૧૧૨૦૧૫૮ બાળક પૈકી ૧૮૨૪૯૩ નિશાળે જાયછે. ઉત્તર ભાગમાં એટલે ગાયકવાડી રાજ્ય સિવાયના ગુજરાત અને થાણા જીલ્લામાં એકંદર ૧૬૮૩૩ ગામ છે, તેમાંનાં ૨૫૧૪ ગામમાં ૩૬૭૨ નિશાળો છે. ભણવા લાયક ઉમ્મરનાં ૧૪૩૦૮૮૬ બાળક પૈકી ૨૨૭૦૯૯ એટલે સુમારે એક સપ્તમાંશ ભણેછે અને બાર લાખ ઉપરાંત નિશાળે જતાં નથી. દક્ષિણ ભાગનાં ૭૨૨૭ ગામમાંથી ૨૭૬૮ માં ૩૩૧૫ નિશાળો છે, તેમાં ૧૦૩૮૦૭૭ ભણવા લાયક બાળક પૈકી ૧૫૯૪૯૯ ભણેછે. સિંધમાં ૩૭૫૦ ગામ છે, તેમાંનાં ૧૪૦૪ ગામમાં ૧૮૮૫ નિશાળો છે; તેમાં ૪૩૦૭૬૬ ભણવા લાયક છોકરાં પૈકી ૬૩૬૩૧ જાયછે. ગામોની, વસ્તીની, નિશાળોની, અને વિદ્યાર્થીની મોટામાં મોટી સંખ્યા ઉત્તર ભાગમાં છે, તેમજ નિશાળ વગરનાં ગામની અને નિશાળે નહીં જનાર બાળકની સંખ્યા પણ એજ ભાગમાં મોટામાં મોટી છે.

---

ઉત્તર પ્રાંતમાંથી થાણા જીલ્લો બાદ કરતાં ગુજરાતના જીલ્લાઓનાં ૩૩૦૦ ગામ છે, તે પૈકી ૧૦૩૨ એટલે સુમારે ત્રીજા ભાગનાં ગામમાં નિશાળો છે; બાકીનાં બે તૃતીયાંશ નિશાળ વગરનાં છે. ભણવા લાયક ઉમ્મરનાં બાળકનો સુમારે ચોથો ભાગ નિશાળે જાયછે; ત્રણ ચતુર્થાંશ ભણતાં નથી. એજન્સીઓનાં ૧૧૮૦૩ ગાંમ પૈકી માત્ર ૧૨૧૧ ગામમાં નિશાળો છે, અને ભણવા લાયક ઉમ્મરનાં બાળક પૈકી ફક્ત એક અષ્ટમાંશને સુમારે નિશાળે જાયછે. ગુજરાતની હકીકત હમારા વાંચનારને વધારે અગત્યની સમજી તે વિગતવાર નીચે આપીએ છીએ.

| જીલ્લો અથવા એજન્સી. | કુલ ગામ. | નિશાળ વાળાં ગામ. | નિશાળ વગરનાં ગામ. | ફક્ત છોકરીઓની નિશાળો. | ભણવા લાયક ઉમ્મરનાં બાળક. | નિશાળે જતાં બાળક. | નિશાળે નહી જતાં બાળક. |
|---|---|---|---|---|---|---|---|
| અમદાવાદ. | ૮૫૭ | ૨૨૫ | ૬૩૨ | ૩૭૯ | ૧૩૮૨૫૭ | ૨૭૬૨૭ | ૧૧૦૬૩૦ |
| ખેડા. | ૫૮૩ | ૨૩૩ | ૩૫૦ | ૩૨૮ | ૧૩૦૭૩૮ | ૨૭૩૮૦ | ૧૦૩૩૫૮ |
| ભરૂચ. | ૪૦૫ | ૨૨૫ | ૧૮૦ | ૨૯૪ | ૫૧૨૨૩ | ૧૭૨૦૦ | ૩૪૦૨૩ |
| સુરત. | ૭૯૭ | ૨૬૨ | ૫૩૫ | ૪૨૫ | ૯૭૪૯૮ | ૨૮૧૪૭ | ૬૯૩૫૧ |
| પંચમહાલ. | ૬૫૬ | ૮૫ | ૫૭૧ | ૧૨૩ | ૪૭૦૧૨ | ૬૪૭૨ | ૪૦૫૪૦ |
| વડોદરાકાંપ. | ૧ | ૧ | ૦ | ૪ | ૪૨૧ | ૧૮૧ | ૨૪૦ |
| ડીસાકાંપ. | ૧ | ૧ | ૦ | ૪ | ૧૮૦૬ | ૨૯૭ | ૧૫૦૯ |
| કુલ અંગ્રેજી. | ૩૩૦૦ | ૧૦૩૨ | ૨૨૬૮ | ૧૫૫૭ | ૪૬૬૯૫૫ | ૧૦૭૩૦૪ | ૩૫૯૬૫૧ |
| કાઠીઆવાડ. | ૪૧૯૯ | ૭૧૭ | ૩૪૮૨ | ૧૦૨૪ | ૪૧૨૮૬૦ | ૬૪૨૫૪ | ૩૪૮૬૦૬ |
| રેવાકાંઠા. | ૩૧૫૬ | ૧૨૯ | ૩૦૨૭ | ૧૫૪ | ૧૧૦૦૨૬ | ૮૪૬૫ | ૧૦૧૫૬૧ |
| કચ્છ. | ૯૩૬ | ૧૩૫ | ૮૦૧ | ૨૪૧ | ૮૩૭૬૨ | ૧૨૩૨૦ | ૭૧૪૪૨ |
| સુરત. | ૩૮૦ | ૩૯ | ૩૪૧ | ૫૬ | ૨૭૧૮૧ | ૨૭૨૫ | ૨૪૪૫૬ |
| ખંભાત. | ૮૮ | ૫ | ૮૩ | ૨૭ | ૧૩૪૫૮ | ૨૦૫૧ | ૧૧૪૦૭ |
| મહીકાંઠા. | ૧૮૬૭ | ૧૧૦ | ૧૭૫૭ | ૧૨૯ | ૮૭૨૩૫ | ૭૧૦૯ | ૮૦૧૨૬ |
| પાલણપુર. | ૧૧૭૭ | ૭૬ | ૧૧૦૧ | ૯૩ | ૯૬૯૨૯ | ૪૫૪૧ | ૯૨૩૮૮ |
| કુલ દેશી રાજ્યો. | ૧૧૮૦૩ | ૧૨૧૧ | ૧૦૫૯૨ | ૧૭૨૮ | ૮૩૧૪૫૧ | ૧૦૧૪૬૫ | ૭૨૯૯૮૬ |
| કુલ ગુજરાત | ૧૫૧૦૩ | ૨૨૪૩ | ૧૨૮૬૦ | ૩૨૮૫ | ૧૨૯૮૪૦૬ | ૨૦૮૭૬૯ | ૧૦૮૯૬૩૭ |

થોડા સમય ઉપર એક લખનારે કેળવણીના ખરચનો નીચે પ્રમાણે મુકાબલો કર્યો હતો.

| | | બ્રિટિશ હિંદુસ્તાન. | મુંબઇ ઇલાકો. | ઈગ્લાંડ, સ્કોટલાંડ અને આયરલાંડ. | યુનાઇટેડ સ્ટેટ્સ. |
|---|---|---|---|---|---|
| દેશની વસ્તી ને દર મનુષ્યે ખરચ. | પ્રાથમિક કેળવણી પાછળ | ૭ પાઇ* | ૬ પાઇ | ૨$\frac{3}{4}$ શિલિંગ | ૨$\frac{1}{2}$ ડૉલર |
| | યુનિવરસિટીની કેળવણી પાછળ | ૨$\frac{2}{3}$ પાઇ* | ૨$\frac{1}{2}$ પાઇ | | |
| | બધા પ્રકારની કેળવણી પાછળ | ૬ પાઇ | ૧૪ પાઇ | | |
| સરકારની કુલ ઉપજ પૈકી સૈંકડે કેટલા ટકા કેળવણી પાછળ ખરચાય છે. | | ૦·૯૪ | ૧·૫ | ૪·૯ | ૩૫·૭ |
| | | બધા પ્રકારની કેળવણી પાછળ. | | માત્ર પ્રાથમિક કેળવણી પાછળ | |

મુંબઈનું એજ્યુકેશનલ રેકર્ડ જણાવેછે કે અમેરિકાના ચિકેગો શહેરમાં મોટું પ્રદર્શન થવાનું છે તેમાં કેળવણીને લગતી વસ્તુઓ ગોઠવવામાં પાંચ એકર જમીન રોકવામાં આવશે. તેમાં સમાંતર ભાગ પાડી દેશ તથા વિદ્યાર્થીઓની ઉમ્મર પ્રમાણે કિન્ડરગારટન અને પ્રાથમિક શાળાથી માંડી છેક યુનિવરસિટી સુધીનું કામ અને શિક્ષણ પદ્ધતિઓ બતાવવામાં આવશે. આથી દરેક દેશની કેળવણીની સંપૂર્ણ રીતિઓ એકદમ જોઈ શકાશે અને તેમનો બીજા દેશની રીતિઓ સાથે મુકાબલો થઈ શકશે. જુદા જુદા દેશના મહાન કેળવણી આપનાર એકઠા થવાથી સભાઓ મળી એ વિષયની ચર્ચા પણ થશે. ભૂગોળવિદ્યાનું પણ અદ્ભુત પ્રદર્શન થશે. કોલંબસથી માંડી આજ સુધીના દરીઆઈ નકશા જોડાજોડ મૂકી બતાવવામાં આવશે. દુનિઆનો ત્રીસ ફીટ ચોરસ એક

* આમાં ખાનગી મદદ ભેગી ગણવામાં આવી છે.

નકશો બનાવી તેમાં જમીન પરના ખાડા ટેકરા જણાવવામાં આવશે, દરીઆના ભાગમાં પાણી ભરવામાં આવશે, અને સમુદ્રમાં જે પ્રવાહ ચાલેછે તે યાંત્રિક ગોઠવણથી બરાબર ચલાવી બતાવવામાં આવશે.

---

# बाळ शिक्षण.

( ચાલુ પાને ૧૦ થી. )

૬. ગીત અને કવિતાનો મુખ પાઠ—ઘરમાં બાળકો હમેશ ગાતાં હોય તેમાંથી યોગ્ય ગીત દરેક ડેપ્યુટી ઇન્સ્પેકટરે પોતાના જીલ્લા માટે પસંદ કરવાં, અને બાળવર્ગ માટે પસંદ કરેલાં ગીતની યાદી છપાવી શિક્ષકોને વહેંચવી. જે ગીતની સાથે શરીરના યોગ્ય હાવભાવ થઇ શકે તેવું હોય તે ખાસ પસંદ કરવાં કે ગીત અને હલકી કસરત સંગીત ડ્રિલના રૂપમાં ભેગાં કરી શકાય. પહેલા ધોરણની અને બાળવર્ગની કવિતા યોગ્ય ઢબમાં આખા વર્ગને સાથેજ બોલાવવી.

૭. બાળડ્રિલ અને કસરત—હલકી કસરતી ડ્રિલની સાથે બનતા સુધી ગાયન મેળવવું. નીચેની ડ્રિલ કરાવી શકાય:

ગાયનના તાલ પ્રમાણે હાથ અને અવયવોનું ચલણવલણ;

એક એક છોકરાની અથવા તેથી વધારેની હારો કરી કોઇ વખત એક બીજાના હાથ પકડીને અને કોઇ વખત છૂટા આગળ પાછળ ચાલવું ( લશ્કરની માફક );

આકારના પૂંઠા ઉપરથી શિખેલી આકૃતિઓ પ્રમાણે એક બીજાના હાથ પકડીને કુંડાળું, ચોરસ, લંબ ચોરસ, ત્રિકોણ, વિગેરે આકારમાં ગોઠવાવું;

છોકરાંની ટોપીઓના રંગ પ્રમાણે, તેમની ઉંચાઇ પ્રમાણે, અથવા પ્રથમથી તેમને વહેંચી આપેલાં રંગનાં પત્તાં, ફૂલ, અથવા બીજા પદાર્થ પ્રમાણે તેમના જુદા જુદા જથા પાડવા;

આવા જથા અથવા હારોમાંથી તેમને ભૂમિતિની આકૃતિઓ પ્રમાણે ગોઠવવા, અને પાછા જથા અથવા હારો કરાવવી.

આ અને આવી અનેક કસરતી રમતો બાળકપર ભાવ રાખનાર શિક્ષકને સુજી આવશે, અથવા છોકરાંની સામાન્ય રમતો ઉપરથી તે ખોળી કાઢી શકશે. ડ્રિલને માટે નિમેલા વખતમાં ગાયન સાથે અથવા ગાયન વગર આવી રમતોનો નિયમસર મહાવરો કરાવવો.

૮. છેવટ, બાળવર્ગના શિક્ષકોએ યાદ રાખવું કે બાળકના સ્વભાવથી વાકેફ થવાની તેમને બહુ જરૂર છે. તે બાબતના અજ્ઞાનથી ઘણી ભૂલો થાયછે. કુદરતને અનુસરવું એજ ઉત્તમ રસ્તો છે, અને તેના નિયમ નીચે પ્રમાણે છે.

(૧) ધીમે ધીમે આગળ વધવું.

(૨) પગથિયે પગથિયે ચાલવું.

(૩) સાદા અને સ્હેલાપરથી અઘરાપર જવું.

(૪) બાળક જે જાણતું હોય તેથી શરૂઆત કરી અજાણ્યા પર જવું.

(૫) એકથી શરૂ કરી ઘણાપર જવું (આખાપરથી વિભાગોપર જવું એનો આમાં સમાસ થાયછે).

આ નિયમ બંધાવાનું કારણ એ છે કે બાળસ્વભાવ કુદરતને અનુસરે છે. પ્રાણી અને વનસ્પતિ એકદમ વધી જતાં નથી; તેમના જુદા જુદા ભાગ ક્રમે ક્રમે ખીલેછે. વળી પ્રાણી કરતાં મનુષ્ય ઘણું ધીમે વધેછે; ઘોડો જેટલી ઉમ્મરે પુખ્ત ગણાય છે તેટલી ઉમ્મરે મનુષ્ય બાળકજ હોયછે. માટે બાળકેળવણીમાં ધીમે ધીમે અને સ્હેલે પગથિયે ચાલવાથી કુદરતને અનુસરી શકાશે. બાળબુદ્ધિની કુદરતી રીતનો અનાદર કરવાથી તેના નિયમનું ઉલ્લંઘન થાયછે અને એવા અણઘડપણાને લીધે કુદરતની ઉત્કૃષ્ટ કૃતિ (બાળક)ને હાનિ થાયછે.

ઉપર કહ્યું તે ઉપરાંત (એટલે બાળકના સામાન્ય સ્વભાવ ઉપરાંત), શિક્ષકે દરેક બાળકની ખાસ પ્રકૃતિથી પણ વાકેફ થવું જોઇએ. વર્ગ (સમુહ) શિક્ષણમાં આ વાત ધ્યાનમાં રહેતી નથી; છતાં તે વિસારનાર શિક્ષક જુદા જુદા છોકરા ખાસ ગુણ ધ્યાનમાં ન લેતાં બધાને એક સરખો તાપ, ખાંપો, અથવા જમીન પૂરી પાડનાર માળીના જેવી ભૂલ કરેછે. ઘણું કરી શિક્ષકને આવી ભૂલની ખબર હોતી નથી, પરંતુ

બાળક અજ્ઞાનથી દેવતા ઓલેછે છતાં દાઝ્યા વિના રહેતું નથી, તેજ પ્રમાણે એ ભુલનાં અતિ માઠાં પરિણામ થયા વિના રહેતાં નથી અને તેનાં ફળ બાળકને જીવતા સુધી ભોગવવાં પડેછે. આ બાબતપર પૂરો વિચાર કરનાર શિક્ષક પોતાની જવાબદારી સમજી શકશે.

---

# इंग्लांडनी जाहेर प्राथमिक शाळाओ.

ઇંગ્લાંડના કેળવણીખાતા તરફથી ત્યાંના ઇન્સ્પેક્ટરોને અપાયલી સૂચનામાંથી કેટલીક અગત્યનો સાર હમે સને ૧૮૯૧ ના સપ્ટેંબર ઓક્ટોબરના અંકમાં આપ્યો હતો. હવે ત્યાંની પ્રાથમિક શાળાઓની અને અભ્યાસક્રમની કેટલીક હકીકત આપીએ છીયે. એ દેશમાં સરકારના પોતાના તરફથી શાળાઓ કાઢવામાં આવતી નથી. લોકો પોતાની મેળે નિશાળો કાઢેછે અથવા કાયદા પ્રમાણે સ્કૂલબોર્ડો સ્થાપી તેમની પાસે કઢાવવામાં આવેછે. કોડની શરતો પ્રમાણે ચાલતી બધી પ્રાથમિક નિશાળોને સરકાર મદદ આપેછે અને તેમને જાહેર શાળાઓ કહેછે. ત્યાંની બોર્ડસ્કૂલો આપણી લોકલફંડની અને મ્યુનિસિપાલિટિની નિશાળોને મળતી છે, અને લોકોએ કાઢેલી નિશાળો આપણી મદદ લેનારી ખાનગી નિશાળો જેવી છે. ખાનગી નિશાળોનો મોટો ભાગ અહીંની મિશનસ્કૂલોની માફક જુદા જુદા પંથની ધર્મ મંડળીઓ ચલાવે છે. તેમાં ધર્મ શિક્ષણ આપવા હરકત નથી; પરંતુ તે વિષય બાબત સરકાર મદદ આપતી નથી. બધી જાહેર નિશાળોમાં બધા પંથનાં છોકરાંને દાખલ કરવાની ફરજ છે, છતાં માબાપની ખુશી વિના પરાણે ધર્મ શિક્ષણ આપવાની મનાઇ કરવામાં આવીછે. આ કારણથી ધર્મનું શિક્ષણ નિશાળનો વખત શરૂ થતાં અથવા પૂરો થતાં આપવું એમ ઠરાવ છે. દરેક નિશાળનું ટાઇમટેબલ ઇન્સ્પેક્ટર પાસે મંજુર કરાવવું પડેછે. નિશાળ ખાનગી ફાયદા માટે કાઢી હોય તો મદદ મળતી નથી. વળી મુખ્ય શિક્ષક ટ્રેન્ડ હોવો જોઇએ. રાતની નિશાળોમાં ઇન્સ્પેક્ટરે મંજુર કરેલો અઢાર વરસ ઉપરની ઉમ્મરનો ગમે તો શિક્ષક હોય તો ચાલેછે.

પાંચથી તેર વરસની ઉમ્મરનાં છોકરાં માટે પ્રાથમિક કેળવણી

ફરજીઆત છે. અમુક ધોરણમાં પાસ થયેલાં દસ વરસ ઉપરનાં છોકરાંને અડધો વખત નિશાળમાં જવાની અને બાકીનો અડધો વખત ધંધામાં લાગવાની છૂટ છે. ગયે સાલથી વગર ફીએ કેળવણી આપવા કાયદાથી ગોઠવણ કરવામાં આવીછે. ફી માફ કરવાથી શાળાઓના વ્યવસ્થાપકોને થતું નુકસાન પૂરૂં કરવાને નીચે ગણાવેલી શિક્ષણની મદદ ઉપરાંત દરવર્ષે દર વિદ્યાર્થીએ ૧૦ શિલિંગ પ્રમાણે તેમને સરકાર આપેછે.

કેળવણી ફરજીઆત હોવાથી નિશાળે નહીં જનાર ઉમ્મરે લાયક છોકરાંની તપાસ રાખવા ઠેકાણે ઠેકાણે ખાસ નોકરો રાખવામાં આવ્યા છે, અને કસુર કરનાર માબાપોને માજીસ્ટ્રેટ રૂબરૂ ખડાં કરી સજા કરાવવામાં આવેછે. ખારવા લોકો બૈરાં છોકરાં સાથે હોડીઓમાં રહેછે અને એક સ્થળેથી બીજે સ્થળે ગયા કરેછે તેમનાં પણ છોકરાં નિશાળે જાય છે કે નહીં તેની તપાસ રાખવા ખાસ અમલદારો નિમવામાં આવ્યા છે.

શિક્ષકો—દિવસની નિશાળોમાં પાદરીઓને શિક્ષક તરીકે નિમવાની મના કરવામાં આવીછે. રાતની નિશાળો માટે તેવી મનાઈ નથી. સરકારમદદ મેળવવા માટે સાઠ છોકરાંની સરાસરી હાજરીએ ટ્રેન થયેલા મુખ્ય શિક્ષક સિવાય બીજા ટ્રેન્ડ માણસની જરૂર ગણાતી નથી; સિત્તેર છોકરાંની સરાસરી હાજરીએ એક વધારે ટ્રેન્ડ શિક્ષકની, પચાસની હાજરીએ એક આસિસ્ટંટ શિક્ષકની, ત્રીસની હાજરીએ એક વધારાની સ્ત્રી શિક્ષક અથવા પ્યુપિલ ટીચરની, અને વીસની હાજરીએ ઉમેદવારની જરૂર ઠેરાવવામાં આવીછે. આ નિયમ પ્રમાણે શિક્ષક ન હોય તો સરકાર મદદની રકમમાંથી અમુક દર પ્રમાણે રકમ કાપવામાં આવેછે. પ્યુપિલ ટીચર થવા ઇચ્છનાર પાંચમા અથવા છઠ્ઠા ધોરણમાં પાસ થયેલા તેર વરસની ઉમ્મરના વિદ્યાર્થીને ઈન્સ્પેક્ટર મંજુરી આપે તો એક વરસ માટે ઉમેદવાર તરીકે રાખી શકાય છે. શાળાના મેનેજર ઇન્સ્પેક્ટરે મંજુર કરેલા અને છઠ્ઠા અથવા સાતમા ધોરણમાં પાસ થયેલા ચૌદ વરસ અથવા તેથી વધારે ઉમ્મરના છોકરા કે છોકરીને લેખી કરારથી પ્યુપિલ ટીચર તરીકે રાખી શકેછે. નિશાળના વખતમાં તેણે ટ્રેન્ડ શિક્ષકની

દેખરેખ નીચે શિખવવું અને બીજા વર્ષમાં શિક્ષકે તેને અભ્યાસ કરાવવો એમ ઠરાવ છે. પ્યુપિલ ટીચર માટે ચાર વરસનો અભ્યાસક્રમ છે તે આગળ આપીશું. જ્યાં પ્યુપિલ ટીચરોને અભ્યાસ કરાવવાની ગફલત કરવામાં આવેછે ત્યાં કેળવણીખાતું તેમની શાળાના શિક્ષક તરીકે ગણના કરતું નથી. ટ્રેન્ડ મુખ્ય શિક્ષકના હાથ તળે ત્રણ અને દરેક ટ્રેન્ડ આસિસ્ટંટના હાથ તળે એક કરતાં વધારે પ્યુપિલ ટીચર રાખી શકાતા નથી. વળી મુખ્ય શિક્ષક પુરૂષ હોય તો પુરૂષ પ્યુપિલ ટીચર અને સ્ત્રી હોય તો સ્ત્રી પ્યુપિલ ટીચર રાખવા ઠરાવ છે. દર વર્ષે ઈન્સ્પેક્ટર પ્યુપિલ ટીચરોની પરીક્ષા લે છે અને એકની એક પરીક્ષામાં બે વાર નપાસ થનારને રજા આપવામાં આવેછે. ટ્રેનિંગ કોલેજોની પ્રવેશક પરીક્ષા જેને ક્વીન્સ સ્કોલરશિપ પરીક્ષા કહેછે અને જે આપણી ટ્રેનિંગ કાલેજના પહેલા વર્ષને લગભગ મળતી છે તે પ્યુપિલ ટીચરોની છેલ્લી એટલે ચોથા વરસની પરીક્ષા છે. કરારની મુદત પૂરી થયે તેમને ગમે તે ધંધામાં દાખલ થવાની છૂટ છે. શિક્ષકના ધંધામાં રહેવું હોય તો ક્વીન્સ સ્કોલરશિપ પરીક્ષામાં પાસ થયેથી તેઓ ટ્રેનિંગ કાલેજમાં દાખલ થઈ શકેછે, અથવા આસિસ્ટંટ શિક્ષક થઈ શકેછે. યુનિવરસિટીના ગ્રાજ્યુએટને અથવા અરાઢ વરસની ઉમ્મર થઈ હોય તો કેળવણીખાતાએ કબૂલ રાખેલી બીજી કોઈ પરીક્ષામાં પાસ થનારને પણ આસિસ્ટંટ શિક્ષક તરીકે રાખવા હરકત નથી. જે પ્યુપિલ ટીચરો ક્વીન્સ સ્કોલરશિપ પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થાયછે, કરારની મુદતમાં સારૂં કામ કરેછે, અને શિક્ષક તરીકે હુશિયારી બાબત ઈન્સ્પેક્ટરની ભલામણ મેળવેછે તેમને ટુંક મુદત માટે સરટિફિકેટવાળા શિક્ષક ગણવામાં આવેછે. દરેક દિવસની નિશાળનો મુખ્ય શિક્ષક ટ્રેન્ડ હોવો જોઇએ એવો ઠરાવ છે, છતાં સાઠથી ઓછી સરાસરી હાજરીવાળી નાની નિશાળોમાં આવાં ટુંક મુદતના સરટિફિકેટવાળા મુખ્ય શિક્ષક રાખવા છૂટ છે. તેમને સરટિફિકેટ આપવામાં આવતું નથી, અને તેમની એ પછી પચીસ વરસની ઉમ્મરે અથવા લાગલગટ બે વરસ અસંતોષકારક કામ કરેથી બંધ થાયછે. ટ્રેનિંગ કાલેજની બીજા વરસની પરીક્ષામાં પાસ થનારનેજ ટ્રેન્ડ અથવા સરટિફિકેટ શિક્ષક ગણવામાં

આવેછે. એ પરીક્ષામાં પાસ થનારના ત્રણ વર્ગ કરવામાં આવેછે, તે પૈકી માત્ર પહેલા અથવા બીજા વર્ગમાં પાસ થનારના હાથ નીચે પ્યુપિલ ટીચરો રાખી શકાયછે, અને તેઓ તેમને ભણાવવામાં ગફલત કરે તો એ હક છિનવી લેવામાં આવેછે. ટ્રેનિંગ કોલેજનો બીજા વર્ષનો અભ્યાસ આપણા ત્રીજા વર્ષને મળતો અથવા તેથી કાંઈક ચઢતો છે. ત્રીજું વર્ષ કોલેજમાં રહેનાર માટે થોડી મુદત થયાં ખાસ અભ્યાસક્રમ ઠરાવવામાં આવ્યોછે. બીજા વર્ષની પરીક્ષામાં પાસ થયા છતાં એકની એકજ શાળામાં લાગલગટ બે વરસ સુધી ઇન્સ્પેક્ટરને સંતોષકારક કામ બતાવ્યા વિના ટ્રેનિંગનું સરટિફિકેટ આપવામાં આવતું નથી. ત્રીજા વરસની પરીક્ષામાં પાસ થનારની આવી અજમાયશની મુદત એક વરસ ઓછી રાખવામાં આવીછે. ગુન્હામાં આવનાર શિક્ષકનું સરટિફિકેટ રદ કરી શકાય છે. બાળશાળાઓમાં, છોકરીઓની નિશાળોમાં, અને છોકરા છોકરીની ભેગી નિશાળોમાં અરાઢ વરસ ઉપરની ઉમ્મરની ઇન્સ્પેક્ટરે મંજુર કરેલી સ્ત્રીઓને વધારાની સ્ત્રી શિક્ષક તરીકે રાખી શકાયછે.

(અપૂર્ણ).

---

# संख्याविषे पाठो.

## પ્રકરણ ૧૧ મું—ભાગાકાર.

### પાઠ ૧લો.—ભાગાકારનો વિચાર શિખવવા વિષે.

ભાગાકારનો વિચાર છોકરાંના મનમાં આણવા માટે, તથા ગુણાકારથી ઉલટો ભાગાકાર છે અને જેમ ગુણાકાર, સરવાળાની ટૂંકી રીત છે તેમ ભાગાકાર બાદબાકીની ટૂંકી રીત છે એ બતાવવાને નીચેની યુક્તિનો ઉપયોગ કરવો.

૨ થી ૫ લગીની સંખ્યા વતી ભાગવા વિષે.

લખોટાયંત્રપર ૨, ૪, ૬, ૮, અને ૧૦ લખોટા ગોઠવી પૂછવું કે ૨માંથી ૨ કેટલીવાર બાદ કરી શકાય છે? કાંઇ વધેછે કે?

હવે જુઓ કાંઇ ન વધે એવી રીતે ૪માં થી ૨ કેટલીવાર બાદ

કરી શકાય છે ? ૬, ૮, અને ૧૦ માંથી ૨ કેટલીવાર બાદ કરી શકાય છે અને શું વધેછે ?

પછી બીજી રીતે પૂછવું કે ૨, ૪, ૬, ૮, અને ૧૦ માં ૨ કેટલીવાર સમાય છે ?

લખોટાયંત્રપર ૩, ૫, ૭, ૯, ૧૧, અને ૧૩ લખોટા ગોઠવી પૂછવું કે એમાંની દરેક સંખ્યામાંથી ૨ કેટલીવાર બાદ કરી શકાય છે ? પાછલો પાઠ યાદ દેવડાવી પૂછવું કે ૨, ૪, ૬, ૮, અને ૧૦ ના અડધા કેટલા ? ૩, ૫, ૭, અને ૯ ના અડધા કેટલા ?

આ એકી સંખ્યાઓ છે. અને છોકરાંને અપૂર્ણાંકનું જ્ઞાન નથી તેથી શેષ વધ્યા સિવાય તેઓ તેમના અડધા લઇ શકશે નહિ અથવા ૨ વતી ભાગી શકશે નહિ. એ કારણથી ૯ મા પગથિયામાં એકી અને બેકી સંખ્યાઓનો ખુલાસો આપ્યો છે તે વિષે યાદ દેવડાવવું.

હવે ૧૨, ૧૪, ૧૬, ૧૮, અને ૨૦ માંથી કાંઇ શેષ ન વધે એવી રીતે જેટલીવાર ૨ બાદ કરી શકાય તેટલીવાર કરો.

એમ કરવાને લખોટાયંત્રપર એ સંખ્યાઓના ભાગ કરવા. જેમકે, ૧૦ વત્તા ૨, ૧૦ વત્તા ૪, ૧૦ વત્તા ૬, ઇત્યાદિ. પછી છોકરાંની કને ૧૦ માંથી બબે જેવડાં ભાગ કરાવવા અને ૨, ૪, ૬, ૮, અને ૧૦ માંથી પણ તેવડાજ ભાગ કરાવવા.

૧૨ માં ૨ કેટલીવાર માયછે ? ૬ વાર.

૧૨ માં ૨ ૭ વાર માયછે તે તમે શી રીતે ખોળી કહાડયું ?

૧૦ માં ૫ વાર ૨ માયછે અને ૨ માં ૧ વાર માયછે; અને ૫ વાર વત્તા ૧ વાર=૬ વાર, તેથી ૧૨ માં ૬ વાર ૨ માયછે.

એજ પ્રમાણે બાકીની સંખ્યાઓ ૧૪, ૧૬, ૧૮, અને ૨૦ નું, અને સાર કેડે એકી સંખ્યાઓ ૧૧, ૧૩, ૧૫, ૧૭, અને ૧૯ નું કરવું.

ટીપ.—જે સંખ્યાને ભાગવી હોય તેને હમેશાં લખોટાયંત્રપર મૂકવી, કારણ કે છોકરાંને ભાગાકારની રીતનું જ્ઞાન પ્રદર્શનથી કરાવવાનો હેતુ છે. કૂકા, પૈસા, વગેરેનો ઉપયોગ કરવો હોય તો તેમને લખોટાની પેઠેજ ગોઠવવા, એટલે ૧૦ એક હારમાં અને બાકીના

બીજી હારમાં મૂકવા. ૨૦ ને માટે ૧૦ ની બે હાર કરવી.

૨૦ માં ૨ કેટલીવાર માયછે? ૨૦ માં ૧૦ કેટલીવાર માયછે? ૨૨ માં કેટલીવાર ૨ માયછે? જવાબ. ૧૧ વાર. શા માટે? કેમકે ૨૦ નું અડધ ૧૦ અને ૨ નું અડધ ૧. ૧૦ વત્તા ૧=૧૧.

૨૨ માં ૧૧ કેટલીવાર માયછે? જવાબ ૨ વાર.

૨૪ ના અડધા કેટલા? જવાબ ૧૨.

શા માટે? ઉપર જે કારણ બતાવ્યું છે તેજ અહીં લાગુ પડેછે.

૨૪ માં ૧૨ કેટલીવાર માયછે? જવાબ. ૨ વાર.

૬ ના, ૭ ના, ૮ ના, ૯ ના, ૧૦ ના, ૧૧ ના, અને ૧૨ ના બેમણા કેટલા?

**પુનરાવર્તન.**

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | માં | ૨ | એક વાર માયછે. | |
| ૩ | માં | ૨ | ,, ,, | અને ૧ વધેછે. |
| ૪ | માં | ૨ | બે ,, ,, | |
| ૫ | માં | ૨ | ,, ,, | અને ૧ વધેછે. |
| ૬ | માં | ૨ | ત્રણ ,, ,, | |
| ૭ | માં | ૨ | ,, ,, | અને ૧ વધેછે. |
| ૮ | માં | ૨ | ચાર ,, ,, | |
| ૯ | માં | ૨ | ,, ,, | અને ૧ વધેછે. |
| ૧૦ | માં | ૨ | પાંચ ,, ,, | |
| ૨૦ | માં | ૨ | દશ ,, ,, | |
| ૨૧ | માં | ૨ | ,, ,, | અને ૧ વધેછે. |
| ૨૨ | માં | ૨ | અગીઆર ,, ,, | |

**મનોયત્ન.**

૧૨ કેળાં બે છોકરાંને વહેંચી આપીએ તો દરેકને ભાગ કેટલાં આવે? જવાબ ૬.

૧૪, ૧૬, ૧૮, વગેરે કેળાં વહેંચીએ તો દરેકને ભાગ કેટલાં આવે?

એક માણસની કને ૧૪ પૈસા હતા તે તેણે પોતાની અને બીજા

ઓાણસની વચ્ચે વહેંચ્યા તો દરેકને ભાગ કેટલા આવ્યા ?

એક છોકરાને ૧૨ લીટી લખવાની હતી. એક દહાડે જેટલી લીટી લખી તેટલીજ બીજે દિવસે લખીને તેણે બે દિવસમાં પૂરી કરી, તો તેણે દરરોજ કેટલી લીટી લખી હશે ?

બે છોકરાંની ઉમ્મર સરખી છે, બંનેની ઉમ્મર મળીને ૧૬ વરસ થાયછે તો દરેક છોકરાંની ઉમ્મર કેટલી ?

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૪ થો.

### ખૂણા.

હવે, છોકરાં, અમુક સ્થળ ફલાણી દિશામાં છે, એવું કહેવું હોય તો શી રીતે કહી શકાય ? તે ઉત્તરે, દક્ષિણે, પૂર્વે, કે પશ્ચિમે છે એવું કહેવું જોઇએ. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અથવા પશ્ચિમ દિશા કેમ જાણી શકાય ? સૂર્ય જે દિશામાં ઉગેછે અથવા આથમે છે તે તપાસવાથી.

સ્લેટ અથવા કાગળપર જુદી જુદી જગ્યાનાં સ્થળ બતાવવાં હોયછે ત્યારે તેની ટોચે ઉત્તર દિશા મૂકીએ છીએ; તો દક્ષિણ દિશા ક્યાં આવશે ? સ્લેટને તળીએ. પૂર્વ દિશા ક્યાં આવશે ? પશ્ચિમ દિશા ક્યાં આવશે ? શિક્ષકે સ્લેટપર ચાર મુખ્ય દિશાઓનાં નામ લખવાં. મુખ્ય દિશાઓ કઈ કઇ છે ? બધી વસ્તુઓ અથવા સ્થળો બરાબર ઉત્તરે, કે દક્ષિણે, કે પૂર્વે, કે પશ્ચિમે હમેશાં હોયછે ? તેઓ ક્યાં હોઈ શકે ? તેઓ એમાંની હરકોઇ બે દિશાની વચ્ચે હોઇ શકે. તો તેઓ વિષે શું કહેવું તે તમારે જાણવું જોઇએ. સાંભળો, હું કહુંછું. ઉત્તર અને પૂર્વની બરાબર વચ્ચેની જગ્યાને ઇશાન ખૂણો કહેછે. ઉત્તર અને પશ્ચિમની બરાબર વચ્ચેની જગ્યાને વાયવ્ય ખૂણો કહેછે. દક્ષિણ અને પૂર્વની વચ્ચેની જગ્યાને અગ્નિ ખૂણો કહેછે. દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેની જગ્યાને નૈઋત્ય ખૂણો કહેછે. શિક્ષકે સ્લેટપર ખૂણાનાં નામ

લખવાં. કેટલા ખૂણા થયા ? તેમનાં નામ દો. બધા સાથે બોલો. વાયવ્ય ખૂણો ક્યાં છે ? નૈઋત્ય ખૂણો ક્યાં છે ? ઇશાન ખૂણો ક્યાં છે ? અગ્નિ ખૂણો ક્યાં છે ? એક છોકરાને બોલાવી ખૂણા સ્લેટપર બતાવવાને કહેવું અને તે જે ખૂણા બતાવે તેમનાં નામ બીજા કને દેવડાવવાં. પછી બધાં છોકરાંની કને ઓરડાની ચાર દિશા અને ચાર ખૂણા નક્કી કરાવવાં; ચાર કેડે એક છોકરાને ઇશાન ખૂણે, બીજાને વાયવ્ય ખૂણે, ત્રીજાને અગ્નિ ખૂણે, અને ચોથાને નૈઋત્ય ખૂણે ઊભો રહેવાને કહેવું. પછી મરજીમાં આવે તે ખૂણે જવાને એક છોકરાને ફરમાવવું અને તે જે ખૂણે જાય તે ખૂણો સ્લેટમાં બતાવવાને બીજા છોકરાને હુકમ કરવો. મુખ્ય દિશાઓ અને નકશામાં તેમનાં સ્થળ છોકરાં બરાબર સમજ્યાં છે કે નહિ તે આવાં મનોયત્નથી શિક્ષક જાણી શકશે. છોકરાંના મનમાં બરાબર ઠસાવવાને ચાર દિશા અને ચાર ખૂણા તેમની કને ફરીને સાથે બોલાવરાવી પાઠ પૂરો કરવો.

## પાઠ ૫ મો.

### મુકરર દિશાઓ હોવાની અગત્ય અને એક એકના સંબંધમાં પદાર્થોનાં સ્થળ.

કેટલી દિશાઓ છે ? તેમનાં નામ દો. તમારામાંનો એક જણ આવો અને દરેક દિશા ક્યાં છે તે બતાવો. હવે સ્લેટમાં એ દિશાઓ બતાવો. એપરથી તમારા જાણવામાં આવશે કે લોકોને દિશાઓની ખબર હોય તો તેઓ એક બીજાને સહેલાઇથી રસ્તો બતાવી શકે. દિશાઓ સિવાય રસ્તો દેખાડવાની બીજી કોઇ રીત તમે કહી શકશો ? હા, જમણીમેર કે ડાબીમેર જવાનું કહીને દેખાડી શકાય. ચાલો એ રીતની આપણે તપાસ કરીએ. મારે બારણાં ભણી જવું છે તો કહો મારે કેણી તરફ જવું? તમે જમણીમેર જાઓ. શિક્ષક (અડધું ફરીને)—હવે હું જમણીમેર જાઉં કે ? ના. શું બારણું હમેશાં મારી જમણીમેર હોય છે? ના. કોઇ માણસને જમણે હાથે કે ડાબે હાથે જવાનું કહેતા પહેલાં તમારે શું જાણવું જોઇએ ? તે કેવી રીતે ઉભોછે તે. બીજા

ઓરડામાં અથવા છેટે ઉભેલો માણસ તમને પૂછાવે કે ફલાણી જગ્યા ક્યાં છે તો તે જમણી કે ડાબીમેર છે એવું કહેવાથી ચાલશે? ના, નહિ ચાલે. શા માટે નહિ ચાલે? તમે એમ કહો કે આપણે જે ઠેકાણે ઉભા છીએ તેની ઉત્તરે કે દક્ષિણે તે જગ્યા છે તો એથી તે ખોળી કહાડવામાં મદદ મળશે? હા, મળશે. શાથી? તેમના ફરવાથી ઉત્તર કે દક્ષિણની જગ્યા બદલાશે? તમારા જમણા કે ડાબા હાથ વડે જગ્યા બદલાશે; પરંતુ દિશાઓ બદલાતી નથી, તેઓ મુકરર છે. જુદી જુદી જગ્યાઓનાં સ્થળ બતાવવામાં તેઓ એટલી બધી ઉપયોગી છે તેનું કારણ એજ છે. અમુક જગ્યા ઉત્તરે, દક્ષિણે, પૂર્વે, કે પશ્ચિમે છે એવું કહીને તમે લોકોને મુસાફરી કરવાનો રસ્તો બતાવી શકો. હવે ઓરડામાંની જુદી જુદી વસ્તુઓ ક્યાં છે તે કહો. ચોપાલરી ક્યાં છે? બારીઓ ક્યાં છે? દરવાજો ક્યાં છે? કબાટ ક્યાં છે? હિંદુસ્તાનનો નકશો ક્યાં છે? હવે સ્લેટપર એ વસ્તુઓનાં સ્થળ દર્શાવીએ.

ઓરડામાંની એક વસ્તુનું નામ દો. કબાટ. ઓરડાની કઇ બાજૂએ કબાટ છે? ઉત્તરે. સ્લેટની ઉત્તર દિશા કઇ? કબાટને માટે અહીં એક ટપકું મૂકીએ. ઓરડાની પશ્ચિમે શું છે, તે કહો. સ્લેટની પશ્ચિમ દિશા કઇ? ઓરડાની પશ્ચિમે જે વસ્તુઓ છે તેઓને માટે આપણે સ્લેટપર બીજાં ટપકાં મૂકીએ.* એ રીતે ઓરડામાંની મુખ્ય વસ્તુઓનાં સ્થળ સ્લેટમાં દર્શાવી શકાય. મેં શું કર્યું તે, તમે હવે કહી જાઓ. ઓરડામાંની જુદી જુદી વસ્તુઓનાં સ્થળ દર્શાવવાને, અર્થાત્ તેઓ ઉત્તરે, દક્ષિણે, પૂર્વે, કે પશ્ચિમે છે તે બતાવવાને સ્લેટમાં ટપકાં મૂકો.

---

## જૂની ગુજરાતી–गद्य कथासंग्रह.

(સાંધણ પું. ૩૧ ના પૃ. ૨૮૯ થી.)

પશ્ચિમના શબ્દશાસ્ત્ર અને ભાષાવિજ્ઞાનનો ઓપ ન ચઢ્યાં છતાંએ નૈસર્ગિક નિર્મળ તેજથી પ્રકાશતી તિવ્ર બુદ્ધિવાળા પ્રસિદ્ધ ભાષાશોધક

---

*સ્લેટને પ્રથમ ભોંયપર મૂકવી, કારણ કે એ તેની સ્વાભાવિક સ્થિતિ છે. પછી તેને છોકરાંની સામે ઉભી મૂકવી.

સ્વર્ગવાસી શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસના ઈતિહાસરૂપ ગુજરાતી ભાષાના ઇતિહાસમાં કાળક્રમે ભાષાના સ્વાભાવિક વિકારનાં વિવેચન પૂર્વક વિવિધ પ્રમાણ આપ્યાં છે; તે છતાંએ તે સંબંધમાં કેટલાક વિદ્વાનોના મનમાં શંકા, અશ્રદ્ધા, અને અનાસ્થા* જોઈ પ્રસ્તુત વિષય કેટલીક મુદતથી અમે આરંભ્યો છે. તેમાં સમય સમયની બોલીના જૂદા જૂદા નમૂના વાંચનારને વહેલા નિવેદન કરવાની ઉત્કંઠાથી પ્રત્યેક ઉતારાની ભાષાના વિશિષ્ટ સ્વરૂપની ચર્ચા બંધ રાખી, પ્રમાણભૂત મૂળ લેખજ અમે આપવા આદર્યું છે. એ વિષયમાં હજુ તો અમે વિક્રમ સંવતના તેરમા શતકના પ્રદેશમાં ફરિયે છિયે, અદ્દર અંતરિયાળ ભ્રમણ કરિયે છિયે. એ તૂકથી આમ ઉંચે દૃષ્ટિ ફેંકીયે છિયે તો ગુર્જરી વાણીનો પ્રવાહ જ્યાંથી પ્રગટ થાયછે તે ગગનચુંબી સમર્થ શિખર પ્રાચીન મહાસંસ્કૃત, સંસ્કૃત, પાલી, અર્ધમાગધી, માગધી, પૈશાચી, મહારાષ્ટ્રી, શૌરસેની, અપભ્રંશ આદિના જામી ગયેલા પ્રવાહના થરથી ઢંકાયલું ઉચું વધેછે. નીચે નજર નાંખિયે છિયે તો એ તુક મૂકી તળેટીમાં ભારતીભક્ત પ્રેમાનંદ અને તેના કુળદીપક પુત્ર વલ્લભે સ્થાપેલા અવિનાશી વિશાળ રાજ્યનો બહોળો પ્રદેશ પ્રસરી રહ્યોછે, જેના પ્રાંતભાગે શરુ થતા રણમાં રસસુધાના સિંચને રસાળ અને સમૃદ્ધ બનાવી ભૂમિને સ્વર્ગના નંદનવનની શોભા સજાવનારી સરસ્વતી ગૂમ થાયછે. ત્યાંથી આગળ નજર લંબાવતાં એક સરખું સપાટ મેદાન ચારે તરફ વિસ્તરે છે, જેની આ તરફની સરહદે દયારામભાઈ આદિ છેક અર્વાચીન કવિનાં નાનાં નાનાં રળિયામણાં રાજ્યો જોનારને જરા આનંદ ઉપજાવે છે. એ રીતે આ બહુને અજાણ્યા ડુંગરી પ્રદેશમાં આપણી ભાષાના પ્રવાહના મૂળના શોધમાં તથા તેના પાત્રની રૂપરેખા ઘડવાના પ્રયત્નમાં અમે ભમિયે છિયે, તથા જે કાંઈ જાણવા લાયક મળી આવેછે તે વિદ્યા રસિક પુરુષોને નિવેદન કરિયે છિયે. તે શોધના સંબંધમાં ચાલુ ગદ્ય કથા સંગ્રહ તે માત્ર બીજોજ લેખ છે. કર્તા હર્તા

* જુઓ પ્રાચીન કાવ્યમાળા અંક ૨૬ ને આરંભે આપેલા ગ્રંથ-વિવેચનની છેલ્લી કલમ.

તો પરમેશ્વર છે, પણ વાંચનાર વિદ્વાન ધીરજ રાખશે તો ગુર્જરી ભાષાનો પ્રવાહ મૂળથી એકધારા સપાટ મેદાનમાં જ એકસરખો શાંત સીધો વહેતો આવ્યો છે એમ કેટલાક ભ્રાંતિ, આગ્રહ, કે અધિરાઇથી કહેછે તે ભૂલ ભરેલું છે, તથા પર્વતની અધિત્યકામાં રમતી ઊછળતી ચાલી જતી અનેક વંક વળામણ લેતી ગિરિગરાડ ઓળંગી સપાટ પ્રદેશ ઉપર પ્રૌઢપણે પ્રસરતી બીજી નદીની પેઠે આપણી ભાષાના પ્રવાહનાં પણ વિવિધ રૂપાંતર છે, તે કાંઇક દર્શાવી આપવા અમે ઉમેદ રાખિયે છિયે. તેથી સ્વર્ગવાસી ભાષાશોધક વ્રજલાલ શાસ્ત્રીનાં, ભાષાભક્ત નર્મદ કવિનાં, તથા સાક્ષર નવલરામભાઇનાં આપેલાં વિરલ પ્રમાણોને પુષ્ટિ આપી આપણી ભાષાના સમયભેદ સ્વરૂપભેદ વિષેની શંકા દૂર કરવાની અમને આશા છે. દઢ અશ્રદ્ધા અને અનાસ્થા તો ભાષાવિજ્ઞાનના, અથવા અર્વાચીન ભાષાને મુકાબલે ઉપર કહેલી ભરતખંડની પ્રાચીન ભાષાઓના અભ્યાસથી જ મટે એમ છે. અધુરૂં.

કે૦ હ૦ ધ્રુવ.

---

# ભૂમિતિનો ખુલાસો.

(સાંધણ પૃષ્ટ ૨૫૨ થી)

૩૨ મી પ્રતિજ્ઞા ચાલુ.

આગળ બતાવવામાં આવ્યું તેમ એના બે ભાગ છે. પહેલો ભાગ સિદ્ધ કર્યા પછી ત્રિકોણની કોઇ પણ બાજુ લંબાવ્યા વગર તેનો બીજો ભાગ એટલે કે 'ત્રણે ખૂણાનો સરવાળો બે કાટખૂણા બરાબર' નીચે પ્રમાણે સિદ્ધ કરી શકાય.

પાયામાં કોઇ પણ બિંદુ લો અને તેને શિરોબિંદુ જોડે સાંધો. એ સાંધનારી લીટી પાયાની સાથે બે ખૂણા કરેછે અને તે બન્ને સાથે લેતાં ૧૩ મી પ્રમાણે બે કાટખૂણા બરાબર છે. એ માંહેલો જમણી બાજુનો ખૂણો ડાબી બાજુના નાના ત્રિકોણના સામેના બે ખૂણાની બરાબર છે, અને તેવીજ રીતે ડાબી બાજુનો ખૂણો જમણી બાજુના નાના ત્રિકોણના સામેના બે ખૂણાઓની બરાબર છે. અને એ ચારે ખૂણાનો

સરવાળો પ્રથમનાં ત્રિકોણના ત્રણ ખૂણાની બરાબર છે માટે પ્રથમના ત્રિકોણના ત્રણ ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરાબર છે.

પ્રતિજ્ઞા ૩૩ મી.

અ ——————— क
ब ——————— ड

अ क અને ब ड સરખી અને સમાંતર છે માટે अ ब અને क ड સરખી નથી; સમાંતર છે. अ ड બ ક અને क ड સાંધ્યાથી ૪ થી પ્રતિજ્ઞાની સહાયથી બે ત્રિકોણ દરેક રીતે એકબીજાની બરાબર થશે. માટે अ ब कड ની બરાબર અને વ્યુત્ક્રમ ખૂણાઓ બરાબર હોવાથી તેઓ સમાંતર છે.

૩૪ મી

સામસામેનાં બે બિંદુઓ સાંધ્યાથી બે ત્રિકોણ થશે બાજુઓ સમાંતર છે માટે વ્યુત્ક્રમ ખૂણાઓ બરાબર છે, તેથી એક ત્રિકોણની એક બાજુ તથા તેની ઉપર થયલા બે ખૂણાઓ બીજા ત્રિકોણની એક બાજુ (આ જગ્યાએ તેજ બાજુ) તથા તેના ઉપર થએલા બે ખૂણાઓ બરાબર છે. ૨૬ મી પ્રતિજ્ઞા પ્રમાણે એ બે ત્રિકોણ બરાબર છે માટે સામસામેની બાજુઓ તેમજ ખૂણાઓ પરસ્પર બરાબર છે.

શિક્ષકે બે ત્રિકોણ છુટા પાડી ૨૬ મી પ્રતિજ્ઞા કેવી રીતે લાગુ પડી શકે છે તે સમજાવવું.

જેતપુર તા. ૮-૧-૯૩ ક. રે. નાનજીઆણી.
(ડે. એજ્યુ. ઈ. રેવાકાંઠા પં. વિભાગ.)

---

# સ્ત્રી કેળવણીને ઉત્તેજન.

(ચાલુ પાને ૨૧ થી.)

રાવબહાદુર લાલશંકરભાઇ ઉમીયાશંકર, ઓનરરી સેક્રેટરી સાહેબ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

સાહેબ,

અમારા પૌત્ર ચી. શ્રીનુભાઇની સ્ત્રી સૌ. દેવલક્ષ્મી દેવલોક પામીછે, તેના સ્મારકફંડ બાબત રૂ (૧૦૦૦) અંકે એક હજારનાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં ડિબેંચર લીધેલાં છે, તેનું જે વ્યાજ આવે તે અમદાવાદમાં ખાડિયામાં કન્યાશાળા આપના વહીવટમાં મારા નામથી સ્થપાયલી છે તેમાં અમારી ન્યાત એટલે સાઠોદરા નાગરની ન્યાતની છોકરીઓ અભ્યાસ કરવા આવે તેમને આપવાનું છે.

તેજ રીતે અમારી ભાણેજ ચી. સૌ. દુર્ગાની દીકરી સૌ. તાપી થોડી મુદત ઉપર દેવલોક પામીછે, તેના સ્મારકફંડ બાબત રૂ ૫૦૦) પાંચસેંનું મ્યુનિસિપાલ ડિબેંચર લેવામાં આવ્યું છે, તેનું જે વ્યાજ ઉપજે તે પણ ઉપર લખેલી કન્યાશાળામાં આવનારી અમારી ન્યાતની છોકરીઓને વિદ્યાભ્યાસના ઉત્તેજન સારૂ આપવાનું છે.

માટે ઉપરની રકમોની સ્કોલરશિપો દરેક વર્ગમાં આવનારી અમારી ન્યાતની છોકરીઓને આપવાનો મહેરબાની કરી બંદોબસ્ત કરવો જોઇએ.

સદરહુ ડિબેંચરો આપની સોસાઇટીને સ્વાધીન કરવા વિષેનો પત્ર હવે પછી લખીશ. એજ વિનંતિ. તા. ૨૭ અક્ટોબર ૧૮૯૨.

સેવક

(સહી) રણછોડલાલ છોટાલાલ

નાગર સાઠોદરા.

(અધુરૂં)

---

# ચર્ચાપત્ર.

૧. ભગવાનદાસ ભૂખણદાસ, ઓરપાડ.—કવિતા શિખવવા બાબત તમારો વિષય જગા મળશે તેમ દાખલ કરીશું. ભૂગોળનો વિષય સુધારી ફરી લખવા જેવો છે. તેમાં કેટલીક હકીકત વગર જરૂરની છે, જેમકે "આપરિશ સમુદ્ર=આયર્લાંડને લગતો સમુદ્ર." વળી કેટલીક હકીકતનો જોઇએ તેવો ખુલાસો નથી. "કિંગ્સ ટાઉન=રાજાનો વસાવેલો

કસળો."આટલી હકીકત બસ નથી અને તેથી વાંચનારનું જ્ઞાન વધતું નથી. કયા રાજાએ, કયારે, શા કારણથી વસાવ્યો તે જણાવ્યું હોય તો ઉપયોગી થઇ પડે. "નેધરલાંડ=( લાંડ=જમીન ) નીચાણવાળી ભૂમિ," આટલું બસ નથી. દરીઆની સપાટીથી એ દેશની જમીન નીચી છે, બંધ બાંધીને દેશપર પાણી ફરી વળતું અટકાવ્યું છે, તે બંધની ધણી સંભાળ લેવી પડેછે, એક વખત દુશ્મને હુમલો કર્યો ત્યારે સત્તાધારીઓએ બંધ છોડી દઇ દેશમાં પાણી પેસવા દીધું હતું અને તેમ કરી દુશ્મનને હઠાવ્યા હતા, વિગેરે જાણવા જેવી હકીકત એકઠી કરી દાખલ કરશો અને નકામી હકીકત કાઢી નાંખશો તો એ લખાણને જગા આપવા પ્રયત્ન કરીશું.

૨. દેસાણ મેનકોર, વાપી.—એ જાહેરખબર એડીટર તરફથી છાપવામાં આવી હતી. માજી એડીટરના વખતમાં આવેલા વિષય પૈકી જે તેમને પસંદ પડયા હશે તે દાખલ કરી તેનું લવાજમ તેમણે આપ્યું હશે: કોઇનું લ્હેણું રહ્યું નથી. તેમણે રદ કરેલા વિષય હવે દાખલ થઇ શકશે નહીં.

૩. દામોદર હરગાનદાસ, ચેલા.—"ચોથી ચોપડીના કેળના પાઠમાં કહ્યુંછે જે 'કેળને એકજ લૂમ થાયછે તે ઉપર ૧૫૦ સુધી કેળાં થાયછે;' નવંબર સને ૧૮૯૨ ના ખેડા ખેતીવાડી પત્રમાં લખ્યું છે કે 'એક લૂમે ઘણામાં ઘણાં ૫૦૦ કેળાં થાયછે.' તો સાચું શું ? કયા દેશમાં એક લૂમે ૫૦૦ કેળાં થતાં હશે ?" ખેતી માસ્તરોને આનો જવાબ આપવા ભલામણ કરીએ છીએ.

૪. વી. બા. વસો.—"છઠ્ઠી ચોપડીમાં ૧૩૯ મે પાઠે નર્મ કવિતાની ચોથી કડીમાં 'સુચના' શબ્દ છે. કેટલાક મહેતાજીઓ તેને ઠેકાણે 'રૂપના' મૂકેછે. તો ખરૂં શું ?"

ઉત્તર.—નર્મ કવિતાની નવી આવૃત્તિમાં 'રૂપના' શબ્દ છે, અને કડી નીચે પ્રમાણે આપીછે (પુસ્તક બીજું, પૃષ્ટ ૬૫૨).

"પ્રીતી આશા રૂપના, ખરેછ ખિલતા મોર;
ઝૂપર વાયુ મોતનો, તેનૂં મ્હોટૂં જોર."

નીચે ટીપમાં અર્થ આપ્યો છે કે 'પ્રીતનાં ખિલતા મોર ખરી પડેછે, આશાના ખિલતા મોર ખરી પડે છે, રૂપનાં ખિલતાં મોર ખરી પડેછે.'

૫. મથુરાંદાસ કેવળદાસ, ધોડાસર.—"(૧) વાંચન છઠ્ઠી ચોપડીના છેલ્લા પાઠમાં જીભને શિખામણ આપીછે તેમાં 'શરી ખટરસ ખાવારે' એમ કહ્યુંછે. શિક્ષકો ખાટો, ખારો, તીખો, ગળ્યો, મોળો, કડવો, એમ ૭ રસ શિખવે છે. કવિ સામળભટે ખાવાના ૭ રસ નીચે પ્રમાણે વર્ણવ્યાછે.

'ગુણનિધી ગોરસ એક, બીજો ઇક્ષુ રસ બાળા;
ત્રીજો રસ તાંબૂલ, ચોથો રસ મધુમાળા;
પ્રિયા આંબરસ પાંચ, છઠ્ઠો સબરસ તે મીઠું.'
તો આ બેમાં ખરૂં શું !

(૨) બીજી ચોપડીના ૪૬ મા પાઠમાં છેવટના ભાગમાં જૂની આવૃત્તિમાં 'ને પછી જોઇ' હતું તે નવી આવૃત્તિમાં છપાયું નથી. તે જોઇએ કે નહીં !"

જવાબ.—(૧) કવિ નર્મદાશંકર નીચે પ્રમાણે ૭ રસ ગણાવે છે (નર્મ કવિતા, પુસ્તક બીજું, પૃષ્ઠ ૯૨૪).

"કડૂ કટાણો ને તિખો, ખાટો ખારો પાંચ;
છઠ્ઠો વ્હાલો સર્વને, સ્વાદ ગળ્યો તે સાંચ."

(૨) "ને પછી જોઇ" એ શબ્દોની જરૂર છે. ભૂલથી નિકળી ગયા હશે તે પાછા નવી આવૃત્તિમાં દાખલ થવા જોઇએ.

---

# केळवणी खातानी खबरो.

## સંભાળી રાખવાનાં આફીસનાં દફતરોનું પત્રક.

### જાહેરખબર.

સને ૧૮૮૨ ના આગસ્ટ માસના રેકર્ડને ૧૮૬ મે પાને પ્રગટ કરેલું પત્રક રદ કરી કેળવણી ખાતાની જુદી જુદી આફીસોમાં દફતરો કેટલાં વરસ લગી સંભાળી રાખવાં તે દર્શાવનારૂં પત્રક કેળવણી

ખાતાના અધિકારીઓને જાણવા તથા તે પ્રમાણે વર્તવા સારૂ હેઠળ પ્રસિદ્ધ કરવામાં આવેછે.

પુણા, તા. ૧૫ મી નવેમ્બર, સન ૧૮૯૨. } K. M. Chatfield, ડિરેક્ટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

## સંભાળી રાખવાનાં દફતરોનું પત્રક.

| નંબર. | આફીસનાં દફતરોનો પ્રકાર. | એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો. | ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો. | હાઈસ્કૂલો અને એંગ્લો વર્નાક્યુલર સ્કૂલો. | વર્નાક્યુલર સ્કૂલો. |
|---|---|---|---|---|---|
| | | વરસ | વરસ. | વરસ. | વરસ. |
| ૧ | ખાતાના ચાલુ હુકમો... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૨ | ઈંગ્રેજી આવક અને જાવક કાગળોનું સાંકળિયું | બધાં. | બધાં. | બધાં. | ... |
| ૩ | ફી અને હાજરીનાં માસિક પત્રકો ... ... | ૩ | ૩ | ૩ | ... |
| ૪ | તાબાના નોકરોને કરેલા દંડનાં પત્રકો ... | ૩ | ૩ | ૩ | ૩ |
| ૫ | પાછલી નોકરીનાં પત્રકો(વિભાગની ડિરેક્ટરી) | બધાં. | બધાં. | ... | બધાં. |
| ૬ | છેવટનો નિકાલ થયો હોય તેવા તુમાર ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૭ | કાજ્યુઅલ રજાનાં પત્રકો ... ... ... ... | ૨ | ૨ | ૨ | ૨ |
| ૮ | પરીક્ષાના કાગળો—ઈંગ્રેજી અને વર્નાક્યુલરસ્કૂલોનાં પરિણામ... ... ... ... ... .... | ૨ | ૨ | ૨ | ૨ |
| ૯ | મહેતાજીઓ તરફથી આવેલાંપાછલી નોકરીનાં પત્રકો ... .... .... ... ... ... .... | ... | ૫ | ... | બધાં. |
| ૧૦ | વખત અને અભ્યાસ પત્રકો ... ... ... | ૩ | ૩ | ૩ | ૩ |
| ૧૧ | આવક અને જાવક ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૧૨ | નિશાળોની સ્થિતિનું ત્રિમાસિક પત્રક ... | ૫ | બધાં. | ... | ... |
| ૧૩ | રોજમેળ ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૧૪ | તપાસણીના રિપોર્ટો ... ... ... ... ... | ૧૦ | બધાં. | ... | ... |
| ૧૫ | ડેડસ્ટાક સામાનનું અને લેબ્રરીનાં પુસ્તકોનું પત્રક. ... ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૧૬ | તાબાની આફીસોમાંથી આવેલાં ડેડસ્ટાક સામાનનાં પત્રક ... ... ... ... ... | ૫ | ૫ | ... | ... |
| ૧૭ | વાર્ષિક રિપોર્ટો ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | ... |
| ૧૮ | સર્વિસ બુકો .... .... .... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૧૯ | દરેકજિલ્લાનાવર્નાક્યુલરમહેતાજીઓનાંરજિસ્ટર | બધાં. | બધાં. | ... | ... |

| | | વરસ. | વરસ. | વરસ. | વરસ. |
|---|---|---|---|---|---|
| ૨૦ | નિશાળના ખર્ચનું ત્રિમાસિક પત્રક ... ... | ૩ | ૫ | ... | ... |
| ૨૧ | ફી અને બીજી આવકોનું વિગતવાર પત્રક. | ૨ | ૨ | ૨ | ... |
| ૨૨ | સંક્ષિપ્ત અને વિગતવાર પરીક્ષાનાં પરિણામોનાં પત્રકો ... ... ... ... ... ... ... | ૫ | ૫ | બધાં. | બધાં. |
| ૨૩ | નોકરોનાં પત્રકો અ ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | ... | ... |
| ૨૪ | નોકરોનાં પત્રક ન તાબાના નોકરો તરફથી આવેલાં ... ... ... ... ... ... ... ... | ૫ | ... | ... | ... |
| ૨૫ | બિલની ફાઇલો ... ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | ... |
| ૨૬ | વર્નાક્યુલર મહેતાજીઓનાં પગાર અને રજા પત્રકો ... ... ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | ... |
| ૨૭ | લોકલફંડ બજેટ ... ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | ... | ... |
| ૨૮ | વાર્ષિક પત્રકો ... ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૨૯ | કાયમ નીમણૂકો અને બદલીનાં પત્રકો ... ... | ૫ | ૫ | ... | ... |
| ૩૦ | મ્યુનિસિપાલ સ્કૂલોમાં થયેલા ફેરફારનાં માસિક પત્રકો ... ... ... ... ... ....... | બધાં. | બધાં. | ... | ... |
| ૩૧ | જવાબ મળ્યા વગરના કાગળોનું ત્રિમાસિક પત્રક | ૨ | ૨ | ... | ... |
| ૩૨ | પ્રોવિન્શિઅલ અને લોકલફંડમાંથી પગાર મળતો હોય એવા તાબાના નોકરોનું વાર્ષિક પત્રક અ. ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | ... |
| ૩૩ | એજન એજન એજન ન ... ... ... ... | ૩ | ... | ... | ... |
| ૩૪ | મ્યુનિસિપાલ ફંડમાંથી પગાર મળતો હોય એવા તાબાના નોકરોનું વાર્ષિક પત્રક ... ... | ૫ | ૫ | ... | .. |
| ૩૫ | વર્નાક્યુલર સ્કૂલોને માટે પુસ્તકો, સામાન અને ઇનામોનાં ઑર્ડરો ... ... ... ... ... ... | ૫ | ૫ | ૫ | ... |
| ૩૬ | નિશાળનાં મકાનોની વાર્ષિક મરામતને માટે જોઇતી રકમોના અડસટ્ટાનાં પત્રકો ... ... | ૩ | ૩ | ... | ... |
| ૩૭ | ગામઠી નિશાળોનાં પત્રકો ... ... ... ... ... | ૫ | ૫ | ... | ... |
| ૩૮ | છોકરાદીઠ તથા ખબરદારી પ્રમાણે આપવાનાં અલાવન્સનાં પત્રકો...................... | ૫ | ૫ | ... | ... |
| ૩૯ | સ્ટેશનરીનાં ઑર્ડરો ... ....... ......... | ૫ | ૫ | ૫ | ... |
| ૪૦ | સ્ટાન્ડર્ડ (ઠરાવેલાં) પત્રકોનાં ઑર્ડરો... ....... | ૩ | ૩ | ૩ | ... |
| ૪૧ | એજ્યુકેશનલ ડિરેક્ટરીનું પત્રક ... ... ... | ૩ | ૩ | ૩ | ... |
| ૪૨ | પંચાવન વર્ષની ઉમ્મર થઇ હોય એવા નોકરોનું પત્રક ... ... ... ... ... ... ... ... ... | ૫ | ૫ | ૫ | ... |
| ૪૩ | પત્રકો અને ડુપ્લિકેટ સર્ટિફિકેટોઃ હલકા દરજ્જાનાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટો ... ... ... | બધાં. | ... | ... | ... |
| ૪૪ | સરકારી ગેઝેટ ... ... ... ... ... ... ... | બધાં. | બધાં. | બધાં. | ... |

| | | વરસ. | વરસ. | વરસ. | વરસ. |
|---|---|---|---|---|---|
| ૪૫ | છેવટનો નિકાલ થયો હોય તે વા દેશીભાષાના તુમાર. | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૪૬ | વૌચરો, બિલ, વગેરેની ડુપ્લિકેટ નકલો ...... | બધાં. | બધાં. | બધાં. | બધાં. |
| ૪૭ | હાઇ અને આંગ્લો વર્નાક્યુલર સ્કૂલોનાં છમાસિક પત્રકો ... ... ... ... ... ... ... | ૩ | ... | બધાં. | ... |
| ૪૮ | સર્વિસ ટીકીટોનો હિસાબ ... ... ... ... | ૩ | ૩ | ૩ | ૩ |
| ૪૯ | સ્ટેશનરીનો હિસાબ ... ... ... ... ... ... | ૧ | ૧ | ૧ | ... |
| ૫૦ | ઇનામ પત્રકો ... ... ... ... ... ... ... | ... | ૩ | બધાં. | બધાં. |
| ૫૧ | શિક્ષકોની હાજરીનાં માસિક પત્રકો ... ... | ૨ | ... | ૨ | ... |
| ૫૨ | વર્નાક્યુલર નિશાળોના ડેડસ્ટાક સામાનનું પત્રક. | ૨ | ૫ | ... | બધાં. |
| ૫૩ | સામાન્ય રજિસ્ટર, નં. ૧ ... ... ... ... ... | ... | ... | બધાં. | બધાં. |
| ૫૪ | દરરોજની હાજરીનું રજિસ્ટર, નં. ૨ ... ... | ... | ... | બધાં. | બધાં. |
| ૫૫ | વર્ગનું રજિસ્ટર, નં. ૩ ... ... ... ... ... | ... | ... | ૫ | ૫ |
| ૫૬ | ઘડીઆ પત્રક, નં. ૪ ... ... ... ... .. | ... | ... | ... | ૫ |
| ૫૭ | નિશાળોનાં માસિક પત્રકો, નં. ૬ ... .. | ૫ | ૧૦ | બધાં. | બધાં. |
| ૫૮ | લોકલફંડ સર્ટિફિકેટોનું રજિસ્ટર, નં. ૭ ... | ... | ... | બધાં. | બધાં. |
| ૫૯ | પગાર પત્રક, નં. ૮ ... ... ... ... ... ... | ... | બધાં. | ... | બધાં. |
| ૬૦ | નિશાળોનાં વાર્ષિક પત્રકો, નં. ૯ .. ... ... | ... | ૧૦ | ... | બધાં. |
| ૬૧ | જાવક ખારનિશિ, નં. ૧૦ ... ... ... ... | બધાં | બધાં. | બધાં. | બધાં. |
| ૬૨ | આવક ખારનિશિ, નં. ૧૧ ... ... ... ... | બધાં | બધાં. | બધાં. | બધાં. |
| ૬૩ | વાર્ષિક મરામતનો અડસટ્ટો, નં. ૧૨ ... ... | ... | બધાં. | ... | બધાં. |
| ૬૪ | રજાની અરજી, નં. ૧૩ ... ... ... ... | બધાં | બધાં. | ... | ... |
| ૬૫ | ફી અને બીજી આવકોનાં ચલન ... ... ... | ૩ | ૩ | ૩ | ... |
| ૬૬ | વિઝિટર્સ બુક (નિશાળો જોવા આવનારા સદ્‌ગૃહસ્થોના અભિપ્રાય લખવાની ચોપડી)... | ... | ... | ... | બધાં. |
| ૬૭ | ગામડાની નિશાળોને મોકલેલા સર્ક્યુલરોની પહોચવહી .. ... ... .. ... ... ... | ... | ... | ... | બધાં. |
| ૬૮ | નોકરીમાં રાખેલા તાલુકા સિપાઇઓનાં પત્રકો. | ... | ૩ | ... | ૩ |
| ૬૯ | તાલુકા મહેતાજીઓને મોકલેલાં માસિક પત્રકોની પાવતીઓ ... ... .. ... ... ... | ... | ... | ... | ૧ |
| ૭૦ | તાલુકા મહેતાજીઓને મોકલેલાં ફીનાં નાણાંની પહોચવહી .. ... ... .. ... ... ... | ... | ... | ... | ૨ |
| ૭૧ | રજા પત્રકો (આસિસ્ટંટોને આપેલી રજા) ... | ૨ | ૨ | ૨ | ૨ |
| ૭૨ | આવક જાવક ... ... ... ... ... ... ... | બધાં | બધાં. | બધાં. | બધાં. |
| ૭૩ | સ્થાવર મિલકતનું પત્રક ... ... ... ... ... | ૨ | ૪ | ... | ... |
| ૭૪ | નિશાળનાં મકાનોનાં પત્રકો ... ... ... ... | ૨ | ૪ | ... | ... |
| ૭૫ | ખર્ચને માટે અગાઉથી આપેલી જાથુની રકમની પાવતી ... ... ... ... ... ... ... | ૨ | ૪ | ... | ... |

૬. મોકલવાનો ખર્ચ લેનારને શીર છે.

૭. રવાના કર્યા પછીનું સઘળું જોખમ લેનારને શીર છે.

માણસ માત્ર ભૂલથી ભરેલા છે; માટે સર્વે સજ્જનો તથા મહેતાજી સાહેબોને વિનતિ કરવાની કે આ ચોપડીઓ વાપર્યા પછી એમાં જે જે ખામીઓ આપના જોવામાં આવે તે જાહેરખબર લખી જણાવશો તો તે પર યોગ્ય ધ્યાન આપવાને ચૂકીશું નહિ. પત્ર વ્યવહાર નીચેને સરનામે ચલાવવો.

તા૦ ૧ લી મે ૧૮૯૨. } આત્મારામ જેઠાભાઈની કંપની.
ઠે. રંગારી સ્ટ્રીટ ખારવાઈના મોહોલામાં.
મુંબઈ.

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વ લખાણ એડીટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકિકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની દસમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય, તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧—૦—૦ રાખીછે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. દસ રૂપિઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦—૧૧—૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર ફારમે રૂ. ૧ થી ૩ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ | |

બાર માસ લગી લાગ લાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહીના લગી પાગણો ચાર્જ પડશે. બાર મહીનાથી ઓછી મુદત હશે તો પહેલે મહીને પૂરો ચાર્જ અને પાછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

## હંડબીલો વહેંચવાના દર.

૫ તોલા અંદરનાં હશે તો રૂ. ૮—૦—૦. તેથી ઉપરના વજનનાં છૂટક નકલો સાથે જશે નહીં; બેગીઓ સાથે મોકલવામાં આવશે. એક તોલા સુધીનો દર રૂ. ૧૦—૦—૦. તે ઉપરના માટે માગને લખવું.

અંક ૩ જો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ સને ૧૮૯૩.

---

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી)

---

અમદાવાદ

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.

---

રીપોર્ટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર બરચ-સમાચાર; હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧ સેકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨-૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ મળશે, પણ રેલને પેકીંગ, પોસ્ટેજ વીગેરેના સર્વે ખરચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનારછે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલવે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીરે સમજવો.

૫-હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમો બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેટ કામળો લીધામાં આવશે નહીં.

# ગુજરાતશાળાપત્ર.

પુસ્તક ૩૨ મું. માર્ચ. ૧૮૯૩. અંક ૩ જો.

## માસ.

બાળ વર્ગમાં ગીત શિખવવા કેળવણી ખાતા તરફથી હુકમ થયો છે. સિંધના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે પોતાના પ્રાંતનાં દરેક જીલ્લામાં ચાલતાં ગીતમાંથી બાળકો માટે યોગ્ય હોય તેવાં ગીતોનો સંગ્રહ કરવા તથા તેમની ટીપ છપાવી મેહેતાજીઓને વહેંચવા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોને સૂચના કરી છે એ વાત હમે આગળ કહી ગયા છીએ. હમારાં જાણવા પ્રમાણે બાળ વર્ગમાં ચલાવવા જેવાં ગીત ગુજરાતીમાં નથી અને તે તૈયાર થવાની બહુ જરૂર છે. શિક્ષકોનું અને વિદ્વાન વ-ર્ગનું હમે એ બાબત લક્ષ ખેંચીએ છીએ, અને યોગ્ય ગીત બનાવી આ પત્રમાં પ્રસિદ્ધ થવાને મોકલવા વિનતિ કરીએ છીએ. એમ થવાથી દરેક ગુજરાતી નિશાળને તેવાં ગીત મળી શકશે. દરમાસે બે ગીત પ્રગટ થશે તો બસ છે. દરેક ગીત સોળ લીટીથી વધારે લાંબું થવું ન જોઇએ, રાગ દેશી જોઇએ, બાળક સમજે તેવા વિચાર અને ભાષા હોવાં જોઇએ, અને તેમને રસ પડે તેમ થવું જોઇએ. વળી ગીત બોલતી વખત શરીરના હાવ ભાવ થઇ શકે, તેવી હકીકત તેમાં દાખલ કરવા પ્રયત્ન થવો જોઇએ. કે જેથી અને સંગીત બેઉ થઇ શકે.

---

સાલવારી નામના એક નાના પુસ્તકની નોંધ લેતાં વિજ્ઞાનવિ-લાસ માહે ડિસેંબર સને ૧૮૯૨ના અંકમાં ટીકા કરે છે તે નીચે ઉતારીએ છીએ. પુસ્તક હમે જોયું નથી પણ એ પત્ર લખે છે તે ખરૂં હોય તો શાળાખાતાના શિક્ષકોની વર્તણૂક ઘણી ખેદકારક કહેવાય. તે બાબત બારીક તપાસ કરી તેવો વહિવટ હોયતો તે અટકાવવાને લાગતા વળગતા અધિકારીઓને મજબુત ભલામણ કરીએ છીએ.

"સાલવારી.—આ નાની ચોપડી પણ ઇતિહાસના શિક્ષણનું ને છોકરાંના જ્ઞાનનું ઉંધું વાળનારી ચોપડીના જેવીજ છે. નાનાં નાનાં ઉપલગીઆ જ્ઞાનનાં છોકરાં ને હલકા શિક્ષકો આવી આવી નિરૂપયોગી. ને છોકરાંના કલ્યાણને હાની કરતા ચોપડીઓ છપાવનારા થવા લાગ્યા છે એ જોઈ હમે બહુ દીલગીર છીએ. કેળવણીખાતાના અધિકારીઓએ આવી ચોપડીઓ નિશાળમાં ચલાવવાની મના કરી છે, છતાં શાળા ખાતાનાજ નોકરો આવી ચોપડીઓ છપાવે છે, તેથી તેનો ખાનગી ઉપયોગ થતો હોવો જોઇએ. * * * * નિશાળમાં પુસ્તકો ચલાવવાની મના કરી છે એટલે મેહેતાજીઓ ને આસિસ્ટંટો કમીશનની લાલચે એવાં પુસ્તકો છોકરાં પાસે ખરીદ કરાવી ચલાવે છે, અને પરીક્ષા વખતે તે પુસ્તકો તેમને ઘેર મૂકી આવવાનું કહે છે કિંવા તે પુસ્તકો પોતે લેઈ એકઠાં કરી છૂપાવી રાખે છે ને પરીક્ષક ગયા પછી પાછું તેજ પ્રમાણે ચલાવે છે."

---

થોડી મુદત થયાં ઈંગ્લાંડની પ્રાથમિક નિશાળોના સંબંધમાં કેટલાક અગત્યના ફેરફાર કરવામાં આવ્યા છે તેમાંના મુખ્ય અત્રે ગણાવીએ છીએ.

(૧) દરેક વર્ગના દરેક છોકરાની વિષયવાર પરીક્ષા લેવાના બદલામાં વાતચીતથી પરીક્ષા લેવાનો વહિવટ દાખલ કર્યોછે. એટલે દરેક ધોરણના થોડા છોકરાને એક વિષયમાં, થોડાને બીજામાં, થોડાને ત્રીજામાં, એમ તપાસી તથા કોઇ કોઇ વિષયનો શિક્ષક પાસે પોતાના રૂબરૂ પાઠ અપાવી વર્ગના શિક્ષણ સંબંધી ઇન્સ્પેક્ટર અભિપ્રાય બાંધેછે, અને વર્ગ જેવો માલમ પડે તે પ્રમાણે તેની સરાસરી હાજરી ઉપર સરકાર મદદની રકમ ગણે છે. બધા વિષયમાં સેંકડે કેટલાં બાળક પાસ થયાં તે ગણવાનું મટી જવાથી ગોખણ કમી થઇ શિક્ષણની રીત સુધરશે એમ આશા રાખવામાં આવેછે.

(૨) બાળકને દરેક વિષયમાં એકના એકજ ધોરણમાં હોવાની હવે જરૂર નથી; આવડ પ્રમાણે જુદા જુદા વિષય જુદાં જુદાં ધોર-

કોમાં શિખવવાની છૂટ આપી છે. આથી કોઈ બાળક ગ
વાંચન કે બીજા વિષયમાં કાચું માલમ પડે અને બાકીના વિ
સારું હોય તો શિક્ષક તેને કાચા વિષયમાં નીચેના ધો
રાખી બીજા વિષયોમાં ઉપર ચડાવી શકેછે. માત્ર એક
ષયમાં પાસ થનારને ઉપરના ધોરણમાં ચડાવવાથી તે
વિષયમાં કેટલી હરકત પડેછે અને તેના કાચાપણાને લી
બાળકના અભ્યાસમાં કેટલું ખલેલ થાયછે તે બધાને ખ
તેને બિલકુલ ચડાવવામાં ન આવે તો જે વિષયમાં તે હુંશીઆ
તેનો તેને લાભ ન મળે એ પણ નુકસાન કર્તા છે. ક
શાળાના વહિવટથી જે વિષયમાં જેની બુદ્ધિ વધારે ચાલે
વિષયમાં એક વરસમાં બે અથવા વધારે ધોરણ પણ ચ
છે. આપણે અહીં પહેલાં અક્ષર અને ગણિત વગે જુદ
તેને ઉપરનો વહિવટ કેટલેક અંશે મળતો આવે છે.

૩) શિક્ષણના વિષયોના ફરજીઆત અને ઐચ્છિક એવા ભાગ
તેથી જુદી જુદી જગા, સ્થિતિ, અથવા ધંધાને અનુકૂળ
વિષય લઇ શકાય છે. વાંચન, લેખન, ગણિત, છોકરાઓ
(ડ્રૉઈંગ), અને છોકરીઓને સોયકામ, એટલાજ વિષય ફર
છે. ઐચ્છિક વિષયોની વિગત હવે પછી આપીશું. કોડ
ગણાવેલો કોઇ વિષય ઐચ્છિક તરીકે ચલાવવો હોય તો
વળી ખાતાની મંજુરી લઇ તેમ કરવાની પણ છૂટ આ

૪) પહેલાં દરેક વિષયનો ધોરણવાર એક એક ક્રમ ઠરાવી
સ્થાપકોને તેમાં ફેરફાર કરવાની મરજી હોય તો
ખાતાની મંજુરીથી તેમ કરવા છૂટ આપવામાં આવી
છૂટનો કોઇએ લાભ ન લેવાથી હવે ઘણાખરા વિષય
કરતાં વધારે ધોરણવાર ક્રમ ઠરાવવામાં આવ્યા છે. જે
અથવા શિક્ષકને જે ક્રમ અનુકૂળ પડે તે ચલાવી શકાય
ક્રમ હવે પછી આપીશું. કોડમાં નહીં ગણાવેલા કો
પ્રમાણે અમુક વિષય શિખવવો હોય તો હજી કેળવણી

" સાલવારી.—આ નાની ચોપડી પણ ઇતિહાસના શિક્ષણનું ને છોકરાંના જ્ઞાનનું ઉંધું વાળનારી ચોપડીના જેવીજ છે. નાનાં નાનાં ઉપલગીઆ જ્ઞાનનાં છોકરાં ને હલકા શિક્ષકો આવી આવી નિરૂપયોગી. ને છોકરાંના કલ્યાણને હાની કરતા ચોપડીઓ છપાવનારા થવા લાગ્યા છે એ જોઈ હમે બહુ દીલગીર છીએ. કેળવણીખાતાના અધિકારીઓએ આવી ચોપડીઓ નિશાળમાં ચલાવવાની મના કરી છે, છતાં શાળા ખાતાનાજ નોકરોં આવી ચોપડીઓ છપાવે છે, તેથી તેનો ખાનગી ઉપયોગ થતો હોવો જોઇએ. * * * * નિશાળમાં પુસ્તકો ચલાવવાની મના કરી છે એટલે મેહેતાજીઓ ને આસિસ્ટંટો કમીશનની લાલચે એવાં પુસ્તકો છોકરાં પાસે ખરીદ કરાવી ચલાવે છે, અને પરીક્ષા વખતે તે પુસ્તકો તેમને ઘેર મૂકી આવવાનું કહે છે કિંવા તે પુસ્તકો પોતે લેઈ એકઠાં કરી છપાવી રાખે છે ને પરીક્ષક ગયા પછી પાછું તેજ પ્રમાણે ચલાવે છે."

---

થોડી મુદત થયાં ઇંગ્લાંડની પ્રાયમિક નિશાળોના સંબંધમાં કેટલાક અગત્યના ફેરફાર કરવામાં આવ્યા છે. તેમાંના મુખ્ય અત્રે ગણાવીએ છીએ.

(૧) દરેક વર્ગના દરેક છોકરાની વિષયવાર પરીક્ષા લેવાના બદલામાં વાનગીથી પરીક્ષા લેવાનો વહિવટ દાખલ કર્યોછે. એટલે દરેક ધોરણના થોડા છોકરાને એક વિષયમાં; થોડાને બીજામાં, થોડાને ત્રીજામાં, એમ તપાસી તથા કોઇ કોઇ વિષયનો શિક્ષક પાસે પોતાના રૂબરૂ પાઠ અપાવી વર્ગના શિક્ષણ સંબંધી ઇન્સ્પેક્ટર અભિપ્રાય બાંધેછે, અને વર્ગ જેવો માલમ પડે તે પ્રમાણે તેની સરાસરી હાજરી ઉપર સરકાર મદદની રકમ ગણે છે. બધા વિષયમાં સેંકડે કેટલાં બાળક પાસ થયાં તે ગણવાનું મટી જવાથી ગોખણ કમી થઇ શિક્ષણની રીત સુધરશે એમ આશા રાખવામાં આવેછે.

) બાળકને દરેક વિષયમાં એકના એકજ ધોરણમાં હોવાની હવે જરૂર નથી; આવડ પ્રમાણે જુદા જુદા વિષય જુદાં જુદાં ધોર-

ષોમાં શિખવાની છૂટ આપી છે. આથી કોઈ બાળક ગણિત કે વાંચન કે બીજા વિષયમાં કાચું માલમ પડે અને બાકીના વિષયોમાં સારૂં હોય તો શિક્ષક તેને કાચા વિષયમાં નીચેના ધોરણમાં રાખી બીજા વિષયોમાં ઉપર ચઢાવી શકેછે. માત્ર એક બે વિષયમાં પાસ થનારને ઉપરના ધોરણમાં ચઢાવવાથી તેને કાચા વિષયમાં કેટલી હરકત પડેછે અને તેના કાચાપણાને લીધે બીજાં બાળકના અભ્યાસમાં કેટલું ખલેલ થાયછે તે બધાને ખબર છે. તેને બિલકુલ ચઢાવવામાં ન આવે તો જે વિષયમાં તે હુશીઆર હોય તેનો તેને લાભ ન મળે એ પણ નુકસાન કર્તા છે. ઇગ્લાંડના હાલના વહિવટથી જે વિષયમાં જેની બુદ્ધિ વધારે ચાલે તે એ વિષયમાં એક વરસમાં બે અથવા વધારે ધોરણ પણ ચઢી શકે છે. આપણે અહીં પહેલાં અક્ષર અને ગણિત વર્ગ જુદા હતા તેને ઉપરનો વહિવટ કેટલેક અંશે મળતો આવે છે.

(૩) શિક્ષણના વિષયોના ફરજીઆત અને ઐચ્છિક એવા ભાગ કર્યા છે, તેથી જુદી જુદી જગા, સ્થિતિ, અથવા ધંધાને અનુકૂળ ઐચ્છિક વિષય લઇ શકાય છે. વાંચન, લેખન, ગણિત, છોકરાઓને ચિત્ર (ડ્રોઈંગ), અને છોકરીઓને સોયકામ, એટલાજ વિષય ફરજીઆત છે. ઐચ્છિક વિષયોની વિગત હવે પછી આપીશું. કોડમાં નહીં ગણાવેલો કોઇ વિષય ઐચ્છિક તરીકે ચલાવવો હોય તો કેળવણી ખાતાની મંજુરી લઇ તેમ કરવાની પણ છૂટ આપી છે.

(૪) પહેલાં દરેક વિષયનો ધોરણવાર એક એક ક્રમ ઠરાવી વ્યવસ્થાપકોને તેમાં ફેરફાર કરવાની મરજી હોય તો કેળવણી ખાતાની મંજુરીથી તેમ કરવા છૂટ આપવામાં આવી હતી. તે છૂટનો કોઇએ લાભ ન લેવાથી હવે ઘણાખરા વિષયના એક કરતાં વધારે ધોરણવાર ક્રમ ઠરાવવામાં આવ્યા છે. જે સ્થળ અથવા શિક્ષકને જે ક્રમ અનુકૂળ પડે તે ચલાવી શકાય છે. એ ક્રમ હવે પછી આપીશું. કોડમાં નહીં ગણાવેલા કોઇ ક્રમ પ્રમાણે અમુક વિષય શિખવવો હોય તો હજી કેળવણી ખાતાની

મંજુરી લઇ તેમ કરવાની છૂટ છે. મુંબઇ સરકારના તા. ૧૪મી ઓગસ્ટ સને ૧૮૮૬ના ઠરાવ નં. ૧૩૮૨ ના બીજા પેરેગ્રાફથી આ ઇલાકાની મ્યુનિસિપાલિટીઓને ડિરેક્ટર સાહેબની મંજુરી લઇ પોતાની નિશાળોનો અભ્યાસ ક્રમ બદલવાની અથવા વિષય વધારવા ઘટાડવાની છૂટ આપવામાં આવી છે, પણ હજી કોઇએ તે છૂટનો લાભ લીધો હોય એમ જણાતું નથી. વિદ્યા, ચિત્ર, અને હસ્ત કેળવણી આં દેશની નિશાળોમાં દાખલ થવાની જરૂર છે; અને તે માટે સ્થળ પરત્વે ધોરણોમાં ઘટતો ફેરફાર થવાની પણ જરૂર છે.

(૫) બહુ નાની નિશાળોમાં ઘણા શિક્ષક રાખી શકાય નહીં અને ચાર ચાર પાંચ પાંચ છોકરાંના વર્ગ કરવાનું પણ પરવડે નહીં, તેથી સાઠ બાળકથી ઓછી સરાસરી હાજરીવાળી નિશાળો માટે બધા વિષયોનો એવો ક્રમ ઠરાવવામાં આવ્યો છે કે આખી નિશાળના માત્ર ત્રણજ વર્ગ કરવાથી નભી શકે.

(૬) વાંચન સુધારવા માટે દરેક વર્ગમાં બે બે ત્રણ ત્રણ વાંચન ચોપડીઓ ચલાવવાનો વહિવટ રાખ્યો છે. સ્કૂલ લાઇબ્રેરીનો છોકરાં ઉપયોગ કરેછે કે નહીં તેની પણ તજવીજ કરવામાં આવે છે. પરીક્ષા વખત ઇન્સ્પેક્ટર વર્ગમાં નહીં ચાલેલી ચોપડીમાંથી અથવા ન્યુસપેપરમાંથી પણ વંચાવેછે અને ડિકટેશન લખાવે છે.

(૭) પરીક્ષા ચોકસ થાય અને બાળકની બુદ્ધિ કેટલી કેળવાઇ છે તે જણાય, માટે ઇતિહાસ, ભૂગોળ, વિદ્યા, વ્યાકરણ, વિગેરે ઘણાખરા વિષયની મ્હોએજ પરીક્ષા લેવા ઠરાવ થયો છે. ત્રીજા અને તે ઉપરનાં ધોરણમાં અંકગણિત અને ડિકટેશન કાગળ ઉપર લખાવવાનો વહિવટ દાખલ કર્યો છે.

(૮) ડ્રોઇંગ શરુઆત કરવામાં આવ્યું છે અને તે સાથે હસ્ત કેળવણી દાખલ કરવાને ખાસ મદદથી ઉત્તેજન આપવામાં આવેછે. હસ્તકેળવણી ડ્રોઇંગને સંબંધેજ આપવા ઠરાવછે, અને તેમાં લાકડાના અને લોખંડના કામમાં વપરાતાં ઓજારોનો ઉપયોગ કરવાનું અને તેવા નમુના બનાવવાનું શિખવાય છે.

ઉપર બીજે નંબરે ગણાવેલા ફેરફાર બાબત લખતાં એક ઇન્સ્પેક્ટર કહેછે કે બાળકની શક્તિ પ્રમાણે દરેક વિષયના જુદા જુદા વર્ગ કરવાના પ્રયત્નથી ગુંચવણ વધેછે અને કેળવણીને સંબંધે બહુ લાભ થતો નથી. વળી જ્યાં શિક્ષક ઓછા હોય અથવા મકાનમાં જગા કમી હોય ત્યાં સાદી ગોઠવણજ સારી પડેછે. વાંચન, લેખન, વ્યાકરણ, ઇતિહાસ, અને ભૂગોળમાં બાળક એકજ ધોરણમાં હોય તે સારૂં છે, કારણ બીજા વિષય ઉપર પ્રકાશ પાડીશકે તેવી હકીકત વાંચન પાઠમાં સમજાવવાનો ઘણી વખત પ્રસંગ આવેછે. પરંતુ એ વિષયોમાં તે જે ધોરણમાં હોય તેજ ધોરણમાં તેને અંકગણિતમાં પણ રાખવું એવી જરૂર નથી. આ વિષયને બીજા સાથે સંબંધ નથી; મંદ બાળક નીચે રહેવું જોઇએ, અને હુશીઆરને આગળ વધવાનો લાગ આપવો જોઇએ. વિદ્યા અને ચિત્રકામમાં પણ તે જુદાં ધોરણોમાં હોવાથી હરકત પડે તેમ નથી.

---

વાનગીથી પરીક્ષા લેવાના વહિવટ બાબત રિપોર્ટ કરતાં લંડન વિભાગના ઇન્સ્પેક્ટર લખેછે કે તેમાં બે મૂળતત્વનો સમાસ થાય છે; (૧) એક મોટા વર્ગનું શિક્ષણ કેવું અને કેટલું ફતેહમંદ છે તે જાણવા સારૂ દરેક વિદ્યાર્થીની પરીક્ષા લેવાની જરૂર નથી; (૨) થોડી મુદત થયાં દાખલ થયેલાં, બહુ ગેરહાજર રહેલાં, અને છેક મંદ બુદ્ધિવાળાં બાળકને બાતલ કરી બાકીનાં ઉપરથી વર્ગની સ્થિતિ વિશે બંધાયલો વિચારજ વાજબી છે. વળી તે લખેછે કે બધા શિક્ષકને બધા વિષયની સરખી આવડ અથવા સરખો શોખ હોતો નથી એ વાત પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. દરેક વિષયમાં વર્ગ ઉત્કૃષ્ટ હોવો જોઇએ એમ આશા રાખવી વાજબી નથી.

---

## पाठ परीक्षा.

ટ્રેનિંગ કોલેજના સ્કોલરોના ઉપયોગ સારૂ શિક્ષા પદ્ધતિને છેડે

પાઠ ઉપર ચર્ચા લખવાનું પત્રક* આપ્યું છે. અસલ ઇંગ્રેજી પુસ્તકની બીજી આવૃત્તિમાં ગ્રંથકર્ત્તાએ એ પત્રકમાં ઘણો સુધારો વધારો કર્યો છે અને ગુજરાતીમાં નવી આવૃત્તિ થતાં વિલંબ થાય એમ છે માટે નવું પત્રક નીચે આપીએ છીએ. પાઠની મુખ્ય બાબતો તરફ ધ્યાન ખેંચવાને તે બહુ ઉપયોગી છે. નવું પત્રક આપતાં ગ્રંથ કર્ત્તા લખે છે કે તેમાંનાં કેટલાંક મથાળાં નીચે પેટાં પાડી હજી વધારે વિગત આપી શકાય, પરંતુ આપેલી વિગત શિક્ષકની અને પાઠના ગુણ અવગુણની પરીક્ષા કરવા માટે બસ છે. પાઠપર ચર્ચા કરતાં "કાળા પાટીઆનો જોઇએ તેટલો ઉપયોગ કરવામાં આવ્યો નહીં", "ભાષા કઠણ હતી," વિગેરે મોઘમ ટીકા કરવા દેવી નહીં; કયે પ્રસંગે એવી ભૂલ થઈ, પાટીઆપર શું લખવું જોઇતું હતું તે ન લખ્યું, કયા પ્રશ્નની ભાષા કઠણ હતી, વિગેરે પૂછી દાખલા માગવા. ઉપર કહી તેવી મોઘમ ટીકા ગમે તે માણસ દરેક પાઠમાં વિચાર કર્યા વગર અથવા ધ્યાન આપ્યા વગર પણ કરી શકે. કારણ અને દાખલા માગવાથી વગર વિચારે ટીકા કરવાનું બંધ થશે અને ટીકા કરનારને પાઠપર ધ્યાન આપવાની ફરજ પડશે. હવે પત્રક આપીએ.

### ૧ શિક્ષકની રીત ભાત.

(૧) વર્ગમાં શું ચાલેછે તેપર નજર રાખવામાં શિક્ષક ચપળ છે કે નહીં?
(૨) તેનામાં ઉત્સાહ કે ધમક છે કે નહીં?
(૩) તેની રીતભાત અક્કડ અને શુષ્ક છે, કે આનંદી અને ખુશકારક છે?
(૪) તેનો સાદ ખુલ્લો છે?

---

*આ પત્રક ટ્રેનિંગ સ્કુલોના સ્કોલરોને જેટલું ઉપયોગી છે તેટલુંજ મહેતાજીઓને પોતાના આસિસ્ટંટોના શિક્ષણની પરીક્ષા કરવા માટે, અને આસિસ્ટંટોને શું ધ્યાનમાં રાખવું તે સમજવા માટે ઉપયોગી છે. વળી કોઇ કોઇ દિવસ છેલ્લા કલાકમાં એક બે સિવાય બાકીના વર્ગોને રજા આપી બધા શિક્ષકો રૂબરૂ વારાફરતી એક એક આસિસ્ટંટ પાસે મહેતાજી પાઠ અપાવશે અને તે પછી પાઠનાં ગુણ અવગુણની શિક્ષકો ચર્ચા કરશે તો અનટ્રેન્ડ આસિસ્ટંટોને સુધરવાનો લાગ મળી નિશાળને ઘણો લાભ થશે.

(૫) તેનું બોલવું સ્પષ્ટ છે? તે ઘટતા શબ્દપર *ભાર દઇ બોલે છે? બાળકોને સ્પષ્ટ બોલવાની ફરજ પાડેછે?

(૬) તેના ઉચ્ચાર અને ※સ્વર શુદ્ધ છે ?

(૭) તે ગલાંતલાં કર્યા વિના અથવા વચમાં વચમાં જોઇએ તે કરતાં વધારે વાર અટક્યા વિના બોલેછે?

(૮) તેનું કહેવું છોકરાંના મનમાં સ્હેલથી ઉતરી શકે તેવું છે ?

(૯) તેનામાં અમુક તરેહ (જેવી કે ઉત્તરનો છેલ્લો શબ્દ કે શબ્દનો છેલ્લો અક્ષર નિરર્થક બોલ્યા કરવાની, અથવા દરેક જવાબ પછી "બહુ સારૂં," "ઠીક જવાબ આપ્યો", વિગેરે કહેવાની) છે ?

## ૨. વર્ગ હાથમાં રાખવા સંબંધી.

(૧) શિક્ષક એક નજરે આખા વર્ગને લક્ષમાં લઇ શકેછે ?

(૨) આખા વર્ગને શિખવે છે કે થોડા ભાગને ?

(૩) આખા વર્ગનું લક્ષ પાઠમાં કાયમ રાખી શકેછે ?

(૪) ધ્યાન કાયમ રાખી શકતો હોય તો અઘટિત બૂમ પાડ્યાં વગર કે કઠોરતાનો ઉપયોગ કર્યા વિના તેમ કરી શકેછે ?

(૫) તે ચોપડીમાં અતિશય જોઇ રહેછે ?

(૬) પાટીઓ પર લખતી વખત છોકરાંને કામમાં ગુંથાયલાં અથવા ધ્યાન આપતાં રાખવાની તજવીજ કરેછે ?

(૭) તે વર્ગના દરેક ભાગ તરફ, તેમાં વિશેષે કરીને મંદ અને ઓછી બુદ્ધિવાળાં છોકરાં તરફ, ધ્યાન આપેછે ?

(૮) છોકરાં એકદમ અને ખુશીથી હુકમ પાળેછે કે નહીં તે પોતે જુએછે?

## ૩ પ્રશ્નોત્તર.

(૧) તેના પ્રશ્ન સ્હેલથી અને સંબંધપૂર્વક નિકળ્યા આવેછે ? જવાબ મળ્યા પછી બીજો સવાલ નિકળતાં વારંવાર વિલંબ થાય છે અને ચોપડીમાં જોવું પડેછે કે કેમ ?

(૨) પ્રશ્નની ભાષા બાળક સમજી શકે તેવી છે ?

---

*Emphasis.

※Accent. એને ટેલર સાહેબ પ્રયત્ન કહેછે; જુઓ તેમનું વ્યાકરણ.

(૩) પ્રશ્ન સાદા છે કે શબ્દોથી ભરપૂર છે? માત્ર "હા" કે "ના" જવાબ આવે એવા છે? જવાબ અતિ લાંબો આપવો પડે એવા છે? અનિશ્ચિત (શું માગ્યું છે તે ન જણાય એવા), દ્વિઅર્થી, ગૂઢ (નહીં સમજાય તેવા), કે સૂચક (જવાબ સૂઝે તેવા) છે?

(૪) પ્રશ્ન બાળકના સમજવામાં ન આવે ત્યારે તરત ચેતી જઇ તેને બીજા રૂપમાં મૂકવાની શક્તિ છે?

(૫) માત્ર ભાષા સંબંધી, પાઠના વિષય સંબંધી, કે બંને સંબંધી પ્રશ્ન પૂછેછે?

(૬) ભાષા સંબંધી ખરા પ્રશ્ન પૂછવાની આવડ છે? એટલે માત્ર છૂટક શબ્દના અર્થ પૂછેછે કે આખાં વાક્યના? માત્ર પર્યાયથી સંતોષ પામેછે, કે બાળક ખરો અર્થ સમજ્યાં કે નહીં તે બતાવવાને તેમને તેમની પોતાની ભાષામાં કહેવાની જરૂર પાડેછે?

(૭) શિક્ષણપ્રશ્ન અને પરીક્ષણપ્રશ્નનો તફાવત સમજે છે? દરેકનો ઘટતે ઠેકાણે ઉપયોગ કરેછે?

(૮) ઘણાખરા પ્રશ્ન વિરસ અને લાક્ષણિક (technical) છે કે આવા પ્રશ્ન જરૂર જેટલાજ પૂછેછે?

(૯) થોડે અંશે ખરા હોય તેવા જવાબ ઉઠાવી લઇ તે ઉપરથી નિકળી આવતા પ્રશ્ન પૂછવાની ચતુરાઇ છે? આવી રીતની ઘટિત સહાય આપી જવાબ કઢાવી શકે છે?

(૧૦) બાળકના વિચાર પારખવાની અને તેવડે વિચારયુક્ત પણ ખોટા જવાબનું મૂળ ખોળી કાઢવાની શક્તિ છે? આવી ખોળને પરિણામે નવા પ્રશ્ન રચવાની શક્તિ છે?

(૧૧) ખરા અને ખોટા જવાબ પકડી લેવાની અને તે કોણે આપ્યા એ જાણવાની ચાલાકી છે?

(૧૨) ભૂલનો મુદ્દો પકડી સ્પષ્ટ દેખાડી આપવાની અને તેમ કરી સુધારો બાળકના મન પર ઠસાવવાની શક્તિ છે?

(૧૩) જવાબની ઇબારત અને રૂપ બંને ખરાં લેવાનો આગ્રહ કરેછે કે નહીં?

(૧૪) પોતે ધારેલા શબ્દમાં ન હોય છતાં વાસ્તવિક રીતે ખરો હોય તેવો જવાબ કબૂલ રાખેછે કે નહીં?

(૧૫) અગત્યના ખરા જવાબ પોતે જાતે ફરી બોલી ન બતાવતાં છોકરાં પાસેજ બોલાવરાવે છે કે કેમ ?

(૧૬) ખોટા જવાબ ફરી બોલવાનું, ગપ મારવાનું, અને વગર વિચારે ગમે તેવા મૂર્ખાઇ ભરેલા ઉત્તર આપવાનું અટકાવેછે કે કેમ* ?

---

*અનુભવી શાળા ઇન્સ્પેકટર મિ. ગાર્થવેટ પોતે તૈયાર કરેલા ચર્ચાપત્રકમાં પ્રશ્નની ચતુરાઇના મથાળા હેઠળ નીચે પ્રમાણે આપેછે.

(૧) વ્યાખ્યાન ન આપતાં મુખ્યત્વે કરી પ્રશ્નવડે પાઠ ચલાવેછે કે કેમ ?

(૨) ધ્યાન સંબંધી.—

(अ) શિક્ષકનું કર્તવ્ય.

પૃથક્ છોકરાંને પૂછેલા પ્રશ્ન ઉપર આખો વર્ગ ધ્યાન આપે એવી તજવીજ કરેછે કે કેમ ? જેમકે,

(અ) પ્રશ્ન પૂછતાં અથવા જવાબ લેતાં આખા વર્ગ ઉપર નજર ફેરવી બધા ધ્યાન આપે છે કે નહીં તેની ખાત્રી કરેછે ?

(આ) પોતે પાટીઆપર લખતો હોય તે વખત વર્ગનું ધ્યાન રાખી શકેછે ?

(ઇ) કોણે જવાબ આપવો તે જણાવ્યા વગર વર્ગ ઉપર પ્રશ્ન નાંખેછે ?

(ઈ) પ્રશ્ન નાંખ્યા પછી અટકેછે કે કેમ ? જવાબ આપી શકીશું એવું જે છોકરા ધારતા હોય તેમને હાથ ઉંચા કરવાનું અથવા બીજી રીતે તે જણાવવાનું કહેછે કે કેમ ?

(ઉ) ધ્યાન આપ્યું છે કે નહીં તેની ખાત્રી કરવા સારૂ કોઈ કોઇ વખત વર્ગના ગમે તે છોકરા પાસે પ્રશ્ન ફરી બોલાવી જુએ છે કે કેમ ?

(ઊ) તેજ પ્રમાણે જવાબ તરફ આખો વર્ગ ધ્યાન આપે તેવી તજવીજ કરેછે કે નહીં ? જેમકે,

(૧) બીજા છોકરા અથવા આખા વર્ગ પાસે

### ૪. સમજુતી, દૃષ્ટાંત, પ્રદર્શન, વગેરે.

(૧) સમજુતી સ્પષ્ટ અને મુદ્દાસર છે કે નહીં ?
(૨) તે સ્હેલી આપામાં છે ?
(૩) શિક્ષકે કહ્યું તેપર છોકરાંએ ધ્યાન આપ્યું અને તે તેમના સમજવામાં આવ્યું તેની ખાત્રીસારૂ દરેક સમજુતી પછી પ્રશ્ન પૂછેછે?*
(૪) હરકોઇ બાબત બાળકથી સમજાય ત્યાર પછીજ આગળ ચાલવું એવો શિક્ષકનો નિશ્ચય જણાય છે ?*

---

જવાબ ફરી કહેવડાવીને ( શિક્ષકે પોતે બોલીને નહીં );

(૨) અગત્યના જવાબ પાટીઆપર લખીને.

(ચ) વર્ગનું કર્તવ્ય.

આખો વર્ગ ધ્યાન આપેછે કે નહીં ? જેમકે,

(અ) શિક્ષક બોલતો હોય તે વખત બધા છોકરાની નજર તેના તરફ છે કે નહીં ?
(આ) પાટીઆપર કાંઇ લખાતું હોય ત્યારે તે તરફ બધા છોકરાની નજર છે કે નહીં ?
(ઇ) વાંચન ચાલતું હોય ત્યારે બધા છોકરાની નજર ચોપડીમાં છે કે નહીં ? (તેજ પ્રમાણે ભૂગોળમાં નકશા તરફ, હિસાબ ગણતાં સ્લેટમાં, પ્રદર્શન વખત વસ્તુ તરફ, એમ નજર છે કે નહીં ? ડિક્ટેશન, કોપી, વગેરે માટે તેજ પ્રમાણે).
(ઇ) જે છોકરો જવાબ આપતો હોય તેના તરફ આખો વર્ગ ધ્યાન આપેછે કે નહીં ?

* ત્રીજી અને ચોથી કલમમાં કહેલી વાત બહુ ઉપયોગી છે. દરેક સમજુતી પછી પ્રશ્ન પૂછ્યા વિના રહેવું નહીં, અને દરેક વાત સમજાઇ એમ ખાત્રી થાય ત્યારેજ આગળ ચાલવું. આ પ્રમાણે નહીં વર્તવાથી શિક્ષક ગમે તેવો ઉત્સાહી અને મહેનતુ હોય તોપણ બાળક થોડુંજ શિખેછે અને શિક્ષકની મહેનત વ્યર્થ જાયછે. લાંબી,

(૫) માત્ર શબ્દના અર્થ આપેછે કે ઇબારત પણ સમજાવેછે ? કોષમાં આપેલા અર્થ માત્ર આપે લેછે કે લાગુ પડતો ખરો ભાવાર્થ સમજાવે છે ?

(૬) છોકરાના આગલ્યા જ્ઞાન સાથે નવા જ્ઞાનનો સંબંધ જોડી બંનેને એકમેક કરવા પ્રયત્ન કરેછે કે નહીં ?

(૭) દૃષ્ટાંતો સ્હેલથી આપી શકેછે કે કેમ ?

(૮) દૃષ્ટાંતો લાગુ પડે તેવાં, જોઇએ તેટલાં, અને છોકરાંની માહિતીમાં હોય તેવાં છે કે કેમ ? જરૂર પ્રમાણે શબ્દથી, ચિત્રથી, કે પદાર્થના પ્રદર્શનથી આપેછે ?

(૯) પરભાષા શિખવતાં સ્વભાષાનો જોઈએ તેટલો અને સંતરાઇથી ઉપયોગ કરેછે કે કેમ ?

(૧૦) ઇંગ્રેજી શિખવનાર શિક્ષક પોતે બોલતાં ઇંગ્રેજી અને દેશી શબ્દોનો ખીચડો ન કરવાની સંભાળ રાખેછે ? બાળકને તેમ કરતાં અટકાવે છે ?

(૧૧) કાળાપાટીઆનો ઉપયોગ ઝડપથી અને ડહાપણથી કરેછે કે કેમ?

(૧૨) પાઠના ખરા વિષયપરથી ખસી જઇ તેની સાથે રીતસર સંબંધ નહીં રાખતી હોય તેવી બાબત આણેછે કે કેમ ?

(૧૩) પાઠની ગોઠવણી છે કે નહીં ? તેના ભાગ સારી રીતે ગોઠવ્યાછે? દરેક ભાગપર યોગ્ય લક્ષ આપેછે ?

(૧૪) ભાષણ કરવાની અથવા લાંબા અને અઘરા શબ્દ કે તેવાં વાક્ય વાપરવાની શિક્ષક ભૂલ કરેછે કે કેમ ?

૫. પરીક્ષા.

(૧) પરીક્ષા જાગૃત છે કે નહીં ?

---

પુષ્કળ શબ્દથી ભરેલી સમજુતીથી છોકરાં માત્ર ગુંચવાય છે; તેને ઠેકાણે પ્રશ્નવડે શિખવવાથી વિશેષ લાભ થાયછે. મેશયા એજવર્થ ખરૂં કહેછે કે:—"ઘણું ઉતાવળે બોલવાથી તેમજ બહુ બોલવાથી ઘણા શિક્ષકને પોતાની મહેનતનું ફળ મળતું નથી". પ્રશ્નથી કામ લેવાના બદલામાં ભાષણ આપવાથી આવીજ અસર થાયછે. માટે ઉપર આપેલી ચૌદમી કલમ પણ હમેશ યાદ રાખવી.

(૨) પ્રશ્નો શોધક છે કે કેમ ? તે ખરા પરીક્ષણ પ્રશ્ન છે કે નહીં ?
(૩) પાઠની મુખ્ય બાબતો આગળ આણી મૂકે એવા છે કે કેમ ?
(૪) આખા પાઠનો સંબંધપૂર્વક સાર નિકળે એવા છે કે કેમ ?

૬. સામાન્ય વિચાર.

(૧) પાઠથી કાંઇ અમુક વાત બાળક શીખે તેમ છે કે નહીં ! પાઠની શરૂઆતમાં નહોતાં જાણતાં તેવું કાંઈ પાઠ પૂરો થતા સુધીમાં તેમને આવડયું ?
(૨) બાળકની અવલોકન શક્તિનો અને વિચાર શક્તિનો પાઠમાં ઉપયોગ કરવામાં આવ્યો કે નહીં ?
(૩) પાઠમાંથી નિકળતું કાંઇ નીતિ સંબંધી સત્ય બાળકોના મનપર ઠસાવવામાં આવ્યું કે નહીં ?

ટુંકામાં પાઠથી બાળકના જ્ઞાન પર, બુદ્ધિપર, અને નીતિપર શી અસર થઇ ?

---

# ઇંગ્લાંડની જાહેર પ્રાથમિક શાળાઓ.

(ચાલુ પાને ૩૪ થી)

સરકાર મદદ—શાળાઓને સરકારની મદદ મળવાને કેટલીક શરતો ઠરાવી છે તે બધી અત્રે ગણાવવાની જરૂર નથી. એક શરત એવી છે કે શાળાનું મકાન નિયમ પ્રમાણે બંધાયલું, સ્વચ્છ, તનદુરસ્ત, અને હવા અજવાળા તથા ગરમીની યોગ્ય ગોઠવણવાળું હોવું જોઇએ. નવું મકાન બંધાય અથવા જુના મકાનમાં વધારો કરવામાં આવે તેની પ્લાન સરકારે મંજુર કરેલી હોવી જોઇએ. મકાનોની બાંધણી બાબત કેટલાક ખાસ નિયમ ઠરાવવામાં આવ્યા છે. જુનાં મકાનોમાં દર વિદ્યાર્થીએ ઓછામાં ઓછી આઠ ચોરસફુટ અને ૮૦ ઘન ફુટ જગા હોય તો ચલાવવામાં આવેછે; નવાંમાં વધારેની જરૂર પાડી છે. નિશાળ અને રમવાની જગા મળી અઢીસેં છોકરે પા એકર જમીન રોકવી જોઇએ. બારણાં બહાર ઉઘડે એવાં જોઇએ કે આ-

ગના ભય વખત ઘસારાથી બંધ ન થઇ જાય. બાળશાળામાં અથવાં બાળ વર્ગમાં બાળકોને યોગ્ય અભ્યાસ મોટાં છોકરાંના અભ્યાસને હરકત ન પહોંચે તે પ્રમાણે કરાવવો જોઇએ. એટલે બાળ વર્ગ માટે બીજા વર્ગથી જુદોજ ઓરડો હોવો જોઇએ; તે વિના મોટાં છોકરાંના અભ્યાસને હરકત પડેછે. બાળ શાળા કે વર્ગવાળા ઓરડામાં બાળકોને યોગ્ય સાહિત્ય પૂરાં પાડવાં જોઇએ. બાળ શાળા માટે અને પચાસ છોકરાંથી વધારે હાજરીવાળા બાળવર્ગ માટે ખાસ જુદો ટ્રેન્ડ શિક્ષક હોવો જોઇએ. ત્રીસથી વધારે હાજરીવાળા બાળ વર્ગનો શિક્ષક અઢાર વરસ ઉપરની ઉમ્મરનો ઇન્સ્પેક્ટરે મંજુર કરેલો હોવો જોઇએ. બાળકોને પ્રાથમિક વિષયોના યોગ્ય શિક્ષણ ઉપરાંત પદાર્થો સંબંધી અને કુદરતી તથા સામાન્ય વ્યવહારિક બનાવો સંબંધી પાઠ આપવા જોઇએ, તથા વિવિધ કામનું એટલે સાદડી ગુંથવાનું, કાગળ કાપવાનું, કાગળ વાળવાનું, ચિતરવાનું, નેતર ગુંથવાનું, મણકા પરોવવાનું, લાકડીઓ ગોઠવવાનું, વિગેરે શિક્ષણ આપવું જોઇએ. બાળ શાળા અને બાળવર્ગને ગાયન તથા સોયકામ માટે ખાસ મદદ આપવામાં આવેછે. સાત વરસથી મોટાં છોકરાંની દિવસની નિશાળોમાં છોકરીઓને સાદું શીવણ અને વેતરવાનું, તથા છોકરાંઓને હસ્તકેળવણી સાથે અથવા તે વિના ડ્રોઇંગ શિખવ્યા વગર મદદ મળતી નથી. મુખ્ય મદદના મોટો અને નાનો એ પ્રમાણે બે દર છે. પ્રાથમિક વિષયોમાં છોકરાંનું જ્ઞાન ચોકસ છે અને શિક્ષણ સમજ સાથે અપાયછે એવી ઇન્સ્પેક્ટરની ખાત્રી થાય અને કવિતા બોલવાનું સંતોષકારક રીતે શિખવાય તો મોટા દર પ્રમાણે મદદ આપવામાં આવેછે. છોકરાંને જુદા જુદા વિષયની તેના તેજ ધોરણમાં પરીક્ષા આપવાનું બંધન નથી; જે વર્ગમાં જે વિષય શિખ્યાં હોય તેમાં પરીક્ષા લેવાનો નિયમ છે. સાધારણ રીતે દરેક બાળકની દરેક વિષયમાં પરીક્ષા લેવાતી નથી, જુદા જુદા વિષયમાં વાનગી દાખલ થોડા થોડા છોકરા તપાસવામાં આવે છે; છતાં વ્યવસ્થાપકો ઇચ્છા બતાવે તો ત્રીજાથી સાતમા ધોરણ સુધીના દરેક બાળકને દરેક વિષયમાં તપાસવા હરકત નથી. નિશાળ વ્યવસ્થા

અને બંદોબસ્ત માટે મદદની જુદી રકમ આપવામાં આવે છે, અને આ બાબતનો રિપોર્ટ કરતાં નીતિનું શિક્ષણ, છોકરાંની વર્તણુક, નિશાળ અને સામાનની સ્વચ્છતા તથા ગોઠવણ, અને શિક્ષણ તથા પરીક્ષા માટે છોકરાંની વર્ગણી, એ બધા ઉપર ખાસ ધ્યાન આપવા ઇન્સ્પેક્ટરોને સૂચના કરવામાં આવી છે. બંદોબસ્તની બાબતમાં સંતોષ આપવાને વ્યવસ્થાપકોએ અને શિક્ષકોએ ઇન્સ્પેક્ટરની ખાત્રી કરી આપવી જોઇએ કે બાળકોને નિયમિતપણાની,સારી રીતભાતની, નિર્મળ શબ્દ વાપરવાની, અને ચોખ્ખાઇની ટેવ પાડવાને, તથા ખુશીથી ફરજને તાબે થવાની, બીજા સાથે વિવેકથી વર્તવાની, અને સત્ય બોલવાની અગત્ય તેમના મનપર ઠસાવવાને શાળાની હમેશની વ્યવસ્થામાં જોઇતી કાળજી રાખવામાં આવી છે. ઓછી બુદ્ધિવાળા અથવા નબળા બાંધાના બાળક ઉપર પરીક્ષાની તૈયારી માટે અયોગ્ય દબાણ થયું નથી એની પણ ખાત્રી કરવા ઇન્સ્પેક્ટરોને સૂચના કરવામાં આવી છે. ગાયન, શીવણ, અને બીજા ધોરણવાર ઠરાવેલા વિષયો માટે જુદી જુદી રકમો આપવામાં આવે છે. પ્યુપિલ ટીચરોને પરીક્ષામાં પાસ કરાવ્યા બદલ પણ જુદી રકમ મળેછે. એકંદર મદદની રકમ સરાસરી હાજરીના દર વિદ્યાર્થીએ સાડાસત્તર શિલિંગ (એટલે હાલને ભાવે ચૌદ રૂપીઆ) અથવા નિશાળની બીજી બધી ઉપજ એ બેમાંથી જે રકમ મોટી હોય તેથી વધવી ન જોઇએ એમ ઠરાવ છે. (મુંબાઇ ઇલાકામાં મદદ લેનારી નિશાળોને બીજી બધી ઉપજના અડધ કરતાં વધારે મદદ અપાતી નથી.) પાંચસે માણસથી ઓછી વસ્તીવાળાં નાનાં ગામડાંની નિશાળોને આ ઉપરાંત ખાસ રકમ આપવામાંઆવેછે. રાતની નિશાળોની ત્રીજા અને તે ઉપરનાં ધોરણોમાંજ પરીક્ષા લેવાય છે; તેમાં સામટા પાંચ કરતાં વધારે વિષય લેનારી કોઇ વિદ્યાર્થીને રજા નથી.

(અપૂર્ણ)

# સંખ્યાવિષે પાઠો.

પગથિયું ૧૬ મું. પાઠ ૨ જો. ૩ વતી ભાગવા વિષે.

લખોટાયંત્રપરે ૩, ૬, અને ૯ લખોટા ગોઠવી પૂછવું કે ૩ માંથી ૩ કેટલીવાર જાયછે? કાંઈ વધેછે?

૬ માંથી ૩ કેટલીવાર બાદ કરી શકાય છે? કાંઈ વધેછે?

હવે શેષ વધ્યા સિવાય ૯ માંથી ૩ જેટલીવાર બાદ કરી શકાય તેટલીવાર બાદ કરો.

પછી જુદી રીતે પૂછવું. ૩, ૬, અને ૯ માં ૩ કેટલીવાર માયછે?

એજ રીતે ૧૨, ૧૫, ૧૮, અને ૨૧ સંખ્યાઓના ભાગ પાડી દરેકમાં ત્રણ જેવડા ભાગ આવે તેમ છોકરાંની કને કરાવવું.

પછી છોકરાંને પૂછવું,—૬ તરી, ૭ તરી, ૮ તરી, ૯ તરી, ૧૦ તરી, ૧૧ તરી, ૧૨ તરી, ઇત્યાદિ.

બધાં છોકરાંની કને નીચે પ્રમાણે સાથે બોલાવરાવવું:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ માંથી | ૩ એકવાર | બાદ કરી શકાય છે. | ૩ માં | ૩ એકવાર | માયછે. |
| ૬ „ | ૩ બેવાર | „ „ | ૬ માં | ૩ બેવાર | „ |
| ૯ „ | ૩ ત્રણવાર | „ „ | ૯ માં | ૩ ત્રણવાર | „ |
| ૧૨ „ | ૩ ચારેવાર | „ „ | ૧૨ માં | ૩ ચારેવાર | „ |
| ૧૫ „ | ૩ પાંચવાર | „ „ | ૧૫ માં | ૩ પાંચવાર | „ |
| ૧૮ „ | ૩ છવાર | „ „ | ૧૮ માં | ૩ છવાર | „ |
| ૨૧ „ | ૩ સાતવાર | „ „ | ૨૧ માં | ૩ સાતવાર | „ |

ઇત્યાદિ.

પછી શેષ વધે એવી રીતે ૪, ૫, ૭, ૮, ૧૦, ૧૧ ઇત્યાદિના ત્રણ સરખા ભાગ કરાવવા.

એમ કરતાં છોકરાંને ન આવડે તો તેમને પૂછવું કે કઈ કઈ સંખ્યાઓ ૩ વતી ભાગી શકાય છે અને કઈ ભાગી શકાતી નથી? ૩ ના ઉપરની સંખ્યાઓને લખોટાયંત્રપર ગોઠવી તેમને ૩ વતી ભાગવાથી જવાબ આવશે. જેમકે, એક છોકરો કહેશે કે ૩ નો ત્રીજો

ભાગ ૧ છે; ૪ નો ત્રીજો ભાગ ૧ છે અને ૧ વધેછે; ૫ નો ત્રીજો ભાગ ૧ છે અને ૨ વધેછે; ૬ નો ત્રીજો ભાગ ૨ છે; ૭ નો ત્રીજો ભાગ ૨ છે અને ૧ વધેછે, ઇત્યાદિ. અપૂર્ણાંક વગર પરંતુ શેષ સહિત એવી સંખ્યાઓના તૃતીયાંશ લેવાનો છોકરાંને મહાવરો કરાવવો અગત્યનો છે. એ ટેવ તેમને છેવટે ઘણી ઉપયોગી થઈ પડશે. શેષ ન વધે એવી સંખ્યાઓની પેઠેજ આ સંખ્યાઓ બધાં છોકરાંની કને નીચે પ્રમાણે સાથે બોલાવરાવવી:—

૩ માં ૩ એકવાર માયછે.
૪ માં ૩ એકવાર ,, અને ૧ વધેછે.
૫ માં ૩ એકવાર ,, ,, ૨ ,,
૬ માં ૩ બેવાર ,,
૭ માં ૩ બેવાર ,, ,, ૧ ,,
૮ માં ૩ ,, ,, ,, ૨ ,,
૯ માં ૩ ત્રણવાર ,,
૧૦ માં ૩ ત્રણવાર ,, અને ૧ ,,
૧૧ માં ૩ ,, ,, ,, ૨ ,,
૧૨ માં ૩ ચારવાર ,,
૧૩ માં ૩ ,, ,, અને ૧ વધેછે.

ઇત્યાદિ.

### પરચૂરણ મનોયત્નો.

૩ છોકરાંની વચ્ચે ૯ જામફળ હોય તો દરેકને ભાગ કેટલાં આવે?

૩ છોકરાંની વચ્ચે ૧૨, ૧૫, અને ૧૧ જામફળ હોય તો દરેકને ભાગ કેટલાં આવે?

એક માણસે એક ભીખારીને ૧૨ પાઈ આપી તે તેણે પોતાની અને બીજા બે ભીખારીની વચ્ચે સરખે ભાગે વહેંચી લીધી તો દરેકને ભાગ કેટલી પાઇ આવી?

ત્રણ માણસે મળીને એક ગાડીના પંદર રૂપિઆ આપ્યા તો દરેકને હિસ્સે કેટલા રૂપિઆ આવ્યા?

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૬. ઠો.

### નિશાળના ઓરડાની સીમા, ભાગ ૧ લો.

દિશાઓ કેટલી છે? તેમનાં નામ દો. તમારામાંનો એક જણ આવો અને દરેક દિશા સ્લેટમાં ક્યાં માંડવી તે બતાવો. હવે સ્લેટમાં ઓરડાનો આકાર કે નકશો દોરીએ. એને કેટલી બાજૂઓ છે? ચાર. ઉત્તર બાજૂ કઈ? સ્લેટમાં એ બાજૂ ક્યાં મૂકવી? મથાળે. ઓરડાની દક્ષિણ બાજૂ ક્યાં છે? સ્લેટમાં એ ક્યાં મૂકવી? તળિયે. આ લીટી કેટલી લાંબી રાખવી? ઉત્તર દિશા બતાવનારી લીટીના જેવડીજ. એનું શું કારણ? એનું કારણ એ કે ઓરડાની ઉપલી અને નીચલી બાજૂઓ સરખી છે. ઓરડાની કઈ બાજૂએ બારણું છે? પશ્ચિમે. એ તમે શી રીતે જાણ્યું? પશ્ચિમ બાજૂ દેખાડવાને લીટી ક્યાં દોરૂં? સ્લેટની ડાબી બાજૂએ. એ લીટી કેટલી લાંબી દોરૂં? બીજી લીટીઓ કરતાં લાંબી. હવે કઈ બાજૂ રહી? પૂર્વ. પૂર્વ બાજૂ ક્યાં દોરૂં? બીજી લીટીઓની જમણી મેર. કેટલી લાંબી દોરૂં? પશ્ચિમ બાજૂના જેવડી. કઈ બાજૂઓ સરખી છે? મેં કેવો આકાર દોર્યો? લંબચોરસ. લીટીઓ શું દેખાડે છે? ઓરડાની દિવાલો. ઓરડાનો વિસ્તાર ક્યાં લગી છે? દિવાલો લગી. ઓરડાને કેટલી દિવાલો છે? આ ચાર દિવાલો નિશાળના ઓરડાની સીમા કે હદ છે. એ દિવાલોને ઓરડા જોડે શો સંબંધ છે? તેઓ એની સીમા કે હદ છે. એ સીમા સ્લેટમાં શી રીતે બતાવી છે? લીટીઓવડે. એ ચાર લીટીઓ વડે કેવો આકાર થયો છે? લંબચોરસ. સ્લેટમાં મેં લંબચોરસ દોર્યો છે તે શું બતાવે છે? ઓરડાનો આકાર. મેં ઓરડાની સીમા દોરી છે તે તેનો આકાર બતાવે છે. તો હરકોઈ ઓરડાનો અથવા સ્થળનો આકાર દેખાડવો હોય તો શું કરવું જોઈએ? તેની સીમા દોરવી જોઈએ. બધાં છોકરાંની કને નીચે પ્રમાણે સાથે બોલાવરાવવું,—દિવાલો એ ઓરડાની સીમા છે અને સ્લેટમાં લીટીઓવડે બતાવી છે. એ લીટીઓવડે ઓરડાનો આકાર જણાય છે.

પાઠ ૭ મો.

**નિશાળની સીમા, ભાગ ૨ જો.**

કસરતશાળા. પાછલો પાઠ શા વિષે હતો? ઓરડાની સીમા વિષે. સીમાથી શું જાણવામાં આવ્યું? ઓરડાનો આકાર. એને ફરતી દિવાલો કેટલી છે? ચાર. શિક્ષકે એક છોકરાને બોલાવીને ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમ સીમાઓ બતાવવાને કહેવું. હવે આપણે કસરતશાળાની સીમા દોરીએ. જે પ્રમાણે ઓરડાની સીમા કહાડી તેજ પ્રમાણે કસરતશાળાની સીમા કહાડવી.

---

# નિશાળ અને નિશાળીઆ.

( ચાલુ પાને ૨૦ થી )

( ડા. નિલકંઠ ડાહ્યાભાઈ ).

૬. માળ અને છાપરૂં.

એક માળનું ઘર, બે માળનું ઘર, એમ બોલવાની આપણી અને ઇંગ્રેજી રીતમાં ફેર છે. ફક્ત ભોંયતળીઆવાળું ઘર હોય તેને આપણે એક માળનું, અને એક મેડી હોય તેને બે માળનું કહીએ છીએ. ઇંગ્રેજી રીત પ્રમાણે આપણું બે માળનું ઘર હોય તે એક માળનું કહેવાય અને ફક્ત ભોંયતળીઆ વાળું હોય તે માળ વગરનું કહેવાય.

ગામડાંની અને નાના કસ્બાની નિશાળોનાં મકાન ઘણાં ખરાં ભોંયતળીઆવાળાંજ હોયછે. જે ગામોમાં જમીનના વધારે પૈસા પડતા નથી, અને જ્યાં ભણનાર છોકરાંની સંખ્યા થોડી થવાનો સંભવ હોય છે, ત્યાં ભોંયતળીઆવાળાંજ મકાન બાંધવાં એ ઠીક છે. આવાં મકાન બાંધવામાં આગળ આપેલી સૂચનાઓ ધ્યાનમાં રાખવી જોઇએ.

માત્ર ભોંયતળીઆવાળી નિશાળોમાં નાની વયનાં છોકરાંને આવવું જવું તથા બહાર નિકળવું સુલભ પડેછે. વળી મકાનપર છાપરૂંજ હોયછે તે થોડે અંશે બારી જાળીની ગરજ સારેછે. તેની તડોમાં થઈ અજવાળું પડેછે અને હવાની આવજા થયે જાયછે. આ લાભની સાથે કેટલીક હરકત પણ રહેલી છે. આપણા મુલકમાં વરસના કેટલાક મ-

હીના પવન બહુ જોસબંધ વાયછે. એવી વખતે એકનું છાપરૂં હોવાથી તડે મારફત મકાનમાં પુષ્કળ ધૂળ વરસે છે, અને વર્ગના કામમાં અડચણ આવેછે. જ્યાં છાપરાં વળી વાંસનાં બનાવેલાં હોયછે ત્યાં ઘણું કરી આવું બનેછે. જ્યાં પાટીઆં જડી તે પર નેવાંના બે થર મેલવામાં આવેછે ત્યાં એમ થવાનો સંભવ નથી, પણ ત્યાં છાપરૂં બારી જાળીનું કામ કરી શકતું નથી. વાંસ વળીના છાપરા નીચે ખાદી જેવા જાડા અને મજબૂત લુગડાની છત બાંધવાથી ધૂળની અડચણ દૂર થશે. વળી એવા છાપરામાંથી ચોમાસામાં વરસાદનું પાણી ચુવેછે, પણ એ હરકત સ્હેજમાં ખસેડી શકાય એવી છે. મોટાં શહેરોમાં માળવાળાં ઘરોમાં નિશાળો બેસતી જોવામાં આવેછે. તે પૈકી ઘણાં મકાન ભાડાનાં હોય છે, અને નિશાળ માટે નહીં પણ ઘર અથવા દુકાન તરીકે વાપરવાના હેતુથી બાંધેલાં હોયછે, તેથી જુદાં જુદાં મથાળાં નીચે નિશાળના મકાન માટે કહેલી સોઈ તેમાં હોતી નથી. તે કારણથી ભણનાર બાળકની તનદુરસ્તીને કેટલું નુકસાન થવાનો સંભવ છે તે સ્હેજ સમજાય તેવું છે. વળી એવાં મકાનોમાં મેડાપર ચડવાની નિસરણીઓ એવી નઠારી હોય છે કે તે પરથી પડી જવાની ધાસ્તી રહેછે.

નિશાળના મેડા પર ચઢવાની નિસરણીનાં પગથીઆંની ઉંચાઈ બચ્ચાંની ઉંચાઈના પ્રમાણમાં હોવી જોઇએ. વળી તે અજવાળામાં હોવી જોઇએ. પગથીઆં એટલાં પહોળાં જોઇએ કે વર્ગ છૂટે અથવા આગનો ભય લાગે ત્યારે છોકરાં તાકીદથી ઉતરી શકે. ચઢતાં ઉતરતાં પકડવા માટે કઠેરા કે બીજો આધાર જોઇએ કે પડાય નહીં.

રસ્તાપર પડતી બારીઓને કઠેરા હોવા જોઇએ અને ભાગેલા હોય તે તાકીદે સમરાવવા જોઇએ.

ભોંયતળીઆવાળા મકાનના સંબંધમાં જે કહ્યુંછે તે માળનાં છાપરાને પણ લાગુ પડેછે. છત કરાવવાથી મેડાપર પડતી અડચણ દૂર થશે, અને છાપરાથી થતા ફાયદા ઘણે અંશે જારી રહેશે. માળવાળા મકાનને ભોંય તળીએ બેસતા વર્ગમાં અંધારૂં ન પડે તેની પણ કાળજી રાખવાની જરૂરછે.

એકંદર જોતાં નાનાં બાળકની નિશાળ ફક્ત ભોંયતળીઆવાળી હોવી જોઇએ. બાર પંદર વર્ષથી ઉપરની ઉમ્મરનાં છોકરાં માટે મેડા હોય તો અડચણ નથી. પણ ત્યાં નિસરણી, બારી, કઠેરા, વગેરે બાબત જે સૂચના કરવામાં આવીછે તે પર લક્ષ આપવું જોઇએ.

---

# થર્ડ ગ્રેડ પરીક્ષાનું અંકગણિત.

છેલ્લી થર્ડ ગ્રેડ સરટિફિકેટ પરીક્ષામાં અંકગણિતના ત્રણ ચાર સવાલો બહુ અઘરા હતા. વિશેષે કરીને છેલ્લા દાખલાએ ઉમેદવારોને બહુ હંફાવ્યા હતા. વિદ્યાર્થીઓના લાભ અર્થે તે હું નીચે કરી બતાવુંછું.

૯. એક જણે ત્રાંબુ અને જસત મેળવીને પીતળ કર્યું, તેમાં સેંકડે ૪૦ ભાગ જસત છે. હવે તેજ મિશ્રણમાં જો તેણે ૧૦) તોલા ત્રાંબુ વધારે નાખ્યું હોત, તો જસત સેંકડે ૩૫ ભાગ થાત. ત્યારે પ્રથમનું મિશ્રણ કેટલા તોલાનું હશે?

સેંકડે ૪૦ ભાગ જસત, માટે ૬૦ ભાગ ત્રાંબુ, એટલે જસત કરતાં ત્રાંબુ દોઢગણું.

હવે તેજ મિશ્રણમાં ૧૦) તોલા ત્રાંબુ નાંખ્યાથી જસત ૩૫, માટે ત્રાંબુ ૬૫ ભાગ સેંકડે થાય છે, એટલે જસત કરતાં ત્રાંબુ $\frac{૧૩}{૭}$ ગણું થાય છે. ત્રાંબુ પ્રથમ દોઢગણું હતું તે વધીને $\frac{૧૩}{૭}$ થયું. $\frac{૧૩}{૭}-\frac{૩}{૨}=\frac{૫}{૧૪}$ એટલાગણું વધ્યું.

હવે દાખલાનું રૂપ નીચે પ્રમાણે મૂકી શકાય.

એવી રકમ કયી છે જેમાં દશ ઉમેર્યાથી તે રકમ હતી તેથી $\frac{૫}{૧૪}$ ગણી વધી જાય?

એક સહેલું ઉદાહરણ લઇએ તો એ દાખલો સારૂ સમજાશે.

કયી રકમમાં ચાર ઉમેરીએ તો તે રકમ હતી તેથી બમણી વધે? ચારને બેએ ભાગ્યાથી તરત જવાબ બે આવે છે. તેવીજ રીતે

૧૦×૧૪/૫=૨૮ અને એથી દોઢગણું ૪૨, જસત ૨૮ તોલા અને ત્રાંબુ ૪૨.

૫. મુંબાઈ બેંકનો રૂ ૫૦૦ નો શેર સેંકડે ૨૦ રૂ. પ્રીમિયમથી મળે છે, પણ સેંકડે ૭ ટકા પ્રમાણે નફો વહેંચાય છે; અને ૪ ટકાની લોન ૯૬ ને ભાવે મળેછે. હવે લોનના કરતાં શેરમાં નાણાં રોકું તો વાર્ષિક ઉપજમાં રૂ ૧૧૦ વધે તેમ છે. ત્યારે રોકવાનાં નાણાં કેટલાં?

ધારો કે આપણે એક હજાર રૂપીઆ શેરમાં રોક્યા;

સેંકડે ૭ ટકા નફો તો પાંચસોના શેર પાછળ અથવા ૬૦૦ રોકેલાં નાણાં પાછળ રૂ ૩૦ નફો થયો.

રૂ. રૂ.

$$૬૦૦ : ૧૦૦૦ :: ૩૦ : \text{જવાબ } ૫૦$$

હવે એજ રકમ આપણે લોનમાં રોકીએ તો

રૂ. રૂ. રૂ.

$$૯૬ : ૧૦૦૦ :: ૪ : \text{જવાબ } \frac{૧૦૦૦}{૨૪} = ૪૧\frac{૨}{૩}$$

૫૦—૪૧⅔=૮⅓ એટલા રૂપિયા વાર્ષિક ઉપજમાં વધે. આપણે તો રૂ ૧૧૦ વધે તેટલી રકમ શોધી કાઢવાની છે.

રૂ. રૂ. રૂ.

$$૮\frac{૧}{૩} : ૧૧૦ :: ૧૦૦૦ : \frac{૧૦૦૦×૧૧૦×૩}{૨૫} = ૧૩૨૦૦ \text{ જવાબ.}$$

છોટા ઉદેપુર — કરમઅલી રહીમ નાનજીઆણી.
૧૪-૧-૯૩ — (ડે. એ. ઇન્સ્પેક્ટર પંચમહાલ રેવાકાંઠા.)

---

# चर्चापत्र.

૧. છગનલાલ વિદ્યારામ રાવળ—સૂચવેછે કે (૧) હિંદુસ્તાનના નકશામાં જે જે સ્થળે લડાઇઓ થઇ હોય તેની સ્થળના નામ જોડે સાલ આપી હોય તો જોનારને અનુકૂળ પડે; (૨) પાંચમી છઠ્ઠી વિગેરે ચોપડીઓમાં ઇતિહાસના પાઠ સાથે રાજાઓ અને બાદશાહો, તેમજ કુતુબમિનાર, તાજમહેલ, વિગેરેનાં ચિત્ર આપ્યાં હોય તો બાળકને રસ

પડે અને પાઠ સારો અપાય; (૩) મરાઠી વાંચનમાળાની માફક ગુજરાતી વાંચનમાળાને છેડે કઠણ શબ્દનો કોષ આપ્યો હોય તો શિખનાર શિખવનાર બંનેને સુલભ પડે અને અર્થ લખાવવા ન પડે.

આ સૂચનાઓ ધ્યાનમાં લેવા જેવી છે, અને હમે લાગતાવળગતાનું તે તરફ લક્ષ ખેંચીએ છીએ. મિ. છગનલાલ લખેછે તેવો એક હિંદુસ્તાનનો હિંદી નકશો બાળબોધી અક્ષરે થયેલો છે. ઇતિહાસના પાઠો સાથે તેમજ ભૂગોળની ચોપડીઓમાં ચિત્ર આપવાની ઘણીજ જરૂર છે. ઈંગ્લાંડમાં હાલ ઇતિહાસ અને ભૂગોળની ધોરણવાર જુદી જુદી ચોપડીઓ પુષ્કળ ચિત્રો સાથે બનાવવામાં આવેછે. તે ચોપડીઓમાં ઈંગ્લાંડનું વર્ણન છે, પરંતુ તેજ પદ્ધતિએ આ દેશની નિશાળો માટે ચોપડીઓ બને તો ઘણો લાભ થાય. નાનાં બાળકને કેટલું, કેવી રીતે શિખવવું તેનો બીજા કરતાં તેમને શિખવનાર મહેતાજીઓને વિશેષ અનુભવ હોયછે માટે તેમણે આગળ પડવું ઘટેછે. વિદ્વાનોની સહાય લઇ તેઓ આવાં પુસ્તક બનાવશે તો ઘણો લાભ થશે. આના સંબંધમાં મેકમિલન કૃત, ચેમ્બર્સકૃત, લોંગમનકૃત, નેલસનકૃત, બ્લાકીકૃત, ગિલકૃત, વિગેરે ઇતિહાસ ભૂગોળની વાંચનમાળાઓ (Historical and Geographical Readers) તરફ વાંચનારનું લક્ષ ખેંચીએ છીએ. અંકગણિત, મ્હોના હિસાબ, વ્યાકરણ, વિદ્યા, વિગેરે માટે પણ ઇંગ્લાંડમાં ધોરણવાર જુદી જુદી ચોપડીઓ બનવા લાગી છે. મિ. છગનલાલ વાંચનમાળાને છેડે શબ્દકોષ આપવાનું કહેછે તે સૂચના પણ ધ્યાનમાં લેવા જેવી છે, છતાં અત્રે કહેવું જોઇએ કે બીજા વિષયની માફક અર્થ શિખવવા માટે પણ શિક્ષકનું મ્હો જેટલું ઉપયોગી છે તેટલો કોષ ઉપયોગી નથી. માત્ર કોષના અર્થ ગોખી સંતોષ માનવાથી પરિણામ સારો થતો નથી; બાળકના મનમાં ખરો ભાવાર્થ ઉતારવો જોઇએ, અને તે શિક્ષકના મ્હોનું વર્ણન, તેના હાવભાવ, વસ્તુ પ્રદર્શન, અને ચિત્ર વિગેરે સાહિત્ય વિના બને તેવું નથી. બાળકના મનમાં પૂરો ચિતાર આવે નહીં એમ શિખવેલું બધું મિથ્યા છે.

૨. કરૂણાશંકર પ્રાગજી, ભાણવડ.—"(૧) હિંદના ઇતિહાસમાં

પૃષ્ઠ ૨૧૫ મે "આપણા વેપારને વીસ અકસ્માતથી ખલેલ પહોંચે" એમ લખ્યું છે તેમાં વીસનો અર્થ શો ?

(૨) ગુજરાતના બાળબોધ ઇતિહાસમાં લખ્યુંછે કે મહમદ ગિઝનવીએ સોમનાથપર ચઢાઇ કરી ત્યારે પહેલો ભીમદેવ રાજા હતો, અને પાંચમી ચોપડીના ૫૬ મા પાઠમાં લખ્યુંછે કે તે વખત વલભસેન હતો. ત્યારે ખરૂં શું ?

(૩) છઠ્ઠી ચોપડીના ૯૬ મા પાઠમાં લખ્યુંછે કે શાહુએ શંભાજીને માર્યો. શાહુના બાપ શંભાજીને ઔરંગઝેબે મરાવ્યો હતો, ત્યારે આ શંભાજી કયો ?

(૪) વાંચનમાળામાં અમદાવાદ, વડોદરા, વિગેરે શહેરોનાં, અને મુંબઇ વિગેરે ઇલાકાનાં વર્ણન છે તે ઘણાં વરસ ઉપર લખાયાં છે. તેમાં આજ સુધીમાં થયેલા ફેરફાર તથા વસ્તીના નવા આંકડા દાખલ થવા જોઇએ. મુંબઇ શહેરના વર્ણનનો પાઠ નાંખવાની પણ જરૂર છે.

(૫) છઠ્ઠી ચોપડીના ૧૭૨ મા પાઠમાં 'સેવિંગ બેંકની આડત કલેક્ટરની કચેરી સાથે છે' એમ લખ્યુંછે ત્યાં હવે પોસ્ટઓફીસ દાખલ કરી તે બાબત સમજુત આપવી જોઇએ.

(૬) પાંચમી ચોપડીમાં પાણી, પવન, અને વરાળ એ ત્રણ શક્તિઓનું વર્ણન ત્રણ દેસના પાઠમાં છે. તેમાં વિજળીને ચોથી શક્તિ તરીકે કેમ સમાવી નથી ?"

જવાબ—

(૧) "વીસ" શબ્દ આ જગાએ "ગમે તેટલાં" ના અર્થમાં વાપર્યો છે. વિશેષ ભાર મુકવાને "વીસ" એવી સંખ્યા કહી છે. અસલ ઇંગ્રેજી ગ્રંથ પ્રમાણે ભાષાંતર કર્યું છે.

(૨) ગુજરાતના બાળબોધ ઇતિહાસમાં લખેલી હકીકત વધારે શોધનું ફળ છે માટે તે માનવી ઘટે છે. પાંચમી ચોપડી લખાયાને ઘણાં વરસ થયાં છે.

(૩) આ શંભાજી શાહુનો બાપ નહીં, પણ રાજારામની નાની સ્ત્રી રાજસ બાઇથી થયેલો પુત્ર. રાજારામની મોટી સ્ત્રી તારાબાઇનો

દીકરા શિવાજી તરફથી કેટલાક મરાઠા સરદાર તારાબાઇને વળગી રહી શાહુની સામે થયા હતા. સને ૧૭૧૨ માં આ શિવાજીનું મરણ થયું, એટલે તેના ઓરમાન ભાઇ શંભાજીને ગાદી આપવાનો વિચાર કરી તથા તારાબાઇને કેદ કરી તે સરદારોએ શાહુ સામે દુશ્મનાઇ કાયમ રાખી હતી.

(૪) તમે કહોછો તે પાઠમાં વસ્તીના આંકડા બદલવામાં આવ્યા છે, બીજો પણ સુધારો વધારો કરવો ઘટેછે.

(૫) તમે લખોછો તે ફેરફાર થવાની જરૂર છે. સેવિંગબેંકો હવે પોસ્ટ ઓફીસોમાં દાખલ થઇછે અને કલેક્ટર સાથેની આડત બંધ થઇછે.

(૬) એ પાઠ લખાયા સારે વિજળીની શક્તિ હાલ જેટલી બહાર આવી નહોતી. વળી એ પાઠ ઇંગ્રેજી પાઠોને આધારે લખાયા છે તેમાં ફેરફાર કરવો હમને તો દુરસ્ત લાગતો નથી. વિજળી સંબંધી સાતમી ચોપડીમાં પાઠ છે.

---

# केळवणी खातानी खबरो.

## શાળોપયોગી પુસ્તકો.

નીચે લખેલાં પુસ્તકોની નવી આવૃત્તિ તૈયાર થઈ છે:—

| ગૂજરાતી. | | બોમ્બે સંસ્કૃત સેરીઝ. | |
|---|---|---|---|
| હોપ—બીજી ચોપડી | ૦—૧—૦ | નં. ૧૮ વ્યાકરણ મહાભાષ્ય પુ. ૧લું | ૯—૦—૦ |
| ,, ત્રીજી ,, | ૦—૩—૦ | નં. ૪૪ આપસ્તંબ ધર્મસૂત્ર ભા.૧.૨ | —૧૨—૦ |
| ,, છઠ્ઠી ,, | ૦—૭—૦ | નં. ૪૬ પાતંજલ સૂત્રાણિ. | ૩—૪—૦ |
| | | નં. ૪૫ રાજતરંગિણી. | ૩—૦—૦ |

ગ૦ સેંટ્રલ બુકડીપો
મુંબાઈ તા. ૯—૨—૯૩

N. V. Patwardhan,
Ag. Head Clerk for Curator.

---

---

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડીટર તરફ મોકલવું. નોટપેડ કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક અંકમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનંતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની દસમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પંદરમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓર્ડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખીછે. પોસ્ટેજ માફ. છુટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. દસ રૂપિઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૧-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે; ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| ફ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ | |

બાર માસ લગી લાગ લાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહીના લગી પાંચમો ચાર્જ પડશે. બાર મહીનાથી ઓછી મુદત હશે તો પહેલે મહીને પૂરો ચાર્જ અને પછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

### હંડબીલો વહેંચવાના દર.

પા તોલા અંદરનાં હશે તો રૂ. ૮-૦-૦. તેથી ઉપરના વજનનાં છુટક નકલો સાથે જશે નહીં; બંધીઓ સાથે મોકલવામાં આવશે. એક તોલા સુધીનો દર રૂ. ૧૦-૦-૦, તે ઉપરના માટે અમને લખવું.

અંક ૪ થો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

એપ્રિલ સને. ૧૮૯૩.

---

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી )

---

અમદાવાદ

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.

---

રપેક્ટેટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર ભરૂચ સમાચાર; હિતેચ્છુ.

દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧ સેકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨ ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેકડે ૨૫ ટકા ડીસકાઉંટ મળશે, પણ રેલવે પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વે ખરચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનારછે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેઈ કાગળો લીધામાં આવશે નહીં.

નમુના
ઓરદરજી કાવસજી માસ્તરની
દસ્કત શિક્ષક કોપી બુકોની
સ્ટીલપેનોના

|  |  |  |  |  |  |  |  |
|---|---|---|---|---|---|---|---|
| .૧નં૨. | નં.૩. | નં.૪. | નં.૫એ. | નં.૫બી. | નં.૬એ. | નં.૬બી | નં.૭નં૮. |

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. એપ્રિલ: ૧૮૯૩. અંક ૪ થો.


## मास.

આ પત્રમાં ગઈ સાલ કેટલોક ફેરફાર કરવામાં આવ્યો હતો. કિંમતમાં વધારો કર્યા વિના આ માસથી અન્નમાર્યશ તરીકે આઠ પૃષ્ઠ વધારવાનો એટલે ચોવીસને બદલે બત્રીસ પાનાં આપવાનો ઠરાવ કર્યો છે. છપામણી અને ટપાલના ખરચમાં વધારો થશે છતાં આથી વાંચનારની વિશેષ સેવા બજાવી શકીશું એ મોટો સંતોષ છે. આશા છે કે શિક્ષક વર્ગ તથા વિદ્વજ્જનો વિષય લખી મોકલી તથા બીજી રીતે આશ્રય આપી આ વધારો ટકાવી રાખવામાં સહાય કરશે.

---

"શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા" અને "ઇનામ" એ મથાળાં નીચે આ પત્ર તરફથી ઇનામ આપવાનો વિચાર આ અંકમાં પ્રસિદ્ધ કર્યો છે તે તરફ વાંચનારનું લક્ષ ખેંચીએ છીએ.

---

આ માસમાં લાંબી સરકારી જાહેરખબર આવવાથી ચર્ચાપત્ર તથા બીજા કેટલાક વિષય માટે જગા કરી શક્યા નથી તેથી દિલગીર છીએ. ટુંકાં ચર્ચાપત્ર માટે ઝટ જગા કરી શકાય છે એ વાત લખનાર લક્ષમાં રાખશે તો ઠીક પડશે.

---

થોડા માસ ઉપર હમે જણાવ્યું હતું કે ઉંચી કેળવણી પામેલાં માણસોને પ્રાથમિક શાળાના શિક્ષક થવાનું ઉત્તેજન મળે તે સારૂ ઇંગ્લાંડની ટ્રેનિંગ કોલેજોના અભ્યાસ ક્રમમાં યુનિવર્સિટીના ગ્રાન્યુએટો માટે ખાસ ગોઠવણ કરવામાં આવી છે, તેમજ ટ્રેનિંગ કોલેજના સ્કૉલરો યુનિવર્સિટીની પરીક્ષાઓ આપી શકે તેવી પણ તજવીજ કરી છે.

આ દેશમાં પ્રાથમિક શિક્ષકોના પગાર એટલા ટુંકા છે કે ગ્રાજ્યુએટો તે કામ લે એવો હાલ સંભવ નથી. વળી ઉંચી કેળવણી ઇંગ્રેજી મારફતજ અપાય છે તેથી ટ્રેન્ડ સ્કોલરો યુનિવર્સિટીની પરીક્ષાઓ આપી શકે તેવો પણ સંભવ નથી. છતાં સરકારે હાલમાં અમદાવાદ ટ્રેનિંગ કોલેજના કોડમાં એક કલમ દાખલ કરીછે તે લાભકારી નિવડશે એમ ભરોંસો રાખીએ છીએ. તે કલમમાં એમ ઠરાવ્યું છે કે યુનિવર્સિટીની સ્કૂલ ફાઇનલ અથવા મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયેલા કોઇ અનટ્રેન્ડ શિક્ષકની ખુશી હશે તો તેને ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ મંજુરીથી ટ્રેનિંગ કોલેજના પહેલા વરસની પરીક્ષા આપ્યા વિના બીજા વરસની પરીક્ષામાં બેસવા દેવામાં આવશે, અને એ પરીક્ષામાં પાસ થયેથી ત્રીજા વરસનો અભ્યાસ કરવા સારૂ કોલેજમાં દાખલ કરવામાં આવશે.

———o———

વડોદરાના છેલા ઇનામના મેળાવડા વખત ત્યાંના ડિરેક્ટર સાહેબે શ્રીમંત મહારાજા સાહેબ રૂબરૂ વાંચેલા કેળવણી ખાતાના વૃત્તાંતની એક નકલ હમને મળી છે. ગયા વર્ષમાં એ ખાતાએ કરેલા વધારાં વિશે વાંચી હમને ઘણો હર્ષ થાય છે, અને શ્રીમંત ગાયકવાડ સરકારના ઉદાર આશ્રયથી એ ખાતાની જુદી જુદી દિશાઓમાં જે ખિલવણી ચાલી રહીછે તેને માટે તેને મુબારકબાદી આપીએ છીએ. ઉંચા પ્રકારનું અને ધંધાઓનું જ્ઞાન દેશી ભાષા મારફત આપવાનો ત્યાં જે પ્રયાસ થાયછે તે બહુ સ્તુતિપાત્ર છે; તેથી છેવટ આખા ગુજરાતને ફાયદો થવાનો સંભવ છે. વડોદરા રાજ્યમાં ફરજીઆત કેળવણી દાખલ કરવાનો વિચાર ચાલેછે તે દરમ્યાન ગ્રામ્ય શાળાઓની યોજનાથી આજસુધીમાં ઘણો વધારો થયો છે. સને ૧૮૯૧ માં શાળાઓની સંખ્યા ૫૧૫ અને વિદ્યાર્થીની સંખ્યા ૫૪૦૩૦ હતી. સને ૧૮૯૨ ના વરસમાં ગ્રામ્ય શાળાઓની યોજનાથી ૫૭૧ શાળાઓનો અને ૧૭૭૬૬ વિદ્યાર્થીનો વધારો થયો છે. આટલો વધારો આગળના કોઈ વરસમાં થયો નથી. સને ૧૮૯૨ આખરે એકંદર ૧૦૮૬ શાળાઓ હતી અને ૭૧૭૯૬ વિદ્યાર્થી ભણતા હતા.

થોડા વખત ઉપર હમે મુંબઇ ઇલાકામાં વસ્તીને મુકાબલે કેટલાં બાળક ભણેછે તેની સંખ્યા આપી હતી. તેનો વડોદરાની સંખ્યા સાથે મુકાબલો કરીએ:

| | મુંબઇ ઇલાકો. | વડોદરાનું રાજ્ય. |
|---|---|---|
| નિશાળે જવા લાયક ઉમ્મરના છોકરાની વસ્તીને મુકાબલે સેંકડે કેટલા છોકરા ભણેછે. ... ... ... | ૨૭.૦૪ | ૩૮.૩ |
| નિશાળે જવા લાયક ઉમ્મરની છોકરીઓની વસ્તીને મુકાબલે સેંકડે કેટલી છોકરીઓ ભણેછે. ... ... ... | ૩.૭૫ | ૪.૨ |
| કુલ નિશાળે જવા લાયક વસ્તીને મુકાબલે સેંકડે કેટલાં બાળક ભણેછે. ... ... ... ... ... | ૧૫.૭૬ | ૨૨.૦ |
| આખી વસ્તીને મુકાબલે ભણનારની સેંકડે સંખ્યા ... ... ... ... | ૨.૪ | ૩.૩ |

કલાભવન એક અગત્યની પાઠશાળા છે. તેમાં ૩૫૮ વિદ્યાર્થી ભણેછે, તે પૈકી ૫૨ ચિત્રશાળામાં, ૯૦ શિલ્પશાળામાં, ૮૯ યંત્રશાળામાં, અને ૧૨૭ રંગશાળામાં છે. ખેતીના વર્ગમાં ૧૧ અને પાકશાસ્ત્રની શાળામાં ૧૬ વિદ્યાર્થી શિખેછે. ૬ ગાયનશાળા ને ૧ નૃત્યશાળામાં મળી ૪૦૪ વિદ્યાર્થી છે. ૧૬ સંસ્કૃત શાળાઓમાં ૫૨૯ વિદ્યાર્થી ભણેછે. સિવાય ૯૩૯ છોકરાઓની અને ૪૪ છોકરીઓની ગુજરાતી, ૩૦ છોકરાઓની અને ૫ છોકરીઓની મરાઠી, ૨૫ ઉરદુ, ૧૪ અંસજ્ય છોકરાની અને ૧ અંસજ્ય છોકરીઓની, એ પ્રમાણે પ્રાથમિક નિશાળો છે. એક પુરૂષની અને એક સ્ત્રીઓની એમ બે ટ્રેનિંગ સ્કૂલો છે તેમાં ૯૨ વિદ્યાર્થી અભ્યાસ કરે છે. નિશાળોમાં સાતમું ધોરણ વધારવામાં આવ્યું છે, અને પ્રાથમિક વિષયો ઉપરાંત સંસ્કૃત, ગાયન, રસોઇ, ચિત્રકળા, આરોગ્યવિદ્યા, વિગેરે વિષય

દાખલ કરવામાં આવ્યા છે. મોટી ઉમ્મરની સ્ત્રીઓ પોતાનો અભ્યાસ ચાલુ રાખે તે માટે ૭ જનાના વર્ગ કાઢવામાં આવ્યા છે તેમાં ૨૩૭ સ્ત્રીઓ અભ્યાસ કરેછે. દસ વરસ ઉપરની વયની છોકરીઓ નિશાળમાં રહી ભણે તેમને ખાસ સ્કોલરશિપોથી ઉત્તેજન આપવામાં આવે છે. પ્રાંતોમાં કેટલીક ઉદ્યોગશાળાઓ નિકળી છે અને હજી નવી નિકળતી જાયછે. અંત્યજ અને ધાણકાઓ માટે પોણા લાખને ખરચે આઠ બોર્ડિંગ સ્કૂલો કાઢવામાં આવીછે. પ્રાથમિક, ઉંચા પ્રકારની, અને ઉદ્યમની કેળવણી પાછળ ગઈ સાલમાં ૭ લાખ પંદર હજાર રૂપીઆનું ખરચ થયું હતું.

આ ઉપરાંત દેશી ભાષાનું સાહિત્ય વધારવાના પણ ઉપાય લેવામાં આવેછે. ઇંગ્રેજી, મરાઠી, સંસ્કૃત, વિગેરે ભાષાનાં પુસ્તકોનો ગુજરાતીમાં તર્જુમો કરાવવાનો, નવા ગ્રંથ રચાવવાનો, અને પ્રાચીન કાવ્ય પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ ચાલેછે. શાસ્ત્રીય વિષયોનાં પુસ્તક તૈયાર કરવા માટે પચાસ હજાર રૂપીઆની રકમ મંજુર થઇ છે.

આ સઘળા વધારા સુધારા માટે એ રાજ્યના કેળવણી ખાતાને અને શ્રીમંત મહારાજા સાહેબને એકવાર ફરીથી ધન્યવાદ આપીએછીએ.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

પ્રાથમિક નિશાળોના શિક્ષકોને પોતાના કામ સંબંધી વાંચવા વિચારવાને ઉત્તેજન મળે તે સારૂ આ પત્રમાં દર ત્રણ માસે પ્રશ્ન પ્રગટ કરી સૌથી સરસ ઉત્તરો બદલ પાંચ રૂપીઆ સુધી ઇનામ આપવાનો વિચાર રાખ્યો છે. આ કામમાં શિક્ષકો જોઇએ તેવો ભાગ લેશે અને સવડ બનશે તો આગળ ઉપર ઇનામની રકમ વધારવી એમ વિચાર છે. ઇનામના નિયમ નીચે પ્રમાણે ઠરાવ્યા છે.

(૧) જાનેવારી, એપ્રિલ, જુલાઇ, અને ઓક્ટોબર માસના અંકમાં પ્રશ્ન આપવામાં આવશે. તેમના જવાબ અનુક્રમે ફેબ્રુઆરી, મે, ઓગસ્ટ, અને નવેંબર માસની વીસમી તારીખ સુધીમાં હમને

પહોંચવા જોઈએ: ઇનામ મેળવનારનાં નામ બનતા સુધી એપ્રિલ, જુલાઇ, ઓક્ટોબર, અને જાનેવારીના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

(૨) દરેક પ્રશ્નના ઇનામની રકમ પ્રશ્નની સામે લખવામાં આવશે.

(૩) જવાબ કઇ તારીખ સુધીમાં મોકલવા તે પણ યાદ આવવા માટે પ્રશ્નની સાથે લખવામાં આવશે.

(૪) દરેક ઉત્તર કેટલો લાંબો લખવો તે પ્રશ્નની સાથે જણાવવામાં આવશે. તેમ નહીં કર્યું હોય ત્યારે ઉત્તરની લંબાઇ લખનારની ખુશી ઉપર આધાર રાખશે.

(૫) પ્રાથમિક નિશાળોના શિક્ષકોજ ઇનામ માટે સ્પર્ધા કરી શકશે.

(૬) ઉત્તર લખનારને બધા પ્રશ્નના ઉત્તર લખવાનું બંધન નથી; કયા અને કેટલા લખવા તે તેની ખુશી ઉપર આધાર રાખશે.

(૭) ઉત્તર લખનારને ચોપડીઓ વાંચી અથવા બીજાને પૂછી હકીકત એકઠી કરવા હરકત નથી. મેળવેલી હકીકત ઉપરથી ઉત્તર તેણે પોતાની જાતે લખવા જોઇએ. કોઇ ચોપડીમાંથી ઉતારો કરવો નહીં.

(૮) દરેક ઉત્તર જુદા કાગળ ઉપર કાગળની એકજ બાજુએ વંચાય તેવે અક્ષરે ગુજરાતી ભાષામાં લખવો.

(૯) મથાળે પ્રશ્ન લખી તેની નીચે ઉત્તર શરૂ કરવો.

(૧૦) દરેક ઉત્તરને છેડે નીચે પ્રમાણે હકીકત લખવી.

(અ) લખનારનું નામ, બાપનું નામ, અટક, અને પૂરૂં શિરનામું.

(આ) જે નિશાળમાં શિક્ષક હોય તેનું નામ, ગામ, તાલુકો, અને જીલ્લો કે એજન્સી.

(ઇ) પોતે મુખ્ય મહેતાજી છે કે આસિસ્ટંટ?

(ઉ) ઇનામ મળે તો રકમ કોને આપવાથી કે કેવી રીતે મોકલવાથી પહોંચશે ? (મોકલવાનો ખરચ ઇનામ મેળવનારને માથે પડશે.)

(એ) ઉત્તર લખનાર મુખ્ય મહેતાજી હોય તો તેણે

નીચે પ્રમાણે ઇકરાર લખવો: "આ ઉત્તર મેં મારી જાતે લખ્યો છે."

(બે) ઉત્તર લખનાર આસિસ્ટંટ હોય તો તેણે પોતાની નિશાળના મુખ્ય મહેતાજી પાસે નીચે પ્રમાણે ઇકરાર લખાવવો: "આમાં લખેલી હકીકત ખરી છે અને આ ઉત્તર આ નિશાળના આસિસ્ટંટ એ પોતાની જાતે લખ્યો છે."

(ઓ) ઇકરાર લખનારે તેની નીચે વંચાય તેવી સહી કરી પોતાનો હોદ્દો લખવો.

(૧૧) ઉપર પ્રમાણે લખી, "એડિટર, ગુજરાતશાળાપત્ર, અમદાવાદ", એ શિરનામે મોકલવું. શિરનામા ઉપર એક ખૂણે "ઇનામી પ્રશ્નના જવાબ" એમ લખવુ.

(૧૨) નોટપેડ બીડી લેવામાં આવશે નહીં.

(૧૩) કોઇ પણ ઉત્તર ઇનામ લાયક નહીં જણાય તો કોઇને ઇનામ મળશે નહીં.

(૧૪) સૌથી સરસ ઉત્તર લખનારને ઇનામ મળશે. એકજ પ્રશ્નના બે અથવા વધારે જવાબ સરખી રીતે સારા માલમ પડશે તો ઇનામ સરખે હિસ્સે વહેંચવામા આવશે.

(૧૫) જે ઉત્તરને ઇનામ મળશે તે અને ઇનામમાં ન આવવા છતાં જે પ્રસિદ્ધ કરવા લાયક હશે તે જગા હશે તો શાળાપત્રમાં પ્રસિદ્ધ કરવામા આવશે.

(૧૬) આમાંની કોઇપણ શરત તોડનારને ઇનામ મળશે નહીં.

(૧૭) આવેલા ઉત્તર પાછા મોકલવામાં નહીં આવે.

(૧૮) ઇનામ બંધ કરવાનો, અથવા આ નિયમોમાં સુધારો, વધારો, કે ફેરફાર કરવાનો હક આ પત્રના એડિટરને છે.

---

### આ ત્રિમાસિક માટે પ્રશ્ન.

(૧) લખતાં શિખવવાનું શરૂ કરતી વખત બાળક આગળ મૂળાક્ષરો

ક્યા ક્રમમાં રજુ કરશો તે કારણ સાથે લખો.— ઇનામ રૂ ૨)

(૨) ½ અને ·૨૫ એ એકજ અપૂર્ણાંક છે એવું દર્શાવવું શરૂ કરનાર બાળકને કેવી રીતે સમજાવશો ?— ઇનામ રૂ ૧)

(૩) એશિઆખંડમાં કઇ પર્વતની હારોથી નજીકના દેશોપર શી રાજકીય અને હવા સંબંધી અસર થઇછે તે લખો. - ઇનામ રૂ ૨)

ટીપ—તા. ૨૦ મે સન ૧૮૯૩ સુધીમાં જવાબ પહોંચવા જોઇએ. તે પછી આવેલા જવાબ લક્ષમાં લેવાશે નહીં.

# इनाम.

## शाळापत्रना बधा वांचनारने स्पर्धा करवानी छूट छे.

બાળવર્ગમાં શિખવવા લાયક ગીત બનાવી મોકલનારને આ પત્ર તરફથી નીચે પ્રમાણે ઇનામ આપવામાં આવશે.

(૧) એક ઇનામ રૂ ૬)નું—શરીરના હાવભાવ સાથે બોલાય તેવા ઉત્તમ ગીત માટે.

(૨) એક ઇનામ રૂ ૪)નું—સાદા ઉત્તમ ગીત માટે.

ઇનામની શરતો નીચે પ્રમાણે ઠરાવી છે.

(૧) કોઇ ગીત આઠ લીટીથી ટુંકું અને ૧૬ લીટીથી લાંબુ હોવું ન જોઇએ. મથાળે ગીતનો વિષય લખવો જોઇએ.

(૨) ભાષા અને વિચાર બાળવર્ગને લાયક જોઇએ.

(૩) ગીત બાળકને રસ પડે તેવું જોઇએ.

(૪) ઇંગ્રેજી ઢબનો નહીં પણ દેશી રાગ જોઇએ.

(૫) કાગળની એકજ બાજુએ વંચાય તેવે અક્ષરે લખવું જોઇએ.

(૬) મોકલનારે પોતે બનાવેલું હોવું જોઇએ. ગીત નીચે "મારૂં પોતાનું બનાવેલું છે" એવો ઇકરાર કરી વંચાય તેવી સહી કરવી અને પૂરૂં શિરનામું લખવું.

(૭) એક કરતાં વધારે ગીત મોકલવાની ઇચ્છા રાખનારને તેમ કરવાની છૂટ છે. પરંતુ દરેક ગીત જુદા કાગળ ઉપર લખી ઉપર કહ્યા પ્રમાણે દરેકની નીચે ઇકરાર, સહી, અને સિરનામું કરવું.

(૮) ગીત તા. ૩૦ જુન સને ૧૮૯૩ સુધીમાં અમને પહોંચવાં જો-ઇએ; "એડિટર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ," એ શિરનામે મોકલવાં, અને શિરનામાની એક બાજુ ઉપર "ઇનામ માટે ગીત" એમ લખવું.

(૯) મોટપેડ બીડો લેવામાં આવશે નહીં.

(૧૦) આમાંની કોઇપણ શરત તોડનારને ઇનામ મળી શકશે નહીં.

(૧૧) કોઈ ગીત ઇનામ લાયક માલમ નહીં પડે તો કોઇને ઇનામ મળશે નહીં.

(૧૨) શરીરના હાવભાવ સાથે ગાઇ શકાય તેવાં ગીતમાંથી સારામાં સારૂં માલમ પડશે તેને રૂ ૬)નું, અને સાદાં ગીત પૈકી ઉત્તમ જણાશે તેને રૂ ૪)નું ઇનામ મળશે.

(૧૩) ગીત તપાસાઇ રહેથી ઇનામ મેળવનારનાં નામ આ પત્રમાં જણાવવામાં આવશે.

(૧૪) જે ગીત ઇનામમાં ન આવવા છતાં પ્રસિદ્ધ કરવા લાયક મા-લમ પડશે તે આ પત્રમાં પ્રસિદ્ધ કરવામાં આવશે, અને પ્રસિદ્ધ થયેથી તેના બનાવનારને દર ગીતે ચાર આના પ્રમાણે આ-પવામાં આવશે.

(૧૫) આવેલાં ગીત પાછાં મોકલવામાં આવશે નહીં, અને તે ઉપર બનાવનારનો હક પણ રહેશે નહીં.

---

# ઇંગ્લાંડની જાહેર પ્રાથમિક શાળાઓ.

(ચાલુ પાને ૬૨ થી)

*શિક્ષણના વિષય*—પ્રાથમિક શાળાઓના અભ્યાસ ક્રમમાં નીચે પ્રમાણે વિષયો રાખ્યા છે.

(अ) ફરજીઆત વિષયો.—

વાંચન.
લેખન.
અંકગણિત. } આ ત્રણનું નામ પ્રાથમિક વિષય પાડ્યું છે,

સોયકામ (દિવસની નિશાળોમાં છોકરીઓ માટે).
ડ્રોઈંગ (સાત વરસ ઉપરનાં બાળકની નિશાળોમાં છોકરાઓ માટે; હસ્તકેળવણી એટલે ઓજારોનો ઉપયોગ અને લાકડાના, સોંઢાના, કાગળના વિગેરે નમુના બનાવવાની સાથે અથવા તે વિના.)

(આ) ઐચ્છિક વિષયો.—

(૧) વર્ગીય વિષયો—આ વિષયો પૈકી જે લેવામાં આવે તે આખા વર્ગે લેવા જોઇએ એમ ઠરાવ છે તેથી તેમનું નામ વર્ગીય વિષય પાડયું છે. એમાંનો ગમે તે એક વિષય તા. ૩૧ ઓગસ્ટ ૧૮૭૩ પછી ફરજીઆત તરીકે લેવા ઠરાવ થયો છે. એકજ વખતે બે કરતાં વધારે વિષય લેવાની મના છે. જુદા જુદા વર્ગોમાં જુદા જુદા એક એક કે બે–બે વિષય ચલાવવા હરકત નથી. પરીક્ષામાં બેસનાર બાળક પ્રાથમિક વિષયમાં જે ધોરણમાં હોય તેજ ધોરણમાં વર્ગીય વિષયમાં પણ હોવાની જરૂર નથી, તેમજ બે વર્ગીય વિષય લીધા હોય તો તે બંનેમાં પણ એકજ ધોરણમાં હોવાની જરૂર નથી; જે વર્ગમાં જે વિષય શિખ્યો હોય તેમાં પરીક્ષા આપવી એમ નિયમ છે.

વર્ગીય વિષયો નીચે પ્રમાણે છે.—

ગાયન.
કવિતાનો મુખપાઠ (સમજ સાથે પહેલા ધોરણમાં ઓછામાંઓછી ૨૦ લીટી, બીજામાં ૪૦, ત્રીજામાં ૬૦, ચોથામાં ૮૦, પાંચમામાં ૧૦૦, છઠ્ઠા સાતમામાં ૧૫૦).
ચિત્ર (છોકરાઓ માટે બાળશાળામાં અને બાળવર્ગમાં).
ઇંગ્રેજી ભાષા.

ભૂગોળ.
વિદ્યાનાં મૂળતત્વ.
ઇતિહાસ.
સોયકામ (છોકરીઓ માટે; આ વિષય વર્ગીય વિષય તરીકે લીધો હોય તો આખી નિશાળમાં ચલાવવો જોઇએ.)

(૨) ખાસ વિષયો—આ વિષયો આખા વર્ગે લેવાની જરૂર નથી. જે છોકરાં પ્રાથમિક વિષયની પાંચમા, છઠ્ઠા, અથવા સાતમા ધોરણની પરીક્ષા આપવાનાં હોય તેમાંનાં ગમે તેટલાં એ લઇ શકેછે અને તેમાં દરેક છોકરાની પૃથક્ પરીક્ષા કરવામાં આવે છે. બે કરતાં વધારે વિષય લઇ શકાતા નથી, તેમજ જે વિષય શિખવવા ટાઇમટેબલમાં ગોઠવણ કરી ન હોય તેમાં પરીક્ષા લેવામાં આવતી નથી. વળી જે વિષય વર્ગીય તરીકે લીધો હોય તે ખાસ વિષય તરીકે લઇ શકાતો નથી. જે વિષય એકવાર પસંદ કર્યો તેનો આખો ક્રમ પૂરો કર્યા વિના વિદ્યાર્થીથી તે બદલી શકાતો નથી. જે નિશાળમાં શિક્ષક થોડા હોય અથવા જ્યાં ઉપલાં ધોરણોમાં છોકરાં બહુ ઓછાં હોવાથી તેટલાં માટે બહુ વખત રોકી બીજા વર્ગોને નુકસાન કરવું વ્યાજબી ન હોય ત્યાં ખાસ વિષય લેવાની મના છે.નિશાળવાળા સ્થળને યોગ્ય ન હોય તેવો વિષય પસંદ કરવાની પણ ઇન્સ્પેક્ટર મનાઇ કરી શકેછે; એટલે દરીઆથી દૂર શહેર હોય ત્યાં નૌકા કામ શિખવવામાં આવે અને જ્યાં ખાણો અથવા કારખાનાં ઘણાં હોય ત્યાં ખેતી શિખવાય તો તે બાબત ઇન્સ્પેક્ટર વાંધો લઇ શકે છે. ખાસ વિષયો નીચે પ્રમાણે છે.—

બીજગણિત.
ભૂમિતિ.
માપકરણ.
યંત્રશાસ્ત્ર.
રસાયન શાસ્ત્ર.
પદાર્થવિજ્ઞાન.
ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર.
વનસ્પતિશાસ્ત્ર.
ખેતીનાં મૂળતત્ત્વ.
લાટિન ભાષા.
ફ્રેંચ ભાષા.
ગૃહવ્યવસ્થા (છોકરીઓ માટે).
વેલ્શ ભાષા ( વેલ્સની નિશાળોનાં બાળક માટે).
જર્મન ભાષા.
નામું.
સંક્ષેપલેખનકળા ( Short–hand). કેળવણીખાતાએ મંજુર કરેલી કોઇ પદ્ધતિ પ્રમાણે.
નૌકાશાસ્ત્ર.
બાગ કામ.

આ સિવાય બીજો કોઇ વિષય શિખવવાની ઇચ્છા હોય તો તેનો ચઢતો ઉતરતો અભ્યાસક્રમ ઠરાવી કેળવણી ખાતાની મંજૂરીથી શિખવી શકાય છે.

૩) રસોઇ } ( છોકરીઓ માટે )
લુગડાં ધોવાનું કામ. }

આ બે વિષયો શિખવવાને લાયક શિક્ષક રાખીઅનુભવસિદ્ધ જ્ઞાન આપવાની ગોઠવણ કરી હોય તો ચોથા અને તે ઉપરનાં ધોરણની છોકરીઓથી તે લઇ શકાય છે. ખાસ વિષયો પૈકી એક કરતાં વધારે

વિષય લીધા હોય તો આ વિષય લઇ શકાતા નથી. આ વિષયો શિખવવાની ટાઇમટેબલમાં ગોઠવણ કરેલી હોવી જોઇએ.

ઉપર વિષયો ગણાવ્યાછે તે બધા ચલાવવા પડેછે એમ ધારવાની ભૂલ કરવી નહીં. દરેક પ્રાથમિક નિશાળમાં વાંચન, લેખન, અંકગણિત, છોકરાઓને ડ્રોઇંગ, અને છોકરીઓને શીવણ, એટલું ચલાવવાની ફરજ છે; તે ઉપરાંત ગમે તે એક અથવા બે વર્ગીય વિષય ચલાવવાની છૂટ છે, એટલે એકંદર ચારથી છ સુધી વિષય થાયછે. એ સિવાય પાંચમા, છઠ્ઠા, અને સાતમા ધોરણનાં જે છોકરાંની ખુશી હોય તેમને એક અથવા બે ખાસ વિષય શિખવી શકાય છે. તેથી છોકરીઓ ગૃહવ્યવસ્થા કે રાંધવાનું અથવા ધોવાનું શિખી શકેછે; ખેડુતના છોકરા ખેતી, વનસ્પતિશાસ્ત્ર, વિગેરે લઇ શકેછે; વહાણવટી થવું હોય તે નૈકાશાસ્ત્રમાં પ્રવેશ કરી શકેછે; વેપારી થવું હોય તે નામું, ફ્રેંચ અથવા જર્મન ભાષા, વિગેરે શિખેછે; કારકુન યા ન્યુસપેપર રિપોર્ટર થવું હોય તે સંક્ષેપ લેખન શિખી શકેછે; ઇત્યાદિ પ્રાથમિક નિશાળોમાં આ બધી બાબતોનાં માત્ર મૂળતત્વ શિખવાય છે; વિશેષ અભ્યાસ ચઢતી નિશાળોમાં કરવો પડે છે. ધંધાનાં મૂળતત્વ શિખવવાના ધ્યાનમાં ખરી કેળવણી આપવાનું ભૂલાય નહીં તે બાબત ઇન્સ્પેક્ટરો કાળજી રાખેછે. આપણી નિશાળોના છઠ્ઠા ધોરણમાં બધા વિષય ફરજીઆત છે, અને અંકગણિત, નામું, ભૂમિતિ, વાંચન, લેખન, વ્યાકરણ, છંદ, ઇતિહાસ, ભૂગોળ, આરોગ્યવિદ્યા મળી દસ વિષય થાયછે. એટલે બે વર્ગીય અને બે ખાસ વિષય લે તોપણ ઈંગ્લાંડનાં બાળકને આપણે અહીં કરતાં વધારે બોજો પડતો નથી.

---

# बाळवर्ग माटे विविध उद्योग.

## દોરામાં આકાર પરોવવા વિષે.

ભૂમિતિની છ આકૃતિઓ તથા છ રંગ શિખવવાનો આ ઉદ્યોગ નો હેતુ છે. શિક્ષકની નજરમાં આવે તો આકૃતિઓ અને રંગની સંખ્યા ઘટાડવા વધારવા હરકત નથી. શરૂમાં માત્ર ત્રણ મૂળ રંગ અને ગોળ,

ચોરસ, અને ત્રિકોણ એવી ત્રણ આકૃતિઓ લેવાથી અને પછી એક એક વધારવાથી કદાચ ઠીક પડશે.

આ ઉદ્યોગનાં તમામ સાહિત્યોની કિંમત થોડા પૈસા કરતાં વધારે નહિ બેસે. ત્રીસ છોકરાંના વર્ગ માટે રાતો, પીળો, અસ્માની, નારંગી, લીલો, અને જાંબુઓ એ ૭ રંગના કાગળનો એકેક તા અને બે જાડા કાગળ જોઇશે.

જાડા કાગળમાંથી નીચેનાં પત્તાં કાપી કઢાવવાં.

૩૧ ગોળ (૧$\frac{૩}{૪}$ ઇંચ વ્યાસનાં).
૩૧ અંડાકાર (લાંબો વ્યાસ ૨$\frac{૩}{૪}$ ઇંચનો અને ટુંકો ૧$\frac{૧}{૨}$ ઇંચનો થાય તેવાં)
૩૧ ચોરસ (૧$\frac{૧}{૨}$ ઇંચ × ૧$\frac{૧}{૨}$ ઇંચ).
૩૧ લંબ ચોરસ (૩ ઇંચ × ૧$\frac{૧}{૨}$ ઇંચ).
૩૧ ત્રિકોણાકાર (૨ ઇંચની બાજૂવાળાં).
૩૧ પંચખૂણીઆં (૧ ઇંચની બાજૂવાળાં).

એ પત્તાંની બંને બાજુએ રંગિત કાગળ ચોઢવા. ગોળ પત્તાંપર રાતો; અંડાકાર પત્તાંપર પીળો; ચોરસ પત્તાંપર અસ્માની; લંબ ચોરસેપર નારંગી; ત્રિકોણાકાર પત્તાંપર લીલો; અને પંચખૂણીઆં પત્તાંપર જાંબુઓ કાગળ ચોઢવો. રંગિત કાગળને પાતળા સરેસવતી ચોંટાડવો. જાડા કાગળમાંથી પત્તાં કાપી કઢાડ્યા કેડે રંગિત કાગળ ચોંટાડવાને બદલે જાડો કાગળ કાપ્યા પહેલાં ચોટાડવાને હરકત નથી, પરંતુ તેની બે-ઉમેર એકજ રંગનો કાગળ ચોંટાડવાની સંભાળ રાખવી. આ યુક્તિ વધારે સહેલી માલૂમ પડશે અને વધારે ઝડપથી કામ થશે. સરેસ અને કાગળ સુકાઇ ગયા કેડે દરેક પત્તાના મધ્ય બિંદુની આરપાર કાણું પાડવું.

દરેક છોકરાને નીચેની વસ્તુઓ પૂરી પાડવીઃ—૧. અક્કડ રહે અને છેડેથી વળ નીકળી ન જાય તેટલા માટે મીણ પાયલો આશરે અરાઢ ઇંચ લાંબો દોરો; ૨. છએ રંગનું એકેક પત્તું; અને ૩. પોલા બરૂના સવા ઇંચ લાંબા ૭ કડકા.

હવે દરેક છોકરે દોરામાં પત્તાં અને બરૂના કડકા પરોવી સાંકળી

ગુંથવી. જુદી જુદી રીતે સાંકળી ગુંથી શકાય એ સ્પષ્ટ છે અને એ રીતો શિક્ષકે શિખવવી. નમૂના તરીકે નીચેની રીત આપીએ છીએઃ—

એ પત્તાં વર્ગમાં પહેલીવારજ વાપરવામાં આવે તેવારે શિક્ષકે આ રીતે કહેવું,—"મારા હાથમાં લાલ પત્તું છે તેના જેવું તમારૂં લાલ પત્તું લો." છોકરાં એ પ્રમાણે પત્તાં લે એટલે શિક્ષકે તેમને દોરામાં પરોવતાં શિખવવું. "હવે બરૂનો કડકો પરોવો." "મારા જેવું પીળું પત્તું ખોળી કહાડો." "એને પરોવો." "હવે બરૂનો બીજો કડકો લઇ પરોવો." "આ પત્તું અસ્માની છે તેના જેવું તમારૂં પત્તું શોધી કહાડી પરોવો." "બીજો કડકો પરોવો." "આ નારંગી પત્તું છે તેના જેવું તમારૂં પત્તું ખોળી કહાડી પરોવો." "બીજો કડકો પરોવો." "હવે મારા પત્તા જેવું લીલા રંગનું તમારૂં પત્તું ખોળી કહાડી પરોવો." "બીજો કડકો પરોવો." "આ જાંબુઆ રંગનું પત્તુંછે તેના જેવું ખોળી કહાડી પરોવો." "હવે છેલ્લો કડકો પરોવો." "હવે સાંકળી લઇ તેનો એક છેડો દરેક હાથમાં ઝાલો અને પત્તાંના રંગનાં નામ દો—રાતો, પીળો, અસ્માની, નારંગી લીલો, અને જાંબુઓ."

પછી પત્તાં અને બરૂના કડકા વારા ફરતી દોરીમાંથી કાઢી નાંખવાં અને પાછાં પરોવવાં. એ કામ ચાલે તે દર્મિયાન રંગ વિષે સંભાષણ ચલાવવું. છોકરાંની કને એવાજ રંગના પદાર્થોનાં નામ દેવડાવી વર્ણન કરાવવું.

હવે આકાર વિષે. ગોળ પરોવતાં શિક્ષકે એવા આકારનાં પદાર્થોનાં નામ છોકરાંને પૂછવાં. પ્રથમ નિશાળમાંના પદાર્થોનાં નામ (જેમ કે ઘડીઆળ) અને પછી બહારના પદાર્થોનાં નામ (જેમકે સૂર્ય,થાળી, રૂપિઆ) દેવડાવવાં. શિક્ષકે પાટીઆપર ગોળ દોરી સમજાવવું કે મેં વાંકી લીટી દોરી છે તેને આરંભ કે અંત નથી. અંડાકાર પરોવતાં તેવા આકાર (પાનની રકાબી, પાનદાનનું ઢાંકણું, અથવા તેવા બીજા) નાં નામ દેવડાવવાં, અને એ આકાર પાટીઆપર દોરી તેને પણ ગોળની માફક આરંભ કે અંત નથી તે સમજાવવું. ગોળ પત્તાને ગમે તેમ ફેરવીએ તો પણ જેવું ને તેવું દેખાયછે, અંડાકારને ફેરવવાથી સાંકડો અને પહોળો

ભાગ ઉપર નીચે જાયછે. ચોરસ વિષે કહેવું કે એને ચાર બાજૂઓ હોયછે અને તે સઘળી સરખી લાંબી હોયછે. પત્તાને ગમે તેમ ફેરવીએ તોએ આકાર જેવો ને તેવો રહેછે. ચોરસને ચાર ખૂણા હોયછે. લંબ ચોરસની બે બાજૂ લાંબી અને બે ટૂંકી હોયછે. એજ પ્રમાણે બારણાં, બારી, સ્લેટ, વગેરેની બે બાજૂ લાંબી અને બે ટૂંકી હોયછે. જો આપણે પત્તાને ફેરવીશું તો એનો દેખાવ જુદો જુદો થશે. પત્તાને જે પ્રમાણે રાખીશું તે પ્રમાણે ટૂંકી બાજૂ અથવા લાંબી બાજૂ ઉપર કે નીચે આવશે. ચોરસમાં ચાર ખૂણા હોયછે તેમ એમાં ચાર ખૂણા છે. ગોળની અને અંડાકારની લીંટી વાંકી હોયછે અને તેને આરંભ કે અંત હોતો નથી; ચોરસ અને લંબ ચોરસની બાજૂઓ સીધી હોયછે અને દરેકને આરંભ અને અંત છે. ચોરસ અને લંબ ચોરસમાં ચાર ખૂણા અને ચાર બાજૂ હોયછે તેને બદલે ત્રિકોણને ત્રણ બાજૂ અને ત્રણ ખૂણા હોયછે. છોકરાં જેમ જેમ આગળ શિખતાં જાય તેમ તેમ તેમને શિખવવું કે ખૂણા ત્રણ પ્રકારના હોય છે, કાટખૂણા, સાંકડા, અને પહોળા. ચોરસ અને લંબ ચોરસમાં કાટખૂણા, ત્રિકોણમાં સાંકડા ખૂણા, અને પંચકોણાકૃતિમાં પહોળા ખૂણા હોયછે. ત્રિકોણ સમબાજૂ કે વિષમ બાજૂ રાખવો અને તેનો એક ખૂણો કાટખૂણો કે પહોળો ખૂણો રાખવો તે શિક્ષકે પંડે ઠરાવવું. પંચકોણમાં પાંચ સીધી લીંટીઓ હોયછે અને પાંચ ખૂણા હોયછે તે બીજી આકૃતિઓના ખૂણા કરતાં પહોળા હોયછે. બે સીપોના છેડા એકઠા કરી ચૂંક પરોવી ફેરવીએ તો સાંકડો ખૂણો, કાટખૂણો, અને પહોળો ખૂણો કરી બતાવાય.

બધા આકાર દોરામાં પરોવ્યા કેડે અગાઉની પેઠે એક એક છેડો દરેક હાથમાં રખાવી છોકરાંની કને પ્રથમ રંગનાં અને પછી આકારનાં નામ દેવડાવવાં. જેમકે, ગોળ, અંડાકાર, ચોરસ, લંબચોરસ, ત્રિકોણ, અને પંચકોણ. પછી તેમની કને આ પ્રમાણે કહેવડાવવું:—"રાતો ગોળ," "પીળો અંડાકાર," "અસ્માની ચોરસ," "નારંગી લંબચોરસ," "લીલો ત્રિકોણ," અને "જાંબુઓ પંચકોણ."

પત્તાં, દોરો, અને બરૂના કડકા રાખવાને દરેક છોકરાને જાડા

કાગળની નાની પેટી આપવી અનુકૂળ પડશે. એવી પેટીઓ વાપર્યાથી આ ઉદ્યોગનાં સાહિત્યો દરેક વખત જુદાં પાડવાની, છોકરાંને આપવાની, અને એકઠાં કરવાની મહેનત બચશે.

---

# સંખ્યાવિષે પાઠો.

### પગથિયું ૧૬ મું.

### પાઠ ૩ જો.—૪ વતી ભાગવા વિષે.

લખોટાયંત્રપર અનુક્રમે ૪, ૮, ૧૨, ૧૬, ૨૦, અને ૨૪ લખોટા ગોઠવો.

૪ માંથી ૪ કેટલીવાર બાદ કરી શકાય છે? ૪ માં ૪ કેટલીવાર માયછે?

૮ માંથી ૪ કેટલીવાર લઇ શકાય છે?

૮ માં ૪ કેટલીવાર માયછે?

એજ પ્રમાણે ૧૨, ૧૬, ૨૦, અને ૨૪ વિષે પૂછવું.

૪, ૮, ૧૨, ૧૬, ૨૦, અને ૨૪ ના ચાર સરખા ભાગ કરો.

હરકોઇ વસ્તુના ચોથા ભાગને પા કહેછે.

૪ પાયે? ૮ પાયે? ૧૨ પાયે? ૧૬ પાયે? ૨૦ પાયે?

૨ ચોક, ૩ ચોક, ૪ ચોક, ૫ ચોક, ૬ ચોક, ૭ ચોક, ૮ ચોક, ૯ ચોક, ૧૦ ચોક?

બધાં છોકરાંની કને નીચે પ્રમાણે સાથે બોલાવવું:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | માંથી | ૪ એકવાર | બાદ કરી શકાય છે. | ૪ માં ૪ એકવાર | માયછે. | |
| ૮ | ,, | ૪ બે ,, | ,, ,, | ૮ ,, ૪ બે | ,, | ,, |
| ૧૨ | ,, | ૪ ત્રણ ,, | ,, ,, | ૧૨ ,, ૪ ત્રણ | ,, | ,, |
| ૧૬ | ,, | ૪ ચાર ,, | ,, ,, | ૧૬ ,, ૪ ચાર | ,, | ,, |
| ૨૦ | ,, | ૪ પાંચ ,, | ,, ,, | ૨૦ ,, ૪ પાંચ | ,, | ,, |
| ૨૪ | ,, | ૪ છ ,, | ,, ,, | ૨૪ ,, ૪ છ | ,, | ,, |

પછી ૫, ૬, ૭, ૯, ૧૦, ૧૧, ૧૩, ૧૪, ૧૫, વગેરે સંખ્યાઓના શેષ વધે એવી રીતે ચાર સરખા ભાગ કરવાને છોકરાંને કહેવું.

એ રીતે છોકરાં કરી ન શકે તો પહેલે શેષ વધ્યા સિવાય ૪વતી ભાગી શકાય એવી અને પછી એ પ્રમાણે ભાગી ન શકાય એવી સંખ્યાઓ તેમની કને કહેવડાવવી; ત્યાર કેડે પાછલી સંખ્યાઓના ભાગાકારમાં વધેલા શેષ કહેવડાવવા.

છેલ્લે તેમની કને નીચે પ્રમાણે સાથે બોલાવવું:—

૪ માંથી ૪ એકવાર લઇ શકાય છે અને કાંઇ વધતું નથી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫ | ,, | ૪ ,, | ,, | ,, | ૧ | વધેછે. |
| ૬ | ,, | ૪ ,, | ,, | ,, | ૨ | ,, |
| ૭ | ,, | ૪ ,, | ,, | ,, | ૩ | ,, |
| ૮ | ,, | ૪ બે વાર | ,, | અને કાંઇ | વધતું | નથી. |
| ૯ | ,, | ૪ ,, | ,, | અને | ૧ | વધેછે, |
| ૧૦ | ,, | ૪ ,, | ,, | ,, | ૨ | ,, |
| ૧૧ | ,, | ૪ ,, | ,, | ,, | ૩ | ,, |

ઇત્યાદિ.

પછી નીચે પ્રમાણે બોલાવવું:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | માં | ૪ | એકવાર | માયછે. | | |
| ૫ | ,, | ૪ | ,, | ,, | અને ૧ | વધેછે. |
| ૬ | ,, | ૪ | ,, | ,, | ,, ૨ | ,, |
| ૭ | ,, | ૪ | ,, | ,, | ,, ૩ | ,, |
| ૮ | ,, | ૪ | બેવાર | માયછે. | | |
| ૯ | ,, | ૪ | ,, | ,, | અને ૧ | વધેછે. |
| ૧૦ | ,, | ૪ | ,, | ,, | ,, ૨ | વધેછે. |

**મનોયત્નો.**

૮ આના ૪ ભીખારીઓને વહેંચી આપવા હોય તો દરેકને કેટલા આના આપવા ?

૧૨ જામફળ ૪ છોકરાંને વહેંચી આપવાં હોય તો દરેકને કેટલાં જામફળ આપવાં ?

ઉપરનીજ રીતે ૫ અને તે પછીની સંખ્યાવતી પણ ભાગતાં શિખવવું.

શિક્ષકે વારેવારે બોલાવરાવીને તથા પ્રશ્નો પૂછીને છોકરાંના મનમાં આવાં મનોયત્નો ઠસાવવાં. તેમણે સરવાળા અને બાદબાકીનો મુકાબલો કર્યો હતો તેમ ભાગાકાર અને ગુણાકારનો મુકાબલો કરે એવી વિશેષે કરીને તજવીજ કરવી, પરંતુ તેઓ એક એકથી ઉલટા છે એવું

તેમને કહેવું નહિ. તેમને ગુણતાં તથા ભાગતાં હજુ આવડતું નથી તેથી એની તેમને સમજણ પડશે નહિ, પરંતુ આવાં મનોયત્નોથી તેમને બોધ મળશે અને તેઓ જેમ જેમ આગળ શિખતાં જશે તેમ તેમ તેમના સમજવામાં એ હળવે હળવે સારી રીતે આવશે. શરૂઆતનાં આવાં મનોયત્નોને લીધે તેમને જુદી જુદી રીતોનું જ્ઞાન એની મેળે થશે અને તેનો હેતુ સમજવામાં આવશે.

### જુદી જુદી રીતોનાં એકઠાં મનોયત્નો.

એક આનાના ૪ પૈસા તો ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, અને ૧૨ પૈસાના આના કેટલા ?

એક પૈસાની ત્રણ પાઇ તો ૭, ૮, ૯, ૧૦, ઇત્યાદિ પાઇઓના પૈસા કેટલા ?

૨ ગજ ફીતના ૬ આના બેસે તો ૧ ગજના કેટલા ?

૨ ગજ ફીતના ૮ આના પડે તો ૧ ગજના કેટલા ?

૨ ગજ ફીતના ૧૦,૧૨,અથવા ૧૬ આના બેસે તો ૧ ગજનાં કેટલા?

૩ ગજના ૬ આના પડે તો ૧ ગજના કેટલા ?

૩ ગજના ૯ આના બેસે તો ૧ ગજના કેટલા ?

૩ ગજના ૧૨, ૧૫, અથવા ૧૮ આના પડે તો ૧ ગજના કેટલા?

૪ ગજના ૮ આના પડે તો ૧ ગજના કેટલા ?

૪ ગજના ૧૨ આના તો ૧ ગજના કેટલા ?

એક છોકરો ૨ દહાડામાં ૪, ૬, ૮, ૧૦, અને ૧૨ પાનાં લખે તો ૧ દિવસમાં કેટલાં લખે ?

એક છોકરો ૩ દહાડામાં ૩, ૬, ૯, ૧૨, અને ૧૫ પાનાં લખે તો ૧ દહાડામાં કેટલાં લખે ?

એક છોકરે ૩ દિવસમાં ૯ સીતાફળ ખાધાં તો એક દિવસમાં કેટલાં ખાધાં હશે ?

૩ દુને ૩ વતી ભાગો.

૩ દુ, ૩ એક, ઇત્યાદિને ૩ વતી ભાગો.

૫ તરીનો અને ૩ દુનો સરવાળો કેટલો ?

૧૦ ભાગ્યા ૨ અને ૨૦ ભાગ્યા ૨ નો સરવાળો કેટલો?

૮ ભાગ્યા ૨ અને ૧૨ ભાગ્યા ૨ નો સરવાળો કેટલો?

૧૪, ૧૬, ૧૮, અને ૨૦ ભાગ્યા ૨ નો સરવાળો કેટલો?

૬, ૯, અને ૧૨ ભાગ્યા ૩ નો સરવાળો કેટલો?

૧૨ અને ૧૮ ના સરવાળામાં ૩ કેટલીવાર માયછે? જે આવે તેને ૨ વતી ભાગો.

એક છોકરો ૩ દહાડામાં ૯ પાનાં લખે તો ૨ દહાડામાં કેટલાં પાનાં લખશે? ત્રણ દહાડામાં ૯ પાનાં લખે તો ૧ દહાડામાં ૩ પાનાં અને ૨ દહાડામાં ૩ નાં બમણાં એટલે ૬ પાનાં લખશે.

એક માણસને ૩ દિવસમાં ૧૨ શેર રોટલા જોઇએ તો ૨ દિવસમાં કેટલા શેર જોઇએ?

એક માણસ ૩ દિવસમાં ૯ શેર રોટલા ખાય તો ૪ દિવસમાં કેટલા શેર ખાશે?

લખોટાયંત્રપર અથવા પદાર્થો સહિત ભાગાકારનાં મનોયત્નો આથી વધારે લંબાવવાં ઠીક નથી; ભાગાકારના ખરા સ્વરૂપનો વિચાર એ રીતે છોકરાંના મનમાં ઉતારીને તેમનામાં નિરાળી રીતે સંખ્યાઓનો વિચાર કરવાની કાંઇક સરળતા આવ્યા કેડે એ પ્રમાણે કરાવવું.

---

# રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજના ધારા.

ધારા.

૧. કાઠીઆવાડ ઇલાકામાં સ્ત્રીઓને શિખવવાના ધંધામાં કેળવણી આપવાને રાજકોટની બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજ સ્થાપન કરવામાં આવી છે.

## પ્રવેશ.

૨. અરજદારની ઉમ્મર, નાત, અને સારી વર્તણૂક ધ્યાનમાં લઇ

લેડી સુપરિન્ટેન્ડન્ટની ભલામણપરથી નીચેના ધારાને અનુસરીને કૉલેજમાં દાખલ કરવાની મંજૂરી કમિટી આપશે.

૩. કૉલેજના શિક્ષકો કન્યાશાળાઓના ગુજરાતી પાંચમા ધોરણના વિષયોમાં પરીક્ષા લઇ ઉમેદવારોને કૉલેજમાં દાખલ કરવાનો ઠરાવ કરશે. કોઇ ઉમેદવાર પ્રવેશક પરીક્ષામાં નાપાસ થશે તો તેને કૉલેજ કમિટીની સંમતિથી ત્રણ મહીનાની મુદત લગી અજમાયશી વિદ્યાર્થી તરીકે દાખલ કરવામાં આવશે.

૪. વિદ્યાર્થીઓને દાખલ કરવામાં મહેતાજીઓની અથવા મેલ ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓની પત્નીઓને તથા બીજી સગીઓને હમેશ પહેલી પસંદ કરવામાં આવશે. જે મહેતાજીઓ ઇલાકાના કોઈ સંસ્થાનના કે તાલુકાના વતની અથવા રહેવાશી હશે તેમની પત્નીઓને અને સગીઓને વળી પહેલી પસંદ કરવામાં આવશે. કૉલેજનું સર્ટિફિકેટ મેળવ્યા પછી હરકોઇ મહેતાજીની ભાર્યાને નિશાળની શિક્ષકની નોકરી આપવામાં આવશે તેવારે તેનો ધણી જે કસ્બા અથવા ગામમાં નોકર હશે તેજ કસ્બા અથવા ગામમાં તેને નોકરી આપવાની બાંહેધરી આપવામાં આવશે.

પગાર અથવા ગુજરાન ખર્ચ.

૫. જે વિદ્યાર્થીઓ પ્રવેશક પરીક્ષામાં પાસ થઇ પોતાના શિક્ષણનો ક્રમ પૂરો થયા પછી સંસ્થાનોની નોકરી કરવાને આ લગત જોડેલા નમૂના પ્રમાણે મુચરકો (પરિશિષ્ટ અ) લખી આપશે તેઓને હેલા દર પ્રમાણે અથવા સેન્ટ્રલ એજ્યુકેશનલ કમિટી વખતે વખતે જે દર ઠરાવે તે દર પ્રમાણે પગાર અથવા ગુજરાન ખર્ચ આપવામાં આવશે.—.

| | | | |
|---|---|---|---|
| ૩ જાં વર્ષની | વિદ્યાર્થીઓને માટે દર માસે | રૂ ૮)નો | પગાર. |
| ૨ જા | એજન | એજન રૂ ૭) | એજન. |
| ૧ લા | એજન | એજન રૂ ૬) | એજન. |

૬. શિક્ષકના ધંધામાં કેળવણી લેવાની ઇચ્છા રાખનારી જે ઉમેદવારોમાં પ્રવેશક પરીક્ષામાં પાસ થવાની શકિત નહિ હોય તેઓને સંસ્થાનોની નોકરી કરવાના શિરસ્તા પ્રમાણેના મુચરકામાં સહી કર્યા

પછી કૉલેજ કમિટીની મંજૂરીથી દર માસે રૂ ૫) લગી પગારની નાની રકમો આપવામાં આવશે.

૭. કોઇપણ પગારદાર વિદ્યાર્થીને કૉલેજ કમિટીની સંમતિ વગર કૉલેજ છોડવા દેવામાં આવશે નહિ અથવા કૉલેજમાંથી કહાડી મૂકવામાં આવશે નહિ, અને લીધેલા પગાર પાછા ભરી દેવાને લગતી તમામ બાબતોનો નિર્ણય કમિટી કરશે.

## અભ્યાસનો ક્રમ.

૮. કોલેજના પૂર્ણ અધ્યયનક્રમના જુદા જુદા ત્રણ વિભાગ પાડયા છે અને તેની ટર્મિનલ (છમાસિક) અને ફાઇનલ (છેવટની અથવા વાર્ષિક) પરીક્ષાઓ થશે (પરિશિષ્ટ ઘ જુઓ.)

## પરીક્ષા.

૯. એક વર્ષનાં બે ટર્મ કર્યાંછે અને દરેક ટર્મ પછી છ અઠવાડીઆની રજા પડશે. એક રજા ઊનાળામાં પડશે અને બીજી રજા દીવાળીના તહેવારો અંદર શામિલ થાય એવી રીતે પડશે. એની ચોક્સ તારીખો લેડી સુપરિન્ટેન્ડન્ટ નક્કી કરી કમિટીને જણાવશે.

૧૦. પહેલા ટર્મની આખરે લેડી સુપરિન્ટેન્ડન્ટ અને કૉલેજના શિક્ષકો વિદ્યાર્થીઓએ તે ટર્મમાં કરેલા અભ્યાસની પરીક્ષા લઇ નોંધ કરશે.

૧૧. લેડી સુપરિન્ટેન્ડન્ટની અને ખાતાના બીજા જે અધિકારીઓને ઇન્સ્પેક્ટર સાહેબ નીમે તેમની મદદથી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બીજા ટર્મની આખરે સર્ટિફિકેટોની પરીક્ષા લેશે.

૧૨. સર્ટિફિકેટ પરીક્ષાઓનાં પરિણામ જુદાં જુદાં ત્રણ પત્રકોમાં બહાર પાડવામાં આવશે. દરેક પત્રકમાં વિદ્યાર્થીઓનાં નામ તેમના ગુણના ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવશે અને બીજા તથા ત્રીજા વર્ષની વિદ્યાર્થીઓનાં પત્રકોના પેટા વિભાગ પણ કરવામાં આવશે. આ પરીક્ષાનું પરિણામ લેડી સુપરિન્ટેન્ડન્ટ કૉલેજ કમિટીને લખી જણાવશે.

૧૩. પહેલા, બીજા, તથા ત્રીજા વર્ષની દરેક વિદ્યાર્થીએ પરીક્ષામાં પાસ થવાને આવશ્યક વિષયોમાં એકંદર જેટલા ટોકડા મેળવી શકાય તેના સેંકડે ૪૦ થી ઓછા મેળવવા ન જોઇએ, અને દરેક વિ-

વધમાં વધારેમાં વધારે જેટલા દોકડા ઠરાવ્યા હોય તેના તૃતીયાંશથી અને પ્રત્યેક પેટા વિષયના વધારેમાં વધારે દોકડાના ચતુર્થાંશથી ઓછા મેળવવા ન જોઇએ.

આ નિયમને અનુસરી બીજા અને ત્રીજા વર્ષની જે વિદ્યાર્થીઓ

(अ) આવશ્યક વિષયોને માટે ઠરાવેલા કુલ દોકડામાંથી સેંકડે ૬૦ થી ઓછા નહિ મેળવે તેમને તેમના પત્રકના પહેલા વર્ગમાં મૂકવામાં આવશે.

(ब) કુલ દોકડામાંથી સેંકડે ૬૦ થી ઓછા પરંતુ ૪૦ થી ઓછા નહિ મેળવે તેમને તેમના પત્રકના બીજા વર્ગમાં મૂકવામાં આવશે.

૧૪. પહેલા વર્ષની જે વિદ્યાર્થીઓ બીજા ટર્મની આખરની પરીક્ષામાં નાપાસ થશે તેમને કોલેજ કમિટીની નજરમાં આવશે તો ફરીને તેજ અભ્યાસ કરવાને એક વર્ષ વધારે રાખવામાં આવશે, અથવા તેમના પગાર ઘટાડવામાં આવશે.

૧૫. બીજા અને ત્રીજા વર્ષની જે વિદ્યાર્થીઓ છેવટની પરીક્ષામાં નાપાસ થશે તેમની બાબતમાં પણ એજ પ્રમાણે કરવામાં આવશે, અથવા જે સર્ટિફિકેટોને તેઓ લાયક થઇ હશે તે સર્ટિફિકેટો આપી તેમને શિક્ષકોની નોકરી કરવાને મોકલવામાં આવશે.

૧૬. પાસ થયેલી વિદ્યાર્થીઓને એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની તથા બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટની સહીનાં સર્ટિફિકેટો આ સાથે જોડેલા નમૂના પ્રમાણે આપવામાં આવશે (પરિશિષ્ટ क જુઓ).

## નીમણુકોને માટે વર્ગણી.

૧૭. પાસ થયેલી વિદ્યાર્થીઓ બહાલી પગારના હેઠળ લખેલા દરની જગ્યાઓને લાયક ગણાશેઃ—

| | | |
|---|---|---|
| ત્રીજા વર્ષની વિદ્યાર્થીઓ | ૧ લો વર્ગ | રૂ ૨૫) દર માસે. |
| | ૨ જો વર્ગ | રૂ ૨૦) દર માસે. |
| બીજા વર્ષની વિદ્યાર્થીઓ | ૧ લો વર્ગ | રૂ ૧૮) દર માસે. |
| | ૨ જો વર્ગ | રૂ ૧૫) દર માસે. |
| પહેલા વર્ષની વિદ્યાર્થીઓ | | રૂ ૧૨) દર માસે. |

૧૮. જે સ્ત્રીશિક્ષકોને સર્ટિફિકેટો મળ્યાં હશે તેઓ હેઠલા નિયમોની રૂઇએ પોતાના વર્ગના પગાર ઉપરાંત વધારો મળવાને લાયક ગણાશેઃ—

ચાર વર્ષ લગી હરકોઇ નિશાળની મુખ્ય મહેતીજીની સંતોષકારક નોકરી કર્યા કેડે દર મહીને રૂ૪)નો વધારો, અને ત્યાર કેડે દર ત્રણ વર્ષની સંતોષકારક નોકરીને માટે એવોજ વધારો નીચે લખેલી હદલગી આપવામાં આવશેઃ—

| | | | |
|---|---|---|---|
| ત્રીજા વર્ગની સ્ત્રીઓ, | ૧—૧૦ વર્ષની | નોકરી | રૂ ૩૦). |
| એજન | ૧૦—૨૦ | એજન | રૂ ૪૦). |
| એજન | ૨૦ વર્ષ ઉપરાંતની | નોકરી | રૂ ૫૦). |
| બીજા વર્ગની સ્ત્રીઓ, | ૧—૧૦ વર્ષની | નોકરી | રૂ ૨૦). |
| એજન | ૧૦—૨૦ | એજન | રૂ ૩૦). |
| એજન | ૨૦ વર્ષ ઉપરાંતની | નોકરી | રૂ ૪૦). |
| પહેલા વર્ગની સ્ત્રીઓ, | ૧—૧૦ વર્ષની | નોકરી | રૂ ૧૫). |
| એજન | ૧૦—૨૦ | એજન | રૂ ૨૦). |
| એજન | ૨૦ વર્ષ ઉપરાંતની | નોકરી | રૂ ૨૫). |

કાંઇપણ વધારો આપી શકાય તે પહેલાં સંતોષકારક નોકરીને માટે ચાર વર્ષ લગી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબનાં રીતસર સર્ટિફિકેટો જોઇશે; પરંતુ એ ચાર વરસ લાગ લાગટ હોવાં જોઇએ એવું અવશ્ય નથી. આ સાથે જોડેલા નમૂના (પરિશિષ્ટ ङ) પ્રમાણે સર્ટિફિકેટ આપવામાં આવશે.

૧૯. પગાર અને વધારાનો જે દર ૧૭ મા અને ૧૮ ધારામાં આપ્યો છે તેનો હેતુ સાધારણ રસ્તો બતાવવાનો છે, પરંતુ જાણવું જોઇએ કે બદલો આપવાનો દર ઠરાવનાર ઉપરી અધિકારીઓ છે, અને જે સ્ત્રીને સર્ટિફિકેટ મળ્યું હશે તેનો તે સર્ટિફિકેટ પરથી ઉપર ઠરાવેલા દર પ્રમાણે પગાર અથવા વધારો મળવાનો હક્ક થશે એવી બાંહેધરી આપવામાં આવતી નથી.

## વિશેષ ધારા.

૨૦. જે સ્ત્રીશિક્ષકો ફીમેલ ટ્રેનિંગ કાલેજમાં રહી હશે અને પ-

હેલા અથવા બીજા વર્ષના અભ્યાસમાં પાસ થઈ હશે તેઓ ઓછામાં ઓછાં બે વર્ષ લગી સંતોષકારક નોકરી કર્યા પછી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ મંજૂરીથી અનુક્રમે બીજા અથવા ત્રીજા વર્ષના અભ્યાસની પરીક્ષામાં હાજર થઈ શકે.

૨૧. ટ્રેન ન થયેલી સ્ત્રીશિક્ષકો ગુજરાતી પાંચમા ધોરણમાં પાસ થઈ હશે અને બે વરસથી ઓછી ન હોય એટલી મુદ્દત લગી તેઓએ સંતોષકારક નોકરી કરી હશે તો તેઓ કોલેજમાં અગાઉથી રહ્યા વિના પહેલા વર્ષની સર્ટિફિકેટ પરીક્ષામાં હાજર થઈ શકે. એવી પ્રત્યેક સ્ત્રીશિક્ષકને એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ મંજૂરી લેવી પડશે.

૨૨. એવી ટ્રેન ન થયેલી સ્ત્રીશિક્ષકો પહેલા વર્ષના અભ્યાસમાં પાસ થયા પછી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ મંજૂરી લઇને બીજા વર્ષની પરીક્ષામાં હાજર થઈ શકે. પરંતુ એવી કોઇપણ સ્ત્રીશિક્ષક કોલેજમાં ત્રીજા વર્ષના વર્ગમાં આખું વર્ષ હાજર નહિ રહે તો તેને ત્રીજા વર્ષની પરીક્ષામાં બેસવા દેવામાં નહિ આવે.

૨૩. જે સ્ત્રીશિક્ષકોને પેન્શન લાયક પગાર મળતો હશે તેમને સંસ્થાનોની ખાસ મંજૂરીથી નોકરીમાં તૂટ પડ્યા સિવાય પગાર આપીને અથવા વગર પગારે બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં રહેવાની પરવાનગી આપવામાં આવશે; પોતાની પત્નીઓ કોલેજમાં હાજર રહી શકે તેટલા માટે ભણનારી સ્ત્રીઓના જે ધણીઓની પેન્શન લાયક નોકરીપરથી વગર પેન્શનની નોકરીપર અથવા વધારે પગારની નોકરીપરથી ઓછા પગારની નોકરીપર બદલી કરવામાં આવી હશે તેમને એવીજ પરવાનગીથી એવોજ હક્ક આપવામાં આવશે.

### અંદરનો બંદોબસ્ત, ગેરહાજરીની રજા, ઇત્યાદિ.

૨૪. આ બાબતોને લગતા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે મંજૂર કરેલા ધારા કોલેજના ધારા ગણાશે.

E. C. K. OLLIVANT,
પોલિટિકલ એજંટ અને પ્રેસિડન્ટ.

## परिशिष्ट अ.

### મુચરકો.

રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કોલેજના ધારાઓ મુજબ ભોગવવાનો દર માસે મને સ્કોલર શિપનો પગાર મળે તેના બદલામાં હું સ્કોલર ન્યાતે રહેવાશી ની કબૂલ કરૂંછું કે જ્યાં સુધી મને એ પગાર મળે ત્યાંસુધી મારાથી જેમ સારીરીતે બની શકે તેમ એ કોલેજના ધારાઓ પ્રમાણે ઠેરવેલો અભ્યાસ હું કરીશ અને વળી હું વધારે કબૂલ કરૂંછું કે કન્યાશાળાના શિક્ષકના કામ સારૂ મને નીમે તેનો જે દિવસથી હું પ્રથમ ચાર્જ લઉં તે દિવસથી ઇગ્રેજી ગણુતરી પ્રમાણે કમમાં કમ ત્રણ વર્ષ સુધી શિક્ષકનું કામ કરીશ. અને હું કબૂલ કરૂંછું કે મારો અભ્યાસ પૂરો થયોછે એવા સર્ટિફિકેટ સિવાય હું જો સદરહૂ સ્કૂલ છોડું અથવા કમિટીના મતમાં બરતર્ફીને પાત્ર કરે એવી ખરાબ ચાલ બાબત બરતર્ફીને પાત્ર ગણાઉં અથવા ઉપર લખ્યા પ્રમાણે ત્રણ વર્ષ સુધી શીખવવાને ના કહું તો મેં સ્કોલર શિપ દાખલ જેટલા રૂપિઆ લીધા હોય તેટલાં સઘળા રૂપિઆ પાછા ભરૂં અથવા કોલેજમાં શિખ્યા બાદ નોકરી જેટલી પૂરી કરી હોય તે પ્રમાણે તેટલા ઓછા રૂપિઆ ભરૂં.

તા. માહે સને ૧૮૯.

લેડી સુપરિન્ટેન્ડન્ટ,
બાર્ટન ફી. ટ્રે. કોલેજ, રાજકોટ. સ્કોલર.

હેડમાસ્તર, બા. ફી. ટ્રે. કોલેજ, રાજકોટ.

હું ન્યાતે રહેવાશી કબૂલ કરૂંછું કે મારે પણ ઉપરનો કરાર કબૂલ છે. તા. માહે સને ૧૮૯

ધણી યા વાલી.

આથી હું ન્યાતે રહેવાશી ઉપર સહી કરનારે ને માટે જામીન થાઉંછું કે તે ઉપરના મુચરકા પ્રમાણે ચાલશે; જો તે એ પ્રમાણે ન ચાલે તો જે રકમ તેણી આપવા બંધાયલી છે તે રકમ પૂરી કરી આપવાને હું પોતે બંધાઉંછું.

તા. માહે સને ૧૮૯

જામીન.

# परिशिष्ट ब.

**અભ્યાસનો ક્રમ.**

| અભ્યાસ ક્રમ. | પહેલું વર્ષ. | બીજું વર્ષ. | ત્રીજું વર્ષ. |
|---|---|---|---|
| ગણિત. | (અ) કન્યાશાળાના ગુજરાતી પહેલા ધોરણથી પાંચમા ધોરણ સુધી અંકગણિતનો જેટલો ભાગ શિખવવામાં આવ્યો હોય તેટલા ભાગનું પુનરાવર્તન, વ્યવહારી અપૂર્ણાંક અને ત્રિરાશિ સહિત.<br>(બ) લેખાં.—(મણ, શેર.) | (અ) પાછલા વર્ષના અભ્યાસ ઉપરાંત દશાંશ અપૂર્ણાંકના સહેલા દાખલા, પાંતી તથા પંચરાશિ અને સાદુ તથા ચક્રવૃદ્ધિ વ્યાજ.<br>(બ) લેખાં.—(તોલા, ગજ, કળશી.) | (અ) પાછલાં ધોરણોનું અંકગણિત અને તે ઉપરાંત નફાટોટાના હિસાબ.<br>(બ) લેખાં.—વ્યાજ સહિત વધારે કઠણ હિસાબ.<br>(ક) ઘરનો હિસાબ. |
| ગુજરાતી. | (અ) વાંચન.—શાળાખાતાની વાંચનમાળાની છઠ્ઠી ચોપડીમાંના ગદ્યના પાઠો, વાંચેલા ભાગની સમજુતી તથા શબ્દોના અને ભાષાની રૂઢિઓના અર્થ સહિત. ઇતિહાસના પાઠ મૂકી દેવા. | (અ) વાંચન.—સાતમી ચોપડીના પહેલા અર્દ્ધ ભાગમાંના ગદ્યના પાઠો (ઇતિહાસના પાઠ મૂકી દેવા). વાંચેલા પાઠની સમજુતી, તથા શબ્દોના અને ભાષાની રૂઢિઓના અર્થ. | (અ) સાતમી ચોપડીના બીજા અર્દ્ધ ભાગમાંના ગદ્યનાં પાઠોનું વાંચન (ઇતિહાસના પાઠ મૂકી દેવા). વાંચેલા ભાગની સમજુતી. |

| | | |
|---|---|---|
| (બ) કવિતા.—છઠ્ઠી ચોપડીમાંની કવિતાની ૨૦૦ લીટીનું વાંચન અને સમજુતી. | (બ) કવિતા.—સાતમી ચોપડીના પહેલા અર્દ્ધ ભાગમાંની કવિતાની ૨૦૦ લીટી, અને નવલરામકૃત ગરબાવળીમાંથી અથવા બીજી કોઇ મંજૂર કરેલી ચોપડીમાંથી ૨૦૦લીટી વાંચવી અને સમજાવવી | (બ) કવિતા.—સાતમી ચોપડીના બીજા અર્દ્ધ ભાગમાંની કવિતાની ૨૦૦ લીટી, અને નવલરામકૃત ગરબાવળીમાંથી અથવા બીજી કોઇ મંજૂર કરેલી ચોપડીમાંથી અગાઉ શિખવામાં આવેલા ન હોય તેવી ૨૦૦ લીટી વાંચવી અને બરાબર સમજાવવી. |
| ૨૦૦ લીટીનો મુખપાઠ.—છઠ્ઠી ચોપડીમાંની ૧૦૦ અને ગરબાવળીમાંની કે બીજી કોઇ મંજૂર કરેલી ચોપડીમાંની ૧૦૦ લીટી, સમજુતી સાથે. | (ક) મુખપાઠ—સાતમી ચોપડીના પહેલા અર્દ્ધ ભાગમાંની ૧૦૦ લીટી, તથા ગરબાવળીમાંની અથવા બીજી કોઇ મંજૂર કરેલી ચોપડીમાંની અગાઉ શિખવામાં ન આવેલી હોય એવી ૧૦૦ લીટી. | (ક) મુખપાઠ—સાતમી ચોપડીના બીજા અર્દ્ધ ભાગમાંની ૧૦૦ લીટી, અને નવલરામકૃત ગરબાવળી અથવા બીજી કોઇ મંજૂર કરેલી ચોપડીમાંથી અગાઉ શિખવામાં ન આવેલી હોય એવી ૧૦૦ લીટી. |
| (ક) વ્યાકરણ.—વર્ણવિચાર ઉપરાંત નામ, સર્વનામ, અને વિશેષણનું સાદું પદચ્છેદ. શબ્દના વર્ગ ઓળખવા. | (ડ) વ્યાકરણ. નાના વ્યાકરણમાંથી શબ્દવિચાર પૂરો પદચ્છેદ સહિત, તથા નવલરામકૃત સરળ વ્યુત્પત્તિ પાઠનો પહેલો ભાગ. | (ડ) વ્યાકરણ.—નાના વ્યાકરણમાંથી પૂરૂં, અને વાક્યોનું સાદું પૃથક્કરણ. પદચ્છેદ પૂરૂં. નવલરામ કૃત સરળ વ્યુત્પત્તિનો બીજોભાગ૬૦માપૃષ્ઠસુધી. |
| (ડ) અક્ષર—ડિક્ટેશન,—વાંચેલી ચોપડીમાંની પાંચ લીટી. મધ્યમ અક્ષરે લખેલી આખી કોપીબુક બતાવવી. પરીક્ષકની રૂબરૂ સહેલો કાગળ લખવા. | (ઇ) અક્ષર—ડિક્ટેશન,—વાંચેલી ચોપડીમાંની પાંચ લીટી; નાના અક્ષરે લખેલી આખી કોપીબુક બતાવવી. | (ઇ) અક્ષર—ડિક્ટેશન.—વાંચેલી ચોપડીમાંથી પાંચ લીટી.વ્યવહારી અક્ષરે લખેલી આખી કોપીબુકબતાવવી. |
| | (ફ.) સહેલો વર્ણનરૂપ નિબંધ લખવો. | (ફ) હરકોઇ સાધારણ વિષયપર નિબંધ અથવા કાગળ લખવો. |

# નિશાળોનાં ઈનામ પત્રક.

મોરબીચેરીટેબલ સ્કૂલ. નગરશેઠ માણેકચંદભાઈ રૂ.૨૪ ટોડા.સુવીલાના શેઠ હંસરાજ નથુ રૂ. ૧) લાંબા. કલ્યાણપુર મહાલકરી સાહેબ રૂ.૧)~ ભાણવડ. ઝીણા તલકસી તથા વાલીઆ મુલજી રાજસી રૂ. રાજકોટ કન્યા. રા. માણેકચંદ અગરચંદ રૂ. ૫) ખંભાલીઆ નાઈટ. શેઠ જીવરાજ દયાળ રૂ. ૧૧ મોરબી કન્યા. શેઠ વરધમાન રૂ. ૬) પાટણવાવ માણેકચંદ કરસનજી રૂ. ૧॥ ભાયાવદર મુખ્ય. મેહાલકરી સાહેબ. રૂ. ૧) એજન પાઠશાળા. ઠકર મણીલાલ ધનજીભાઈ રૂ. ૩। મોરબી ચોરી. દામોદર રાઘવજી રૂ. ૧૦॥ પડાણા. મહારાજા સાહેબ રૂ. ૫) ગુંદા. રા. રામેશ્વર હરદેવ તથા કમીટી રૂ. ૧) ખંભાલીયા બ્રાંચ. મે. જામસાહેબ રૂ. ૪૪) ચરડોઈ. કમીટી રૂ. ૧) રાજકોટ સીવીલ સ્ટેશન મે. ધનજીશા હોરમનજી જ્યુ. પ્રાઈ. ફંડ તરફથી ૨૯-૧૫-૧૦ ગોંડલ મુખ્ય.બાઈશ્રી બાલા રૂ.૯॥ મોવૈયા. ખોજા ઝવેર નાનજી રૂ.૧ દડવા. સ્કુલકમીટી રૂ. ૬) ચરખડી. સ્કુલકમીટી રૂ.૪॥)૦॥ નવાનગર કન્યા નં. ૧ મેહતા લક્ષ્મીશંકર ધનજી રૂ. ૨) ખંભાલીયા કન્યા. ઠ માધવજી મદનજી રૂ. ૧ મહારાજા જામસાહેબ રૂ. ૧૨૨॥~ રાજકોટ શહેર કન્યા. શેઠ કપુરચંદ મુળચંદ રૂ. ૨। દોશી ભીમ રૂ. ૧) રાજકોટ સ્ટેશન કન્યા. મેગહુગલફંડ રૂ. ૨૦) મીસ મેનીંગફંડ રૂ.૯-૧૫-૧૦ વિક્ટોરીઆ જ્યુબીલીફંડ રૂ. ૯॥=॥ મે. ખા. બા. ધનજીશા હોરમસજી રૂ. ૧૮) મીસીઝ મેકનોટન સાહેબ રૂ. ૧૦) ખંભાલીયા નાઈટ. મહારાજા જામસાહેબ રૂ. ૪) ખંભાલીયા અંગ્રેજી. મહારાજા જામસાહેબ રૂ. ૩૦-૧૧-૪ ખંભાલીયા મુખ્ય. એજન રૂ. ૧૩૫॥=॥ લાખાબંદર. ઠા. હીરા રણછોડ તથા મુલુભેર રૂ. ૧) નવાનગર બ્રાંચ નં. ૨ લી. ઠા. ભાણજી હંસરાજ રૂ. ૩॥ લોધીકા. તાલુકદારો રૂ. ૨) પા. માનસીંગ બેચર રૂ. ૧) રાજકોટ સીટીકન્યા. મે. મીસીઝ મેકનોટન રૂ. ૬) રાજકોટ સીવીલ સ્ટેશન કન્યા. રા. રા. માણેકચંદ અમરચંદ રૂ. ૧। કોટડા સાંગાણી જ્યુબીલી કન્યા. મે. દરબાર સાહેબ રૂ. ૧૦॥ દહીસરા. શેઠ. પોપટ દેવચંદ રૂ. ૨। ખંભાલીયા કન્યા. ઠા. માધવજી મદનજી રૂ.૪) માંડવી મ્યુ. કન્યા. રા. ભગવાનજી રતનજી. રૂ. ૧) આંગ્રુરોડ આં. વ. સ્કુલ. માસ્તર રહીમખાન જંગલીખાન રૂ, ૧૫).

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનંતી કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની દસમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હેંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખીછે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. દસ રૂપિઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦–૧૨–૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ૧ થી રૂ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ

બાર માસ લગી લાગ લગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહીના લગી પાગણો ચાર્જ પડશે. બાર મહીનાથી ઓછી મુદત હશે તો પહેલે મહીને પુરો ચાર્જ અને પછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

## હેંડબીલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અડધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨–૦–૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૫ મો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

મે સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી )

અમદાવાદ

યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ.

રપેકટેટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર ભરૂચ સમાચાર; હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧ રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસ્કાઉંટ આપવામાં આવશે. પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨ ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસ્કાઉંટ મળશે, પણ રેલવે પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વે ખરચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનારછે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલવે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેટ કાગળો લીધામાં આવશે નહીં.

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. મે. ૧૮૯૩. અંક ૫ મો.

## मास.

ઈંગ્લાંડ અને વેલ્સના કેળવણી ખાતાનો સને ૧૮૯૧-૯૨ નો રિપોર્ટ હમને મળ્યો છે. તેમાં ત્યાંની માત્ર પ્રાથમિક કેળવણીની વિગત આપી છે, તે સાથે મુંબઇ ઇલાકાની તેજ વરસની પ્રાથમિક કેળવણીની હકીકતનો મુકાબલો કરવા માટે બંનેના કેટલાક આંકડા નીચે આપીએ છીએ. ઇગ્લાંડનો ખરચ પાઉંડમાં આપ્યો છે; મુકાબલા માટે તે વરસના ભાવથી એટલે દર પાઉંડે પંદર રૂપીઆ પ્રમાણે તેના રૂપીઆ ગણી નીચે મુક્યા છે.

| | | ઇગ્લાંડ. | મુંબઇ ઇલાકો. |
|---|---|---|---|
| ૧. | ક્ષેત્રફળ... ... ... | ૫૮૧૮૬ | ૧૮૮૦૭૧ |
| ૨. | વસ્તી ... ... ... | ૨૯૦૮૧૦૪૭ | ૨૬૮૩૪૩૦૫ |
| ૩. | પ્રાથમિક નિશાળોની સંખ્યા— | | |
| | દિવસની બાળ શાળાઓ | ૬૯૨૪ | |
| | દિવસની સાત વરસ ઉપરનાં બાળકની શાળાઓ | ૨૨૬૦૯ | |
| | કુલ દિવસની શાળાઓ | ૨૯૫૩૩ | ૯૦૩૧ |
| | રાતની નિશાળો | ૧૩૮૮ | |
| | કુલ નિશાળો | ૩૦૯૨૧ | |

૪. રજીસ્ટર ઉપર બાળકની સંખ્યા.—

| | | |
|---|---|---|
| ત્રણ વરસ અંદરનાં | ૫૫૪૮ | ૫૧૮૨૮૪ |
| બાકીનાં બાળશાળા અને બાળ વર્ગનાં | ૧૬૪૪૮૦૫ | |
| સાત વરસ ઉપરનાં બાળકની નિશાળોમાં | ૩૧૭૪૩૩૦ | |
| કુલ દિવસની નિશાળોમાં | ૪૮૨૪૬૮૩ | |
| રાતની નિશાળોમાં | ૭૬૯૧૫ | |
| કુલ | ૪૯૦૧૫૯૮ | |

૫. નિશાળો ચલાવવાનો કુલ ખરચ રૂ ૧૧૭૪૪૪૮૨૫ — રૂ ૨૭૮૩૦૮૪

૬. સદરહુ ખરચ પેટે—

ફીની ઉપજ રૂ ૨૯૫૪૦૫૫૦ — રૂ ૩૫૩૬૬૪

સ્કૂલબોર્ડોએ મુકેલો કર રૂ ૨૧૭૫૨૮૦૫ { રૂ ૭૩૦૨૯૯ લોકલબોર્ડના. / રૂ ૨૬૮૯૭૬ મ્યુનિસિપલ. / રૂ ૯૯૯૨૭૫ કુલ બોર્ડોના.

ખાનગી મદદ રૂ ૧૧૬૯૩૩૮૫ — રૂ ૩૦૦૯૮૯

સરકારની મદદ—

| | | |
|---|---|---|
| દિવસની નિશાળોને | રૂ ૫૧૫૨૧૩૮૫ | ૬૫૪૮૮૧ મુંબઈસરકારના. |
| રાતની નિશાળોને | રૂ ૪૨૫૭૬૦ | ૪૭૪૨૭૫ દેશીરાજ્યના |
| કુલ મદદ | રૂ ૫૧૯૪૭૧૪૫ | ૧૧૨૯૧૫૬ કુલ. |

૭. દર વિદ્યાર્થીએ સરેરાશ ખરચ રૂ ૩૧ — ૫½

દર વિદ્યાર્થીએ સરેરાશ સરકાર મદદ.—

| | | |
|---|---|---|
| દિવસની નિશાળોમાં | રૂ ૧૩¾ | ૧¾ |
| રાતની નિશાળોમાં | રૂ ૮¾ | |

૮. ટ્રેનિંગના સરટિફિકેટવાળા શિક્ષકોની સંખ્યા.

| | | | |
|---|---|---|---|
| પુરૂષ શિક્ષક. | ૧૯૧૯૯ | ૩૬૮૮ | મુખ્ય શિક્ષકો. |
| સ્ત્રી શિક્ષક. | ૨૮૬૨૪ | ૯૩૮ | આસિસ્ટંટો. |
| કુલ. | ૪૭૮૨૩ | ૪૬૨૬ | કુલ. |

૯. અન્ટ્રેન્ડ આસિસ્ટંટો—

| | | |
|---|---|---|
| પુરુષ | ૫૪૫૯ | ૩૦૦૫ મુખ્ય શિક્ષકો. |
| સ્ત્રી | ૧૮૦૪૯ | |
| કુલ | ૨૩૫૦૮ | |

૧૦. વધારાની સ્ત્રીશિક્ષકો ૫૬૯૨

૧૧. પ્યુપિલટીચરો ૨૮૧૩૧

૧૨. ટ્રેનિંગના સરટિફિકેટવાળા શિક્ષકનો સરેરાશ પગાર દર માસે—

| | | |
|---|---|---|
| પુરુષ શિક્ષક | રૂ ૧૫૦ | |
| સ્ત્રી શિક્ષક | રૂ ૯૬ | |

સ્ત્રી શિક્ષકો:

| | |
|---|---|
| ૩૨–૧૪–૨ | મુંબઇ શહેર |
| ૧૮–૦–૧૧ | મધ્ય ભાગ |
| ૧૯–૯–૯ | ઉત્તર ભાગ |
| ૧૭–૩–૮ | દક્ષિણભાગ |
| ૨૯–૧૧–૦ | સિંધ |

૧૩. પગાર ઉપરાંત જેમને વગર ભાડે મકાન રહેવા મળેછે તેવા શિક્ષકોની સંખ્યા —

| | |
|---|---|
| પુરુષ શિક્ષક | ૫૯૫૫ |
| સ્ત્રી શિક્ષક | ૪૯૪૬ |
| કુલ | ૧૦૯૦૧ |

૧૪. ટ્રેનિંગ કોલેજોની હકીકત.—

| | | |
|---|---|---|
| કોલેજોની સંખ્યા | ૫૩ | ૧૫ |
| વિદ્યાર્થીની સંખ્યા | ૩૮૦૬ | ૮૫૩ |
| કુલ ખરચ રૂપીઆ | ૨૭૨૬૯૫૫ | ૧૫૬૦૬૦ |

તે પૈકી સરકારમદદ રૂ ૧૯૭૮૫૦૦

| | |
|---|---|
| ૮૪૨૭૬ | મુંબઇ સરકારના. |
| ૨૦૨૪૪ | દેશી રાજ્યના. |
| ૧૦૪૫૨૦ | કુલ. |

૧૫. જેમાં ગાયન શિખવાય છે તેવી પ્રાથમિક શાળાઓની સંખ્યા. ૨૯૪૭૮

૧૬. સાત વરસ ઉપરનાં છોકરાંને જેમાં ડ્રોઇંગ શિખવાય છે તેવી પ્રાથમિક નિશાળો. ૬૦૭૫

૧૭. હસ્તકેળવણી અપાય છે તેવી પ્રાથમિક નિશાળો. ૧૪૫

૧૮. વિદ્યાના વિષય શિખવાયછે તેવી પ્રાથમિક નિશાળો. ૪૨૦

૧૯. કસરત. „ „ „ ૧૪૪૧ ૧૧૦૦ આશરે

૨૦. લશ્કરી ડ્રિલ શિખવાય છે તેવી છોકરાની પ્રાથમિક નિશાળો. ૧૩૬૫

૨૧. રાંધવાનું શિખવાયછે તેવી છોકરીઓની પ્રાથમિક નિશાળો. ૧૭૯૬
વિદ્યાર્થી ૬૮૨૯૧

૨૨. લુગડાં ધોવાનું „ „ „ ૩૬
વિદ્યાર્થી ૬૩૨

૨૩. સેવિંગ બેંકો જેમાં કાઢીછે તેવી પ્રાથમિક નિશાળો. ૨૬૨૯

૨૪. સ્કૂલ લાઇબ્રેરીઓ. „ „ „ ૪૯૬૭

---

# કિન્ડર ગારટન.

કેટલાક માસ ઉપર હમે ફ્રોબલનું જન્મચરિત્ર આપ્યું હતું અને તે પ્રસંગે કહ્યું હતું કે બાળકને છેક નાનપણથી કુદરતના નિયમને અનુસરી કેળવણી આપવાની પદ્ધતિ ખોળવામાં તેણે પોતાની આખી જીંદગી ગાળી હતી. એ પદ્ધતિ પ્રમાણે કેળવણી આપવાના સ્થળને તે બાળકરૂપી છોડ ઉછેરવાની વાડી ગણતો માટે તેણે તેને કિન્ડર*ગારટન એટલે બાળવાડી એવું નામ આપ્યું હતું. આ ઉપ-

---

* આ જર્મન શબ્દ છે. કિન્ડર=ઈંગ્રેજી ચિલ્ડ્રન=બાળક; ગારટન =ઈંગ્રેજી ગારડન=વાડી.

રથી તેની પદ્ધતિને પણ કિન્ડર ગારટન પદ્ધતિ કહેછે. ફ્રોબલ છવતાંજ એ પદ્ધતિનો પ્રસાર થવા માંડ્યો હતો અને હાલ યુરોપ અને અમેરિકામાં ઠેકાણે ઠેકાણે કિન્ડર ગારટન શાળાઓ જોવામાં આવેછે.‡ આ દેશમાં હજી એનું નામ બહુ થોડાએ સાંભળ્યું છે.

ફ્રોબલની પદ્ધતિનો મુખ્ય સિદ્ધાંત એ છે કે બાળકની (શારીરિક, માનસિક, અને અધ્યાત્મિક) સઘળી શક્તિઓને સમાન રીતે કેળવવી જોઇએ. બાળક જન્મેછે ત્યારથી તેને અમુક આકૃતિ અને શારીરિક લક્ષણો હોયછે; જેમ તે મોટું થાયછે તેમ એ લક્ષણો ખીલેછે. આ વાત બધા જાણેછે, છતાં જન્મથી બાળકમાં માનસિક અને અધ્યાત્મિક શક્તિઓ પણ બી રૂપે રહેલી હોયછે અને જન્મ પછી તરત ખીલવા માંડેછે એ વાત બહુ થોડા લક્ષમાં રાખેછે. જમીનમાં બી નાંખીએ છીએ તે થોડા વખતમાં ઉગવા માંડેછે અને પાંદડાં ફૂટેછે; છોડને મારી નાંખ્યા વગર પાંદડાં ફૂટતાં કોઈ અટકાવી શકતું નથી. તેજ પ્રમાણે છવતા–ઉગતા બાળકની શક્તિઓ જન્મ પછી તરતજ ખીલવા માંડેછે અને એ ખીલવણી સતત ચાલુ રહેછે તે બાળકને નુકસાન કર્યા વિના અટકાવવાની કોઇનામાં શક્તિ નથી. આપણે એક છોડનો બીજો છોડ કરી શકતા નથી, પણ ઉગવા માંડ્યા પછી તેને અમુક હદ સુધી ધારેલું વલણ આપી શકીએ છીએ. તેજ રીતે આપણે છોકરાની છોકરી અથવા તેથી ઉલટું કરી શકતા નથી, પણ યોગ્ય તજવીજથી બાળકના શરીર અને મનની શક્તિઓને અમુક વલણ આપવા, જાગૃત કરવા, અને ખીલવવા ધારીએ તો તેમ કરી શકીએ છીએ, અથવા અનઘડપણાથી તે ખીલવણીને દબાવી તેમાં નડતર પણ નાંખી

‡ કિન્ડર ગારટન પદ્ધતિથી નાનાં બાળકોને શિક્ષણ આપવા બાબતના એક ઇંગ્રેજી પુસ્તકનું વડોદરા કેળવણીખાતા તરફથી હમણાંજ ભાષાંતર થયુંછે તેનું નામ શિશુશિક્ષણ રાખ્યું છે, અને તેમાં ચિત્ર સાથે ફ્રોબલની વીસે બક્ષીસોની સમજ આપી છે. કિંમત માત્ર દોઢ રૂપીઓ છે. પ્રાથમિક નિશાળોના દરેક શિક્ષકને એ પુસ્તકનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાની હમે ભલામણ કરીએ છીએ.

શકીએ છીએ. આ વાત હમેશ ધ્યાનમાં રાખવા જેવી છે. વળી એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે છોડની માફક બાળકની શારીરિક અને માનસિક શક્તિઓને યોગ્ય વલણ આપવું હોય તો હાલના વહીવટ પ્રમાણે તેને કેટલાંક વરસ સુધી રખડતું ન રાખતાં શરૂથી કેળવવા માંડવું જોઇએ.

ઉપર કહ્યું કે બાળકની સઘળી શક્તિઓ સમાન રીતે ખીલવવી એવો ફ્રોબલની પદ્ધતિનો હેતુ છે. એ પદ્ધતિ શરૂમાં શારીરિક શક્તિઓ તરફ ખાસ ધ્યાન આપવાની ભલામણ કરેછે. બાળક અવતરે છે કે તરત રડવા માંડેછે અને પોતાના બળ પ્રમાણે અવયવો હલાવે છે. આ રડવું અને ચલનવલન દુઃખ સૂચવતાં નથી; એ તેના અવયવ અને શરીર શક્તિ ખીલવવાના કુદ્રતે નિર્મેલા ઉપાય છે. બાળક મોટું થતું જાયછે તેમ તે આઘું પાછું ખસેછે, આખું શરીર હલાવેછે, જે વસ્તુ નજરે પડે તેપર તલપ મારેછે, અને હાથ પહોંચે તેમ હોય તો તેને અડકેછે, પકડેછે, અને તપાસે છે; વધારે મોટું થાયછે એટલે તે હીંડેછે, દોડેછે, કુદેછે, ભૂશકા મારેછે. મોટાં માણસને કેટલીક વખત આનું કારણ સમજાતું નથી; તેમને અજબ લાગેછે કે તે થાકતું યા આરામ લેતું કેમ નહીં હોય. પરંતુ તેનું શરીર વધવા માટે કુદ્રતે સતત હાલચાલની જરૂર ઠરાવી છે, અને એ નિયમને આધીન થઇ તે વર્તેછે. તેજ કારણથી બાળક રમેછે અને રમતમાં તેને ગમત પડેછે.

ઘણી વખત આપણે જોઇએ છીએ કે શિક્ષક આખો વખત પાઠ આપ્યોં જાયછે અને બાળકને અદબ કરી શાંત બેસી રહી સાંભળ્યા કરવા કહેછે. અણસમજુ માબાપ પણ એમ ઇચ્છેછે કે છોકરૂં બધો વખત એક ઠેકાણે બેસી રહી પાઠ વાંચ્યા કરે તો ઠીક. પણ એ વહીવટ કુદ્રતના નિયમથી કેવળ વિરૂદ્ધ છે અને બાળક એવી આજ્ઞા ભાગ્યેજ પાળી શકેછે. હાલચાલ એ કુદ્રતનો પહેલો કાયદો છે, અને ખરા નિયમ પ્રમાણે કેળવણી આપવી હોય તો બાળકની શરીર શક્તિ ખીલવવાનું ધ્યાનમાં રાખવુંજ જોઇએ. શરીરની સામાન્ય હાલચાલ ઉપરાંત હાથ અને ઇંદ્રિઓનો ઉપયોગ પણ અગત્યનો છે. બાળક કોઈ વસ્તુ જુએછે

કે તરત તે ઝાલવાનું મન કરેછે, તેપર હાથ ફેરવેછે, અને તેને બધી તરફથી ફેરવ ફેરવ કરી તપાસી જોયા વગર સંતોષ પામતું નથી; કોઈ વખત તેને તોડી તેના ભાગ તપાસે છે અને પાછી આખી કરવાનો પ્રયત્ન કરેછે. ઘરનાં માણસોને કાંઈ કામ કરતાં જુએછે તો તેની નકલ પણ કરેછે. એટલે હાથ અને ઇંદ્રિઓનો ઉપયોગ કરવાનું તેને કુદરતી વલણ હોયછે, અને ચતુરાઇથી તેમ કરવાની ટેવ પાડવી એ બાળ કેળવણીનો અગત્યનો હેતુ છે.

ટુંકામાં બાળશાળાના શિક્ષકે નીચેના હેતુ ધ્યાનમાં રાખવા, એટલે તેણે

(૧) બાળકને સારી ટેવો પાડવી,
(૨) તેની ઇચ્છાને નિયમમાં લાવવી,
(૩) મનોભાવ કેળવવા, અને
(૪) જન્મથી તેનામાં જે શારીરિક અને માનસિક શક્તિઓ ખીરૂપે રહીછે તે ખીલવી બહાર લાવવી.

આ પ્રમાણે યોગ્ય કેળવણી મળશે તો બાળક પોતાની દરેક શક્તિનો ઉપયોગ કરતાં શિખશે; જ્ઞાન સંપાદન કરવાની તેને ઇચ્છા થશે અને તે જ્ઞાન કેમ મેળવવું અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે પણ જાણશે.

ફ્રોબલના મુખ્ય સિદ્ધાંત આપણે ઉપર જોઈ ગયા. તેની પદ્ધતિ ઇગ્લાંડમાં સને ૧૮૪૦ માં પ્રથમ દાખલ થઈ. એ પદ્ધતિનો વિશેષ પ્રસાર કરવા સારૂ કેટલેક વર્ષે એ દેશમાં ફ્રોબલ મંડળી સ્થપાઈ તેમાં આજ સુધીમાં ઘણા નામાંકિત ગૃહસ્થો દાખલ થયાછે. આ મંડળી કિન્ડર ગારટનનું એક માસિક ચોપાનિયું કાઢેછે, ભાષણોવડે તેની માહીતી ફેલાવેછે, અને ઉમેદવારોની પરીક્ષા લઈ સર્ટિફિકેટ આપેછે. આટલું છતાં ઇગ્લાંડમાં હજી કિન્ડર ગારટનનો જોઇએ તેટલો પ્રસાર થયો નથી એમ કહેવાય છે. સાત વરસ સુધીનાં બાળક માટે ખાસ શિક્ષક રાખવાની તથા ખાસ ગોઠવણ કરવાની સરકારથી ફરજ પાડવામાં આવીછે, તોપણ હજી બધી બાળશાળાઓ કિન્ડર ગારટન પદ્ધતિ પ્રમાણે ચાલતી નથી. હાલની રીતમાં સુધારો થવા માટે સાંના કેળવણી

ખાતાએ ગયા ફેબ્રુઆરી માસમાં એક ઓગસ્ટનો સરક્યુલર કાઢ્યો છે. તેમાં સાત વરસની અંદરનાં બાળકના બે* વિભાગ કરી ત્રણથી પાંચ વરસ સુધીનાં અને પાંચથી સાત વરસ સુધીનાં બાળક શું શિખી શકે તે નીચે પ્રમાણે ગણાવ્યું છેઃ—

(૧) ત્રણથી પાંચ વરસ સુધીનાં બાળકે કરવાનું—

ગાયનસહિત ખેલ.

ગાયન રહિત ખેલ (અટકળ બાંધવાની રમતો વગેરે).

મુખપાઠ—બાળગીત વગેરે.

ચિત્રો ઉપરથી પાઠ (ચિત્રમાં જે જુએ તે સંબંધી આખાં વાક્યોમાં ઉત્તર આપતાં શિખવું).

કાગળ વાળવા.

---

*મિસ.શિરેફ પોતાના કિન્ડર ગારટનના પુસ્તકમાં ત્રણથી છ સાત વરસ સુધીનાં બાળકના અભ્યાસના નીચે પ્રમાણે વિભાગ કરેછે અને કહેછે કે જ્યાં કિન્ડર ગારટનશાળા ન હોય ત્યાં માએ તે પ્રમાણે અભ્યાસ કરાવવો.

વિભાગ ૧ લો— છેક નાનાં બાળક માટે—

૧ ફ્રોબલની પહેલી બક્ષીસ.
૨ „ બીજી બક્ષીસ.
૩ ડ્રોઇંગ, આંકીને ચોરસખાનાં પાડેલા કાગળ ઉપર પેનસિલથી લીંટીઓ દોરવી (દસમી બક્ષીસ).
૪ કાગળ ગુંથી સાદડી બનાવવી (ચૌદમી બક્ષીસ).
૫ માટીના ઘાટ બનાવવા (વીસમી બક્ષીસ).

વિભાગ ૨ જો— પહેલા વિભાગથી મોટાં બાળક માટે—

૧ ફ્રોબલની ત્રીજી બક્ષીસ.
૨ „ ચોથી બક્ષીસ.
૩ લાકડાની તખ્તીઓ ગોઠવી આકાર બનાવવા (સાતમી બક્ષીસ).
૪ લાકડીઓ ગોઠવવી (આઠમી બક્ષીસ).
૫ આખી અને કાપેલી વીંટીઓ ગોઠવી આકાર બનાવવા (નવમી બક્ષીસ).

રંગિત લાકડાની તખ્તિયો ગોઠવી સપાટી બનાવવી.
ડ્રોઇંગ.
રંગોને એક બીજા સાથે સરખાવી પરખવા ( જુદા જુદા રંગના ઉનના ઢગલામાંથી એકજ રંગના કડકા કાઢી આપવા ).
કાગળની ચીપો ગુંથવી.
સોય અને ઉનના દોરાથી કાંણાં પાડેલા કાગળ કે કાનવાસ પર શીવીને નમુના બનાવવા.
બે બે, ત્રણ ત્રણ, વગેરે મણકા દોરામાં પરોવવા.
બે બે, ત્રણ ત્રણ, વગેરે છીપો ગોઠવવી.
ધનવડે સંખ્યાનાં ચિત્ર ગોઠવવાં.
અક્ષરો ગોઠવી શબ્દ રચવા.

---

૬ ડ્રોઇંગ, સીધી અને વાંકી લીટીઓ મેળવી આકૃતિઓ દોરવી ( દસમી બક્ષીસ ).
૭ કાંણાં પાડેલા કાગળ કે કાનવાસપર ગુંથવું ( બારમી બક્ષીસ ).
૮ કાગળ ગુંથી સાદડી બનાવવી ( ચૌદમી બક્ષીસ).
૯ લાકડીઓ ગુંથવી (પંદરમી અને સોળમી બક્ષીસ).
૧૦ માટીના ઘાટ બનાવવા ( વીસમી બક્ષીસ ).

વિભાગ ૩ જો— આગળ કરતાં ચઢતાં પણ ૭ સાત વરસ સુધીનાં બાળક માટે—
૧ ફ્રોબલની બક્ષીસ પાંચમી.
૨ „ „ છઠ્ઠી.
૩ લાકડાની તખ્તીઓ ગોઠવવી ( સાતમી બક્ષીસ ).
૪ વીંટીઓ ગોઠવી આકાર બનાવવા (નવમી બક્ષીસ).
૫ કાગળમાં કાંણાં પાડી આકાર કરવા ( અગીઆરમી બક્ષીસ ).
૬ કાગળ કાપવા ( તેરમી બક્ષીસ ).
૭ કાગળ વાળવા (સત્તરમી અને અરાઢમી બક્ષીસ ).

(૨) પાંચથી સાત વરસ સુધીનાં બાળકે કરવાનું—
ગાયન સહિત ખેલ.
ગાયન રહિત ખેલ (અટકળ બાંધવાની, સંદેશા પહોંચાડવાની, વગેરે રમતો).
ચિત્રો ઉપરથી પાઠ.
પદાર્થો સંબંધી પાઠ.
વાર્તાઓ (ઇતિહાસમાંની, ઘરગુતી, વગેરે).
કવિતાનો મુખપાઠ.
કાગળ વાળવા.
રંગિત કાગળના કડકા ગોઠવી સંપાટી બનાવવી. ગુંદરનો ઉપ-

---

૮ ડ્રોઇંગ. પદાર્થો જોઈ ચિતરવા; લાકડાની તખ્તીઓ કે વીંટીઓ ગોઠવી જે આકાર બનાવ્યા હોય તે ચિતરવા.
૯ માટીના ઘાટ બનાવવા (વીસમી બક્ષીસ).
૧૦ રેતી, લાકડાનો વહેર, મણુકા, શંખલા, પરાળ, સરખટ, વગેરે પદાર્થોથી જુદા જુદા ઘાટ બનાવવા.

આ પ્રમાણે ત્રણ વિભાગ કરેલા છે તે દરેકમાં ઉપર બતાવેલા કામ સાથે નીચેનું પણ ચાલવું જોઇએઃ—

શરીર કેળવણી— બાળકસરત, બાળખેલ, ડ્રિલ, રમતો. } ગાયન સાથે.

બાગકામ. છોકરાંને બાગમાં એક એક ક્યારો આપવો તેમાં ખોદે, છોડ વાવે, પાણી પાય, વગેરે. જાનવરની સંભાળ.

વાર્તાઓ અને ગીત.—કલ્પિત વાર્તાઓ, ઇતિહાસના ચમત્કારિક બનાવને લગતી અથવા સાહસિક પુરૂષોને લગતી વાર્તાઓ, પ્રાણી સંબંધી વાર્તાઓ, મુસાફરીના

યોગ કરવો.
ડ્રોઈંગ.
કાગળની ચીપો ગુંથવી.
સાદા ભૂમિતિના આકાર આંકવા.
લંબાઈ માપવી. લંબાઇની અટકળ કરવી.
તોળવું. વજનની અટકળ કરવી.
ખાનાનો મેજ ગોઠવવો (પાણી ભરેલો ગ્લાસ ઢોળ્યા વિના લઈ જવો. ભાગ્યા વિના પ્યાલાં ખસેડવાં).
આટીના ઘાટ કરવા.
ટોપલી ગુંથવી.

---

હેવાલ, વગેરે. તેમાં નીતિનો બોધ આવે એવો નિયમ રાખવો, પણ ઇસપ નીતિની પાછળ ટુંકો નીતિનો સાર આપેલો હોયછે તે પ્રમાણે કહી બતાવી તેને આગળ કરવો નહીં.

સામાન્ય જ્ઞાનપાઠ.—સામાન્ય વ્યવહારિક પદાર્થો, કુદ્રતી બનાવો (જેવા કે દિવસ, રાત્રી, વરસાદ, વગેરે), છોડ, પ્રાણીઓ, ખનિજ, વગેરે સંબંધી. આવા પાઠોવડે સ્હેલું બીજ રૂપ વિદ્યાનું જ્ઞાન થશે. ભૂતળનું જ્ઞાન પણ વરસાદ, નદી, તળાવ, પર્વત, વગેરે સંબંધી પાઠ આપતાં થોડું કરી શકાશે. તે સાથે બાળક રેતી વડે ડુંગર,ખીણ,નદી વગેરે બનાવશે, અનેતેમાં પાણી નાંખી જોઈ નદી કેમ વહેછે, તળાવની પેઠે પાણી કેમ ભરાઈ રહેછે, બેટ, અખાત, ભૂશિર, વગેરે બનેછે, એ બધું તપાસશે તો વિશેષ લાભ થશે.

અટકળ બાંધવાની રમતો—જેવી કે,

(૧) હાથમાં પદાર્થ લઈ તેનું આશરે વજન કહેવું અને પછી તોળી જોઈ ખરા તોલ સાથે મુકાબલો કરવો.

(૨) નિશાળમાં અમુક જગ્યા કે વસ્તુ કેટલે છે-

કાતરવડે નમુના અને આકાર કાતરવો.

શબ્દ રચવા.

ધન, મણકા, વગેરેથી સંખ્યાનાં ચિત્ર ગોઠવવાં.

થોડાં છોકરાંની બાળશાળામાં કે બાળવર્ગમાં ઉપર પ્રમાણે એજ વિભાગ કરવાથી નભી શકશે. ઘણાં છોકરાં હોય તો વધારે વર્ગ કરવા હરકત નથી, પણ શિક્ષણ ઉપર પ્રમાણે આપવું જોઇએ.

(અધુરૂં)

# ઇંગ્લાંડની જાહેર પ્રાથમિક નિશાળો.

(ચાલુ પાને ૮૪ થી).

**ધોરણવાર અભ્યાસ ક્રમ.**—મોટાં એટલે સાત વરસ ઉપરની ઉમ્મરનાં બાળકોની નિશાળો માટે સાત ધોરણ ઠરાવ્યાં છે. બધા વિષયોનો ધોરણવાર અભ્યાસ ક્રમ અત્રે આપવાની જરૂર નથી. જે જે વિષયો સંબંધી જાણવા જેવું છે તેની વિગત આપીશું.

વાંચન, લેખન, અને અંકગણિત પ્રાથમિક વિષય કહેવાય છે, અને તે ત્રણે ફરજીઆત છે. વાંચનમાં જેમ જેમ ધોરણ ચઢે તેમ તેમ ચઢતો અભ્યાસ ઠરાવ્યો છે. બધાં ધોરણોમાં સમજીને વાંચવું જોઇએ, તથા જેમ ધોરણ ચઢે તેમ વાંચનની ઝડપ અને ઢબ સુધરવી જોઇએ, અને વાંચન પાઠના ભાવ દર્શાવવાની શક્તિ આવવી જોઇએ. પહેલા અને બીજા ધોરણમાં બે બે, અને તે પછીનાં ધોરણોમાં ત્રણ ત્રણ વાંચન ચોપડીઓ હોવી જોઇએ. ત્રીજા અને તે પછીનાં ધોરણોની વાંચન ચોપડીઓમાંની એક ઇગ્લાંડના ઇતિહાસને લગતી હોવી જોઇએ, અને તે ધોરણોમાં ચાલતી ચોપડીઓ ઉપરાંત ઇન્સ્પેક્ટર ગમે તે બહારની ચોપડીમાંથી વંચાવી શકે છે.

---

ટે છે તેની અટકળ કરવી અને પછી ગજવડે માપી જોઇ ખરા છેટા સાથે મુકાબલો કરવો.

(૩) એક નાની ઢગલીમાં કાંકરા, પૈસા, ઇરા, વગેરે કેટલાં છે તેની અટકળ કરી પછી ગણી જોવું.

ઇત્યાદિ.

લેખનમાં ડિકટેશન અને કાપી બુકોનો ક્રમ ઠરાવ્યો છે. ચોથા અને ઉપલાં ધોરણોમાં નહીં ચાલેલી ચોપડીમાંથી ડિકટેશન લખાવવામાં આવેછે. ડિકટેશનના બદલામાં પાંચમા ધોરણમાં ધીમે રહીને બે વાર વાંચી બતાવેલી' વાતોનો સાર લખવાનું, છઠ્ઠા ધોરણમાં કોઈ રહેલા વિષય સંબંધી કાગળ અથવા ટુંકો નિબંધ લખવાનું, અને સાતમા ધોરણમાં કાગળ અથવા નિબંધ લખવાનું ઇન્સ્પેકટર ફરમાવી શકેછે. સાર, નિબંધ, અથવા કાગળ લખવામાં આવે તેની જોડણી, વ્યાકરણ, અને અક્ષર ધ્યાનમાં લેવાય છે. સાતમા ધોરણમાં કાપીબુકને બદલે નોટ બુક અને એકસરસાઇઝ બુક ( મંનોયત્ન પોથી ) જોવામાં આવેછે. પહેલા અને બીજા ધોરણમાં વ્યવસ્થાપકની ખુશી પ્રમાણે સ્લેટ અથવા કાગળ ઉપર, અને ત્રીજા ધોરણથી માત્ર કાગળ ઉપર લખાવવાનો નિયમ છે. આ નિયમ અંકગણિતને પણ લાગુ છે.

અંકગણિતની પરીક્ષા લેતાં તે વિષયનાં મૂળતત્ત્વ (કારણો) શિખવવામાં આવ્યાંછે કે નહીં તેની ખાસ તપાસ કરવા અને તે સંબંધી શિક્ષકને પોતાના રૂબરૂ પાઠ આપવાને કહેવા ઇન્સ્પેકટરોને સૂચના કરવામાં આવીછે. ચોથા અને તે પછીનાં ધોરણોનાં છોકરાંની ચોકસાઈ અને ચપળતા તપાસવા માટે પાઉંડ, શિલિંગ, અને પેન્સની રકમોની આખી હારનો અમુક વખતમાં સરવાળો કરાવવો એમ નિયમ છે. ચોથા, પાંચમાં, અને છઠ્ઠા ધોરણનાં છોકરાંને દશાંશ કોષ્ટક (metric system) નાં મૂળતત્ત્વ અને તેના ફાયદાની ખબર હોવી જોઇએ, માટે ચોથા ધોરણમાં દશાંશ સંખ્યાઓ સંબંધી થોડું જ્ઞાન આપવા ઠરાવ છે. દરેક ધોરણમાં શિખવવાના અંકગણિતના નિયમને લગતા નાની સંખ્યાવાળા ટુંકા મ્હોઢાના હિસાબ તેથી નીચેના ધોરણમાં પૂછવામાં આવેછે, કે સ્લેટપર લાંબા હિસાબ કરતા પહેલાં મ્હોએ ટુંકા હિસાબ કરવાનો મહાવરો થાય. એ હિસાબોની સંખ્યાઓ શરૂથીજ સાદી તથા સંયુક્ત રાખવામાં આવેછે.અંકગણિતનો ધોરણવાર પૂરો ક્રમ અત્રે આપવાની જરૂર નથી. સાઠ છોકરાંથી ઓછી હાજરીવાળી નાની નિશાળોનો ક્રમ જુદો ઠરાવ્યો છે. એવી નાની નિશાળોમાં ઘણું કરી ત્રણજ વર્ગ કરવાથી

નજે તે પ્રમાણે તેમને માટે ઘણાખરા વિષયોનો ક્રમ ગોઠવ્યો છે. આમ કરવાથી થોડા થોડા છોકરાના બહુ વર્ગ કરવાની જરૂર પડતી નથી અને ઓછા શિક્ષકથી ચાલી શકેછે.

ડ્રોઇંગ.—પ્રાથમિક નિશાળોમાં આ વિષય પણ ફરજીઆત છે, પરંતુ કેળવણી ખાતા તરફથી તેની પરીક્ષા થઇ મદદ મળવાના બદલામાં વિદ્યા હુન્નરનું જુદું ખાતું છે તેના તરફથી પરીક્ષા લેવાયછે અને મદદ મળેછે. ધોરણવાર ક્રમ નીચે પ્રમાણે છે.

ધોરણ ૧ લું—ફ્રીહેંડ (છુટે હાથે, આંકણી વગેરેની મદદ વગર) અને આંકણીવડે લીંટીઓ, ખૂણા, સમાંતર લીંટીઓ, અને સાદા સીધી લીંટીવાળા આકાર સ્લેટ ઉપર દોરવા.

ધોરણ ૨ જું—એજ કાગળ ઉપર.

ધોરણ ૩ જું—(અ) સપાટ ચિત્રપરથી સીધી અને વાંકી લીંટીના આકારનું ફ્રીહેંડ ડ્રોઇંગ.
(આ) સાદી ભૂમિતિની આકૃતિઓ આંકણીથી દોરવી.

ધોરણ ૪ થું—(અ) સપાટ ચિત્રપરથી ફ્રીહેંડ ડ્રોઇંગ.
(આ) સાદા સ્કેલ, અને સ્કેલ પ્રમાણે દોરવું.

ધોરણ ૫ મું—(અ) સપાટ ચિત્રપરથી ફ્રીહેંડ ડ્રોઇંગ.
(આ) કાટખૂણ અને ગોળ નમુના પરથી તથા સ્હેલા સામાન્ય પદાર્થપરથી મોડલ ડ્રોઇંગ.
(ઇ) હથીઆરવડે સ્કેલ પ્રમાણે ભૂમિતિની આકૃતિઓ દોરવી.

ધોરણ ૬ ઠું—(અ) સપાટ ચિત્રપરથી ફ્રીહેંડ ડ્રોઇંગ.
(આ) સીધી લીંટીવાળા નમુનાપરથી અને સ્હેલા સામાન્ય પદાર્થપરથી મોડલ ડ્રોઇંગ.
(ઇ) સમતલ આકૃતિઓ અને કાટખૂણ ઘનને સ્હેલી રીતે ગોઠવી તેમની પ્લાન, ઉંચાઇ અને વિભાગ પ્રમાણે, નકશા દોરવા.

ધોરણ ૭ મું—(અ) સપાટ ચિત્રપરથી ફ્રીહેંડ ડ્રોઇંગ.

(આ) પ્રકાશ અને છાયાને અનુસરી કોઈ સામાન્ય પદાર્થ અથવા ઘાટનું ડ્રૉઇંગ.

(ઇ) પાંચમા ધોરણ કરતાં આગળ ભૂમિતિની આકૃતિઓ દોરવી.

(ઈ) કાટખૂણુ અને ગોળ ઘનની પ્લાન, ઉંચાઇ, અને વિભાગના નકશા દોરવા.

ટીપ—બાળકને રસ પડે તે માટે બારીઓ, બારણાં, નિશાળનો સામાન, વગેરે વસ્તુઓનાં ચિત્ર કઢાવવાનું જેટલું બને તેટલું વહેલું શિખવવા માંડવું. ઉપરનાં ધોરણોમાં કહ્યુંછે તે ઉપરાંત શિખવી શકાય તેમ છે અને તેમ કરવામાં લાભ પણ છે; જેમકે, પહેલા અને બીજા ધોરણમાં મોટી ગોળ લીટીઓ દોરાવાય, બધાં ધોરણોમાં હાજર નહીં હોય તેવી વસ્તુનું સ્મરણ ઉપરથી ચિત્ર દોરાવાય, વગેરે.

હસ્તકેળવણી—આ વિષય પ્રાથમિક નિશાળોમાં ફરજીઆત નથી પણ ડ્રૉઇંગની સાથે શિખવવામાં આવે તો વિદ્યા હુન્નર ખાતા તરફથી પરીક્ષા લઇ જુદી મદદ આપવામાં આવેછે. તેમાં સુતારી અને લુહારી કામમાં વપરાતાં સામાન્ય ઓજારોનો ઉપયોગ શિખવવાનો છે. પુરતાં સાહિત્યવાળા જુદાજ ઓરડામાં આ શિક્ષણ આપવું જોઇએ, અને વિદ્યાર્થીએ વસ્તુઓનાં સ્કેલ પ્રમાણે ચિત્ર કાઢી તે ઉપરથી નમુના બનાવવા જોઇએ. નિશાળના શિક્ષકને આવડ ન હોય તો કારીગરની મદદથી શિક્ષણ આપવાની છૂટ છે. પ્રાથમિક વિષયોમાં ચોથા ધોરણમાં પાસ થયેલા વિદ્યાર્થીને આ વિષય શિખવી શકાય છે. શિક્ષણની મતલબ અમુક ધંધો શિખવવાની નથી પણ ડ્રૉઇંગની સાથે ક્રમસર નમુના બનાવી આંખ અને હાથ કેળવવાની તથા બાળકને ધંધાનો શોખ ઉત્પન્ન કરવાની છે. અભ્યાસનો ક્રમ ઠરાવવાની વ્યવસ્થાપકોને છૂટ આપી છે અને તે સંબંધમાં નીચે પ્રમાણે સૂચના કરવામાં આવી છે.

(૧) ઓજારોનો ઉપયોગ કરવા માંડતા પહેલાં ઘન નમુનાના સપાટ નકશાપરથી તે નમુના પ્રમાણે કાગળ કાપી ગોઠવવાનો મ્હાવરો કરાવવો.

(૨) ઓજારવડે જે જે કામ કરવામાં આવે તે વિદ્યાર્થીએ પોતે તૈયાર કરેલાં પૂરા કદનાં ચિત્ર ઉપરથી કરવું જોઇએ.

(૩) સુતારી કામવડે હસ્તકેળવણી આપવા શરૂઆતમાં કરવતી, રંદો, અને ફરશી, એટલાં ઓજારનો ખપ પડશે. એમને કેમ બનાવવામાં આવેછે, કેમ વાપરવાં, કેવી રીતે ધાર કાઢવી, અને સારી સ્થિતિમાં કેમ રાખવાં, એ સંબંધી પ્રથમ કથિત પાઠ આપવા. પછી વિદ્યાર્થીની શક્તિ પ્રમાણે એ ઓજારોના ઉપયોગનો ક્રમ એવી રીતે ગોઠવવો કે બાળકોને સુતારી કામનાં મૂળતત્વનું જ્ઞાન થવા ઉપરાંત ચોકસાઇ અને સંભાળની ટેવ પડે.

જુદી જુદી જાતનાં કઠણ અને પોચાં લાકડાં વિષે, તેમની રચના અને ઉગવા વિષે, અને તેમના રેસા અને રેસાની ગોઠવણ વિષે બાળકના મનમાં સ્પષ્ટ વિચાર ખિલવવા, અને તે માટે સુતારી કામમાં વપરાતાં જુદાં જુદાં લાકડાંનો આડી ઉભી કાપેલી ચીપો સાથે નાનો સંગ્રહ કરવો.

શરૂઆતમાં નીચે પ્રમાણે કામ કરાવવું. કાંઇ નમુનાનું વિદ્યાર્થીએ ચિત્ર કાઢ્યું હોય તે ઉપરથી માપ લઈ તે માપનું લાકડા ઉપર નિશાન કરી તે પ્રમાણે લાકડાનાં ઉભા આડા (એટલે રેસા ઉભા કાયમ રહે તેમ અને આડા કપાય તેમ) કકડા અને ચીપો વહેરાવવાં. માત્ર કરવતી વાપરીને સાંધાનાં ઢોળીઆં અને તેવું બીજું પણ ઘણું કામ કરાવી શકાશે.

રંદાનો ઉપયોગ કરવાની શરૂઆતમાં આશરે નવ ઇંચ પહોળાઇની નાની સપાટીઓ સાફ કરાવવી અને પછી અમુક જાડાઇની ચીપો ઉતરાવવી. પછી કાટખૂણો કરનારી

એ સપાટીઓ સાફ કરાવવી, ચારે કાટખૂણું પાસા જેવી અને ષટ્કોણ આકૃતિઓ બનાવવી, વગેરે.

સુતારો જે જુદી જુદી તરેહના સાંધા બનાવેછે તે શિખવવામાં ફરશીનો ઉપયોગ શિખાશે. અભ્યાસ ક્રમસર ચઢતો ઉતરતો રાખવો અને બધાં બાળકને તેનો મ્હાવરો કરાવવો. શરૂમાં ઘર સામાનની નાની નાની વસ્તુઓ બનાવવાનો પ્રયત્ન કરવો નહીં.

ખીલા અને પેચનો ખરો ઉપયોગ સમજાવવો અને સારી ચોકસાઇ આવતા સુધી તેનો મ્હાવરો કરાવવો.

આટલે સુધીના અભ્યાસમાં ગોળ સપાટી આવતી નથી. શાળામાં જો સંધારો હોય તો જુદા જુદા આકાર ઉતારવાનો ક્રમસર અભ્યાસ કરાવી શકાય, પરંતુ એની ફરજ ગણવામાં આવતી નથી.

(૪) લોખંડ કામની શરૂઆતમાં છોલીને અને પછી કાનસથી સાફ કરીને સમતલ સપાટી બનાવતાં શિખવવું. પછી કાનસવડે બાજુઓ સાફ અને સમાંતર ઘસીને ઘન બનાવવો. ષટ્કોણ આકૃતિ, ખીલાનું ષટ્કોણ માથું, વગેરે બનાવવામાં પણ કાનસનો ઉપયોગ કરી શકાશે. લોઢાના જાડા પતરામાં ગોળ કાણું પાડતાં અને સ્ક્રૂ બનાવતાં પણ શિખવવું. પછી ધાતુકામને સાંધવાની, રેહેણ દેવાની, વગેરે રીતો શિખવવી. લોખંડના બદલામાં પીતળનો આયોજ અભ્યાસક્રમ દાખલ કરવા હરકત નથી. જ્યાં બની શકે ત્યાં ધાતુ કામ માટે સંધારો અને લુંહારની ભઠ્ઠી રાખવાથી વધારે સવડ પડશે.

(૫) જે ઓરડામાં હસ્ત કેળવણી આપવામાં આવે ત્યાં દરેક બાળક માટે પકડવાળી બેંચ અને ઓજારો પૂરાં પાડવાં, અને તે રાખવાની જગા નક્કી કરવી. દરેક બાળકને બેંચ પર ઓછામાં ઓછી ચાર ફીટ અને બેંચની આગળ બે ફીટ

જગા આપવી. એકજ વખતે એક શિક્ષકથી વીસ કરતાં વધારે બાળકને આ કેળવણી આપી શકાતી નથી, માટે વધારેને આપવા પ્રયત્ન કરવો નહીં. ઓરડામાં હવા અજવાળાની પુરતી જોગવાઈ રાખવી.

(અપુર્ણ.)

# ફિચનાં ભાષણોનો સાર.

### અંકગણિત (વિદ્યા).

ગણવા માપવાની કળાનો શિક્ષકે કેળવણીના કામમાં કેમ ઉપયોગ કરવો એ બાબત આપણે આગળ નિયમ આપ્યા છે. હવે અંકગણિત વિદ્યા છે અને વ્યવહારિક કામ કરતાં પણ મન કેળવવા માટે વધારે ઉપયોગી છે એ બતાવીશું.

બુદ્ધિકાર્યનો મુખ્ય ઉદ્દેશ સત્ય સંપાદન કરવાનો છે, અને નિશાળે જવાની એક મતલબ એ કેમ પ્રાપ્ત કરવું તે શિખવાની છે.. કોઇ વસ્તુ સંબંધી હકીકત મગજમાં ભરવાથી એ મતલબ પાર પડતી નથી. મૂર્ખ અને ડાહ્યા માણસનો તફાવત તે કેટલું જાણેછે તેથી નહીં, પણ કેવી રીતે જાણેછે તેથી પડેછે. અંકગણિત એક વિદ્યા છે, અને વિદ્યાનો અર્થ કોઈ જ્ઞાન કરે, પણ દરેક પ્રકારનું જ્ઞાન વિદ્યા નથી. વાસ્તવિક જોઇએ તો વિદ્યા એટલે વ્યવસ્થિત જ્ઞાન; પદાર્થ, હકીકત અને બનાવોના ખરા સંબંધોનું-તેમનાં કારણ પરિણામનું જ્ઞાન; અર્થાત્ આ અસ્થિર જીંદગી વિષે જે પૃથક પૃથક કૃતિઓ થાયછે તે કોઈ મહાન અને નિત્ય નિયમને અનુસરી બનેછે એવું ભાન: ઘણી બાબતો કે સૂત્રોનો મુખપાઠ કરવાથી માણસ બુદ્ધિમાન કે વિચારવંત થતો નથી. પ્રત્યેક જાણવા યોગ્ય હકીકત કોઈ સામાન્ય સત્ય સાથે સંબંધ રાખેછે; એવા સામાન્ય નિત્ય સત્ય સાથે પૃથક સત્યોનો સંબંધ ખોળી—જોડી બતાવવો એ વિદ્યાનું કામ છે. દાખલા તરીકે, ઇતિહાસની કોઈ હકીકતનો રાજ્યનીતિના, અર્થ શાસ્ત્રના, કે નીતિ શાસ્ત્રના કોઈ નિયમ સાથે સંબંધ સમજાય નહીં ત્યાં સુધી તે હકીકત શિખેલી વ્યર્થ છે; તેજ પ્રમાણે વ્યાકરણના કોઈ નિયમનો ભાષાશાસ્ત્ર સાથે સંબંધ સમજ્યા વિના તે

નિયમ ગોખવો એ નિરર્થક છે. આ ભેદ સર્વત્ર લાગુ પડેછે અને શિક્ષકે હમેશ મનમાં રાખવો જોઇએ. જે વિશેષ વાતો જાણવામાં કે અનુભવમાં આવે તે દુનિયાનાં સામાન્ય સત્યોને સંબંધે સમજતાં શિખવાની જરૂર છે. શિક્ષણ એવી રીતે આપવું જોઇએ કે શોધક બુદ્ધિ ખીલે, સત્ય પર પ્રીતિ થાય, અને ચોકસપણે વિચાર કરવાની ટેવ પડે. આ હેતુ પાર પડે તેવી રીતે અંકગણિત શિખવાશે તો એના દેખીતા તાત્કાલિક ઉપયોગ કરતાં ઘણો વધારે લાભ થશે, અને બાળકોને સંખ્યા સંબંધી વ્યાજબી વિચાર કરતાં આવડશે એટલુંજ નહીં, પણ તેમની બીજા દરેક વિષયની સમજ ઉપર અસર થશે.

અત્રે વિચારક્રમના બે પ્રકાર વિષે લખવાની જરૂર છે. કેટલાક વિષયમાં બાળક પ્રથમ છુટક છુટક બાબતો શિખેછે, પછી આગળ ચાલેછે તેમ તે બાબતોને એકઠી કરી તેમનું મળતાપણું જુએછે, અને છેવટ તે બધીનો સમાસ થાય તેવા સામાન્ય નિયમ પર આવેછે. આ જાતના વિચારક્રમને એકીકરણ કે સંયોગીકરણ કહેછે. નૈયાયિકો તેને વ્યાપ્તિ કહેછે. એથી ઉલટું, કેટલાક વિષય શિખતાં આપણે પ્રથમ કોઈ મોટા સામાન્ય સત્યથી શરૂઆત કરી જે છુટક છુટક અનુમાન તેમાંથી નિકળતાં હોય તેપર આવીએ છીએ. આ પ્રકારના વિચારક્રમને અનુમિતિ, પરામર્શ, કે પૃથક્કરણ નામ આપેલું છે. સંયોગીકરણ કે વ્યાપ્તિમાં આપણે પૃથક વાતો પરથી સામાન્ય નિયમ ઉપર આવિયે છિયે; પૃથક્કરણ કે પરામર્શમાં સામાન્ય નિયમ ઉપરથી પૃથક વાતો ગ્રહણ કરિયે છિયે. ધારો કે કોઈ સખસ પોતાના પાડોશીનો કાળ થયેલો જુએ છે, પછી પોતાનાં માબાપ કે સગાં સંબંધી મરી ગયાં હોય એ વાત સંભારેછે, વળી પૂર્વનો વૃત્તાન્ત વાંચેછે, અને એ સઘળા ઉપરથી સિદ્ધાન્ત બાંધેછે કે માણસ માત્ર મૃત્યુવશ છે. આ વિચારક્રમ વ્યાપ્તિ કે એકીકરણનું દૃષ્ટાંત છે. હવે ધારો કે આ સામાન્ય સિદ્ધાન્ત સ્વીકારી તે મનન કરેછે, અને પોતે મનુષ્ય છે માટે પોતે પણ મરણવશ છે એવું અનુમાન કરે છે. આમાં સામાન્ય સત્ય ઉપરથી તે પૃથક વાતપર આવ્યો માટે તેણે પૃથક્કરણ કે અનુમિતિ ન્યાયે વિચારક્રમ બાંધ્યો એમ કહેવાય

છે. વ્યવહાર અને વિદ્યાભ્યાસમાં દરેક માણસને ઉપર કહેલા બે જાતના વિચાર ક્રમમાંથી કોઈ વખત એકનો અને કોઈ વખત બીજાનો ઉપયોગ કરવાની જરૂર પડેછે. કેળવણીનું મુખ્ય કામ બુદ્ધિને એવી રીતે કેળવવાનું છે કે બેમાંથી જે જાતના વિચારક્રમની જરૂર પડે તે ભૂલ વગર ચલાવતાં આવડે, કે તેથી પૃથક હકીકત રજુ થઈ હોય તે ઉપરથી જે સામાન્યાધિગમો (સામાન્ય નિયમ) કાઢવામાં આવે તે ખરાં પડે, અને સામાન્ય નિયમ કે હકીકત ઉપરથી જે અનુમાનો કરવામાં આવે તે અપૂર્ણ અનધિકૃત નહીં પણ સત્ય નિવડે.

અંકગણિત અને ભૂમિતિનો વિદ્યા તરીકે વિચાર કરતાં જણાશે કે તેમાં બેઉ જાતના વિચારક્રમનાં દૃષ્ટાંત આવેછે. જો આપણે કોઈ દાખલો અનેક રીતે અજમાવીને કરીએ અને પરિણામ આવેથી નક્કી કરીએ કે તે કરવાની અમુક રીતજ ઉત્તમ છે તો તે પરિણામ વ્યાપ્તિ ન્યાયે આવ્યું ગણવું. એથી ઉલટું, વ્યાખ્યા અને પ્રસક્ષ પ્રમાણો પ્રથમ લઈ તે આધારે સિદ્ધાન્ત સિદ્ધ કરીશું તો તેમ કરવામાં અનુમિતિક્રમનો ઉપયોગ થશે. અનુમિતિક્રમ અંકગણિત અને ગણિતશાસ્ત્રના બીજા વિષયોનો ખાસ ક્રમ છે. પદાર્થ વિજ્ઞાનથી વ્યાપ્તિક્રમની ખાસ કેળવણી મળેછે, કારણ કે તેમાં પ્રસક્ષ પ્રમાણ કે સ્વીકૃત પક્ષથી શરૂ કરવાનું હોતું નથી, પ્રત્યેક બનાવનું અવલોકન કરી અનુભવ દ્વારા અનુમાન કરવાની જરૂર પડેછે. અંકગણિત અને ભૂમિતિમાં તેમ નથી. સંખ્યા અને અવકાશનાં જે મૂળતત્વો ઉપર અંકગણિત અને ભૂમિતિનો આધાર છે તે સાદાં અને સ્વતઃસિદ્ધ છે, અને તે વિષે વાદવિવાદ કે શંકાનો પ્રસંગ રહેતો નથી. તેથી જે વિષયોમાં સર્વમાન્ય ન હોય તેવી પ્રતિજ્ઞા લઈ અનુમાન કરવું પડેછે તેના કરતાં શુદ્ધ અનુમિતિ ન્યાયના અભ્યાસ માટે આ વિષયો વધારે યોગ્ય છે.

દૃષ્ટાંત તરીકે 'બે સીધી લીટીઓ અવકાશ ઘેરતી નથી' એવું અવકાશ ગુણ સૂચક ભૂમિતિનું પ્રસક્ષ પ્રમાણ લઇશું, અથવા "કોઈ સંખ્યાને એક પછી એક બે સંખ્યાવડે ગુણવી એ બે સંખ્યાના ગુણાકારે ગુણવા બરાબર છે" એવું સંખ્યા ગુણસૂચક અંકગણિતનું મૂળતત્વ

લઇશું તો કહેતાની સાથે તેનું સત્ય જણાઈ આવશે; એ વિષે શંકા કે મતભેદ થશે નહીં, સમજ્યા કે તરત તે કબુલ રાખીશું. અંકગણિત અને ભૂમિતિનાં બીજાં મૂળતત્ત્વોનું પણ તેવુંજ છે. એવા સામાન્ય સત્યમાં અમુક વાતનો સમાસ થાયછે એમ સાબિત થયું કે તે વાતના સત્ય બાબત પણ શંકા રહેતી નથી.

(અધુરૂં.)

---

# बाळ खेल.

## નાનડિયા સીપાઈ.

### (ઇંગ્રેજી ઉપરથી)

(એકની પાછળ બીજી એમ બે હારોમાં બાળકને ગોઠવવાં. શરીરના હાવભાવ કરતાં અડચણ પડે નહીં એટલું એ હારો વચ્ચે છેટું રાખવું. જે જે ભાવ કરવાના છે તે બધાં બાળકે સાથે કરવા. આ ગીત ગાતાં ગાતાં બાળકો લશ્કરની ટુકડીની માફક ચાલી પણ શકશે. વાવટાના અને તેના જેવા વિવિધ ઉદ્યોગ પછી પણ તે ગવાશે. બાળવર્ગને કઠણ પડે તો પહેલા બીજા ધોરણમાં નભી શકશે).

(ઉદ્ધાર છંદ.)

રંગીલા ઉમંગી સીપાઈ નાનડિયા [૧]અમે આ ભાઈ.
[૨]પડઘમ ટમકતાં [૧]અમ લોક જોવા મળે થોકે થોક.
[૩]માપી માપી ચાલી ચાલ, [૪]આપી આપી પાયે તાળ,
[૫]ભણુગાં ફૂંકિયે ભલી ભાત તુતુતૂ શરથી સુર સાથ.
રંગીલા ઉમંગી સીપાઈ [૬]શૂરા સૌ [૧]અમે આ ભાઈ.

---

૧ પોતાના ભણી હાથ કરીને બતાવો.
૨ પડઘમ વગાડતા હો એમ કરી બતાવો.
૩ માપસર પગ ઊપાડો.
૪ પગના ધબકારાથી તાળ આપો.
૫ બગલમાંથી ભણુગું કાઢી મ્હોએ ફૂંકતા હો એમ કરી બતાવો.
૬ છાતી કાઢી અક્કડ ઊભા રહો.

[7]ફરરરર વાવટા ફરકે યે, [8]છોળે હૈયું એમ હરખે યે.
[9]લટકાવી જ ભભકા ભેર કમરે ચળકતી સમશેર;
[10]તે ચમકાવિયે આ વાર લડવાને [11]અમે તૈયાર.
રંગીલા ઉમંગી સીપાઈ [11]સાચા સૌ [11]અમે આ ભાઈ.
[12]તાકી ચોટ બંદુક ચટ્ટ [13]ફોડિયે ફડાફડ ફટ.
[14]જશના ચાંદ રૂડી રીત મેળવિયે અમે કરી જીત.
ને વશિયે સદા સુખ માંહિ રંગીલા ઉમંગી સીપાઈ.

કે૦ હ૦ ધ્રુવ.

---

# બાળવર્ગ માટે વિવિધ ઉદ્યોગ.

## રંગિત વાવટા.

આ ઉદ્યોગ છેક નાનાં બાળકોને માટે છે. એના બે હેતુ છે, ૧. છોકરાંને મૂળ અને મિશ્ર રંગ શિખવવાનો, ૨. તેઓ ધ્યાન આપે અને હુકમ કરતાંને વાર તૈયાર થાય એવી ટેવ પાડવાનો. પાઠ હમેશ ટૂંકો રાખવો, નહિતો વાવટાપરથી તેમનો મોહ ઉતરી જશે.

વાવટા ૬ ઇંચ લાંબા અને ૪ ઇંચ પહોળા રંગિત કાગળના કરી એક ફુટ લાંબી લાકડીઓને છેડે ચોંટાડવા. રંગ સારા અને માત્ર મૂળ અને મિશ્ર હોવા જોઇએ.

---

૭ હવામાં રૂમાલ અથવા વાવટા આપ્યા હોય તો તે હલાવો.
૮ મ્હો મલકાવો.
૯ કમરે તરવાર લટકતી હોય એમ ડાબે પડખે ડાબો હાથ મૂકી બતાવો.
૧૦ તરવાર ખેંચી હવામાં ચમકાવતા હો એમ હાથનો ચાળો કરી બતાવો.
૧૧ અડગ ઊભા રહો.
૧૨ ડાબા હાથના પંજાથી બંદુક બનાવી નિશાન તાકતા હો એમ કરી બતાવો.
૧૩ બંદુકના ભડાકાને ઠેકાણે ચપટી વગાડો.
૧૪ છાતી તરફ આંગળી કરી ચાંદ લટકતો હોય એમ બતાવો.

દરેક હારમાં જેટલાં છોકરાં હોય તેટલા વાવટા તે હારને છેડે મૂકવા. શિક્ષક નિશાની કરે કે તુરત છોકરાંએ હાથોહાથ વાવટા એક બીજાને આપી દેવા. દરેક છોકરે પોતાનો વાવટો એમાંથી જરાક ઊંચો રહે એવી રીતે જમણા હાથમાં ઝાલવો. "રંગનાં નામ દો" એવું શિક્ષક કહે કે તુરત છોકરાંએ વારા ફરતી ઊભાં થઈ પોત પોતાનો વાવટાનો રંગનાં નામ મોટે અને સ્પષ્ટ સાદે દેવાં—જેમકે રાતો, લીલો, પીળો, ઇત્યાદિ. કોઈ છોકરું ભૂલ કરે તો તેનો વાવટો લઈ લેવો. થોડો મહાવરો થયા પછી છેક નાનાં છોકરાં પણ ઉતાવળે અને બહુ હોંસથી રંગનાં નામ દેતાં શિખશે. તેમને પોતાના વાવટા ખોવા ગમશે નહિ તેથી તેઓ ધ્યાન આપશે.

પછી શિક્ષક એક રંગનું નામ દે એટલે તે રંગના વાવટા જે છોકરાંની કને હોય તેમણે ઝટ ઊભાં થઈ પોતાના વાવટા હલાવવા અને બેશી જવું. એમ બધા રંગનાં નામ બે ત્રણ વાર આવી જવાં જોઇએ. દરેક છોકરાંને જુદા જુદા રંગના વાવટા મળે તેટલા માટે તે અદલ બદલ કરાવવા.

આ પાઠ જુદી જુદી રીતે આપી શકાય. ઉદાહરણ, શિક્ષકે જે છોકરાંની કને રાતા વાવટા હોય તેમને ઊભાં થવાને કહેવું, અથવા તેમની કને આ પ્રમાણે કહેવડાવવું,—"મારી કને રાતો વાવટો છે; અને રાતો એ મૂળ રંગ છે," ઇત્યાદિ. જે છોકરાંની કને પીળા અને અસ્માનીની વાવટા હોય તે બધાંને ઊભાં કરી પૂછવું કે અસ્માની અને પીળો રંગ ભેળવ્યાથી કયો રંગ બનેછે? એ બે રંગ એકઠા કરવાથી લીલો રંગ થાયછે એમ તેમને શિખવવું. પછી જે છોકરાંની કને લીલા વાવટા હોય તેમને ઊભાં કરવાં. બાકીના મૂળ રંગો ભેળવ્યાથી બીજા મિશ્ર રંગ થાયછે તેમનાં નામ પણ ઉપરની રીતે દેવાં. છેવટ જે છોકરાંની કને મૂળ (રાતા, પીળા, અસ્માની) રંગના વાવટા હોય તેમને ઊભાં કરી અને પછી જેમની કને મિશ્ર (નારંગી, લીલા, જાંબુઆ) રંગના વાવટા હોય તેમને ઊભાં કરી પાઠ પૂરો કરવો. ત્યાર કેડે જે છોકરાંની કને વાવટા રહ્યા

[7]ફરરરર વાવટા ફરકે યૂ, [8]ઊછળે હૈયું એમ હરખે યૂ.
[9]લટકાવી જ ભભકા ભેર કમરે ચળકતી સમશેર;
[10]તે ચમકાવિયે આ વાર લડવાને [11]અમે તૈયાર.
રંગીલા ઉમંગી સીપાઈ [11]સાચા સૌ [1]આમે આ ભાઈ.
[12]તાકી ચોટ બંદુક ચટ્ટ [13]ફોડિયે ફડાફડ ફટ્ટ.
[14]જશના ચાંદ રૂડી રીત મેળવિયે અમે કરી જીત.
ને વશિયે સદા સુખ માંહિ રંગીલા ઉમંગી સીપાઈ.

કે૦ હ૦ ધ્રુવ.

---

# બાળવર્ગ માટે વિવિધ ઉદ્યોગ.

## રંગિત વાવટા.

આ ઉદ્યોગ છેક નાનાં બાળકોને માટે છે. એના બે હેતુ છે, ૧. છોકરાંને મૂળ અને મિશ્ર રંગ શિખવવાનો, ૨. તેઓ ધ્યાન આપે અને હુકમ કરતાંને વાર તૈયાર થાય એવી ટેવ પાડવાનો. પાઠ હમેશ ટૂંકો રાખવો, નહિતો વાવટાપરથી તેમનો મોહ ઉતરી જશે.

વાવટા ૬ ઇંચ લાંબા અને ૪ ઇંચ પહોળા રંગિત કાગળના કરી એક ફુટ લાંબી લાકડીઓને છેડે ચોંટાડવા. રંગ સારા અને માત્ર મૂળ અને મિશ્ર હોવા જોઇએ.

---

૭ હવામાં રૂમાલ અથવા વાવટા આપ્યા હોય તો તે હલાવો.
૮ મ્હો મલકાવો.
૯ કમરે તરવાર લટકતી હોય એમ ડાબે પડખે ડાબો હાથ મૂકી બતાવો.
૧૦ તરવાર ખેંચી હવામાં ચમકાવતા હો એમ હાથનો ચાળો કરી બતાવો.
૧૧ અડગ ઊભા રહો.
૧૨ ડાબા હાથના પંજાથી બંદુક બનાવી નિશાન તાકતા હો એમ કરી બતાવો.
૧૩ બંદુકના ભડાકાને ઠેકાણે ચપટી વગાડો.
૧૪ છાતી તરફ આંગળી કરી ચાંદ લટકતો હોય એમ બતાવો.

એક જામફળનાં બે અડધીઆં કરી દરેક અડધીઆના બે સરખા ભાગ કરૂં તો મારી કને કેટલા ભાગ થાય? જવાબ—૪.

દરેક ભાગને ચતુર્થાંશ કે ચોથિયું કે પા કહેછે.

એક જામફળ કરવાને કેટલાં ચોથિયાં કે પા જોઇએ?

ટીકા—છોકરાંને અર્દ્ધ, તૃતીયાંશ, અને પા શબ્દોથી જાણીતાં કરવાની, તથા તેમની કને કોઈ આખી વસ્તુનો, જેમકે કાગળ, લાકડા, વગેરેનો અમુક ભાગ લેવડાવી તેઓ વિષે તેમના મનમાં ચોક્કસ વિચાર ઉતારવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. અપૂર્ણાંક નિશાળાં ન હોતાં તેમનો માત્ર લીધેલી એક વસ્તુ જોડે સંબંધ છે એવું છોકરાં ગણે તેટલા માટે બનતાં લગી જુદી જુદી જાતની વસ્તુ લેવી.

જુદી જુદી ત્રણ વસ્તુઓ લઈ તેમાંની એકના બે સરખા ભાગ, બીજીના ત્રણ, અને ત્રીજીના ચાર સરખા ભાગ કરવા; તેમના ત્રણ જથા કરી છોકરાંને અર્દ્ધ, તૃતીયાંશ, બે તૃતીયાંશ, પા, બે પા, અને ત્રણ પા બતાવવાને કહેવું. જામફળ, નાની સોટી, અથવા ધંન ચાલશે. અર્દ્ધ મોટો કે તૃતીયાંશ મોટો, તૃતીયાંશ મોટો કે ચતુર્થાંશ મોટો, બે તૃતીયાંશ મોટા કે ત્રણ ચતુર્થાંશ મોટા, ઇત્યાદિ પ્રશ્નો પૂછીને તેમની કને કદના સંબંધમાં જુદાં જુદાં અપૂર્ણાંકોનો મુકાબલો પણ કરાવરાવવો. એમ કરાવવાનો હેતુ હાલ ઘણીજ ચોક્સાઇથી ફેર શોધી કહાડતાં શિખવવાનો નથી. તૃતીયાંશ કરતાં અર્દ્ધ વધારે, ચતુર્થાંશ કરતાં તૃતીયાંશ વધારે, બે તૃતીયાંશ કરતાં ત્રણ ચતુર્થાંશ વધારે, ઇત્યાદિ તે જાણે તો બસ; કારણ કે હરકોઈ એક વસ્તુના ભાગ જેમ વધારે તેમ તેઓ વધારે નાના.

---

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૮ મો.

### નિશાળના ઓરડાના ભાગોનું અને તેમાંના પદાર્થોનું એક બીજાથી અંતર.

શિક્ષકે છોકરાંને નિશાળના ઓરડાનો નકશો બતાવી પૂછવું કે એ

શું દર્શાવે છે ? નિશાળનો ઓરડો. આ પરથી ઓરડા વિષે શું જાણુ-વામાં આવેછે ? આકાર. આકાર શાથી બને છે? સીમાથી. લીટીઓ કેટલી છે ? ચાર. નિશાળના ઓરડાના આ નકશાપરથી બીજું શું જાણવામાં આવેછે ? જુદા જુદા ભાગોનાં સ્થળ. કોઇ ભાગ ક્યાં છે તે તમે શીરીતે બતાવશો ? તે ભાગ ઉત્તરે, દક્ષિણે, પૂર્વે કે પશ્ચિમે છે એમ તમે કહેશો. તો મુખ્ય દિશાઓના* સંબંધમાં ઓરડાના ભાગો અને તેમાંની વસ્તુઓનાં સ્થળ તમે શિખ્યા. નિશાળના ઓરડાના નકશાપરથી તમે બે બાબત શિખ્યા તે હવે કહી જાઓ. સીમાવડે દોરેલો ઓરડા-નો આકાર અને મુખ્ય દિશાઓના સંબંધમાં તેના ભાગોનાં અને તે-માંની વસ્તુઓનાં સ્થળ. બધા સાથે બોલો. નિશાળના ઓરડાના આ ચિન્હને નિશાળના ઓરડાનો નકશો કહેછે. હવે આઘેની અને પાસેની વસ્તુઓનાં અંતર વિષે આપણે આજે વાત કરીશું. કઇ બે વસ્તુ એક એકની પાસે છે? કઇ બે વસ્તુ ઘણી દૂર છે? ચ્યાલરીની થરમાં કઇ વસ્તુ છે ? ગ્યાલરી અને કબાટની લગભગ વચ્ચોવચ્ચ કઇ વસ્તુ છે ? ઓરડાનો મધ્ય ભાગ ક્યાં છે? ઓરડાના કિયા ભાગો તેના મધ્ય ભા-ગથી ઘણે છેટે છે? ઓરડાના મધ્ય ભાગ અને છેડાનો વચલો ભાગ ક્યાં છે? ઓરડાના મધ્ય ભાગથી તેના છેડા બાજૂઓ કરતાં કેટલા દૂર છે? જુઓ, હું ફુટપટીથી માપુંછું. એ રીતે છોકરાંની કને ઓરડાના જુદા જુદા ભાગોનાં અને તેમાંની વસ્તુઓનાં એક એકથી અંતર આ-પવા સ્થળ નક્કી કરાવવાનો શિક્ષકે પ્રયત્ન કરવો. તેણે એક છોકરાને એક બાજૂએ વચ્ચોવચ્ચ, બીજા છોકરાને મધ્યભાગની અને છેડાની વચ્ચોવચ્ચ, એમ જુદે જુદે ઠેકાણે ઉભા રહેવાને પણ કહેવું.

---

## જૂની ગુજરાતી—गद्य कथासंग्रह.

(સાંધણ પૃ. ૩૨ ના પૃ. ૨૪૧ થી.)

પૂર્વે કહેવામાં આવ્યું કે મહાકવિ પ્રેમાનંદ થયા તે પછી ભા-ષાનું સ્વરૂપ બહુધા બદલાયું નથી. આનું કારણ તે પ્રતાપી મહાકવિની

---

છોકરાંના * શબ્દો મોટા અને કાળા છાપ્યા છે તે છોકરાંની કને કહેવડાવવા.

રસમયવાણી છે. ભાષામાત્રમાં એમ બનતું જ આવ્યું છે; કે એક સમર્થ વિદ્વાન જે બોલીમાં લખી ગયો તે બોલી વગર વિકારે પછીથી પણ ભાષારૂપે સ્થિર રૂપ ધારણ કરી પ્રચાર પામેછે. આપણા વિદેશીય રાજ્કર્તાઓની ઇંગ્રેજી તે સર્વાનુભવરસિક શેક્સપીયરની પ્રસાદી છે; મહાકવિ કાલિદાસ આદિની સુભાષિતરૂપી થાપણનો ચક્રવૃદ્ધિ વધારો તે ગિર્વાણવાણી છે; પરમકારૂણિક બુદ્ધદેવના વચનામૃતના સિંચનથી ચિરંજીવ બનેલું નવપલ્લવ વૃક્ષ તે પવિત્ર પાલી ભાષા છે; અને રસેશ પ્રેમાનંદે અલૌકિક સિદ્ધિથી જમાવેલા રસથી ઘડાયલી પૂજનીય પ્રતિમા તે આપણી અર્વાચીન ગુજરાતી છે.

ભાષાશોધના અરૂણોદયમાં આડે આવતા શંકા અને અજ્ઞાનના ધુમ્મસના આવરણને ભેદી गद्य कथासंग्रहના બીજા રશ્મિ તરીકે वेताल पंचवीशी હવે અમે ચલાવિયે છિયે. આ કથાસંગ્રહની કથાઓનો ક્રમ પૈશાચી बृहत्कथा ઉપરથી થયેલા સંસ્કૃત कथासरित्सागरમાંની वेताल पञ्चविंशतिथी જૂજ સ્થળે જ જૂદો પડે છે. કથાઓ એની એ જ જોવામાં આવે છે. આથી જિજ્ઞાસુને સંસ્કૃત મૂળ સાથે ગુજરાતી ગદ્ય સરખાવવું સુગમ પડશે. પૂર્વે આપેલી કથાઓમાં આવેલા વિલક્ષણ પ્રાચીન પ્રયોગ સમર્થનમાં ઉપયોગી થાય એવી અથવા તો બીજા પ્રાચીન અજ્ઞાત પ્રયોગ દૃષ્ટિગોચર કરે એવી જૂજ કથા જ અમે આમાંથી લેઇયે છિયે.

## [1]दानवीर [2]महासत्त्व जीमूतवाहन ।

मिलयाचल एहवइ नामि नगर । तिहां जीमूतकेत एहवइ नामि राजा । पणि ते अपुत्रीउ । पछइ तीणइ पुत्र नइ अर्थि कल्पवृक्ष रोप्यू । ति कल्पवृक्ष तूठ* । जीमूतवाहन एहवइ नामि पुत्र हौउ । महा महोत्सव प्रवर्त्युं । ते राजा राज्य करतां लोक अपार सुखीं हौआ । [3]उपसर्गनु भय नही ।

* અસલ તૂંઠુ.

૧ બહુ દાતાર. ૨ ભારે ધીરજવાળો, સાહસિક. ૩ આફત.

[4]परचक्रनु भय नहो । [5]कामवर्षी मेघ । [6]सस्यवती [7]मही । गाय [8]घटोध्नी । वृक्ष सदाइ फलइ । स्त्री सघली पतिव्रता । तीणइ जीमूतवाहनि पृथ्वी सघली [9]ऊरण कीधी । [10]समृद्ध राज्य जाणी नइ गोत्रीइ[11] विमासूं जे एहनूं राज्य लीजइ । *वीजे समयइ गोत्रीए आवी नइ नगर वीट्यूं । जीमूतकेति एहवूं कहूं । अहो पुत्र ! किम करीशि । गोत्रक्षय करी आपणूं राज्य राखीइ । पुत्र जीमूतवाहन बोल्यु ।

श्लोक ।

[12]अनित्यस्य शरीरस्य सर्वं दोषमयस्य च ।
दुर्गन्धस्य कृते नाहं पापं कुर्यां कथंचन ॥*

[13]आगइ राजा युधिष्ठिरनइ पश्चात्ताप ऊपनु। एहवूं विमासी जीमूतवाहन इ पिता संघाति राज्य मूकी नइ ग्यु । वन माहि ऋषि नइ आश्रमि ग्या ॥

( અધુરૂં. )

# ડ્રોઇંગ.

આ વિષય શિખવવા સંબંધી થોડા વખતપર મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી કેટલીક સૂચનાઓ ઇંગ્રેજીમાં આવેલી તેમનું ગુજરા-

---

* અસલ बीजेइ गोत्रीए. *અસલ પ્રતમાં આ ઠેકાણે નીચેના બે અશુદ્ધ સ્લોક જોવામાં આવે છેઃ— अनित्यस्य शरीरस्य सर्वं दोषमयस्य च । दुर्गन्धस्य कृतमस्य नाहं पाप करोमि च ॥ १ ॥ गोशतादपि गोक्षीरं माणं मूढशतानि च । मन्दिरे मर्कर्क स्थानं करपार्थ बान्धवा हनम् ॥ २ ॥

---

૪ દુશ્મનની પીડા. ૫ ઈચ્છા પ્રમાણે વર્ષતો. જોઇતો જોઇતો વર્ષતો. ૬ બહુ ધાન્ય આપનારી, ફળરૂપ. ૭ પૃથ્વી, જમીન. ૮ ઘડા.જેવડા આંચળવાળી, દૂધથી ભરેલા આંચળવાળી. ૯ ઋણ-રણથી મુક્ત. ૧૦ આબાદ. ૧૧ કુટુંબી, પિત્રાઈ. ૧૨ વાત, પિત્ત અને કફ એ દોષથી અથવા બધાંએ પાપથી ભરપૂર-ગંધાતા-નાશવંત દેહની ખાતર હું કેમે પાપ કરનાર નહિ', એવો અર્થ છે.

૧૩ મહા 'ભારતના યુદ્ધમાં કૌરવો મરાયા બાદ પૂર્વે યુધિષ્ઠિરને પણ પશ્ચાત્તાપ થયો હતો એ વાત મનમાં લાવી જીમૂતવાહન રાજ્ય છોડી બાપ સાથે વનમાં ગયો.

તી ભાષાંતર ડ્રોઇંગના શિક્ષકો તથા વિદ્યાર્થીઓને માટે નીચે આ-પીએ છીએ.

## ૧. ચિત્રપરથી ફ્રી હેન્ડ રૂપરેખા ડ્રોઇંગ.

**વ્યાખ્યા**—ફ્રી હેન્ડ ડ્રોઈંગ એટલે માપ્યા વગર, ટ્રેસ* કર્યા વગર, અથવા ભૂમિતિનાં ઓજારોનો ઉપયોગ કર્યા વગર કેવળ હાથે ચિતરવું.

**અભ્યાસનો હેતુ**—ફ્રી હેન્ડ રૂપરેખા ડ્રોઇંગનો મહાવરો કરવાનો મુખ્ય હેતુ એ છે કે (૧) હરકોઇ પદાર્થના આકાર અને પ્રમાણોનો બરાબર અડસટ્ટો ઉતાવળે કરવાને આંખ કેળવાય, તથા (૨) આંકણી,કંપાસ, ટ્રેસ કરવાનો કાગળ, અને એવાંજ કેવળ યાંત્રિક સાધનોની મદદ વગર કાગળ ઉપર (અથવા બીજા યોગ્ય સમતલ પૃષ્ઠ ઉપર) છૂટથી પદાર્થોનાં ચિત્ર કહાડવાને હાથ કેળવાય.

તમામ ફ્રી હેન્ડ ડ્રોઇંગને લગતો નિયમ એ છે કે "પ્રથમ ચિત્ર કહાડવું અને પછી તે ખરૂં ખોટું તપાશી ખાતરી કરવી." વિદ્યાર્થીઓએ આંખે જોઇને ચિત્ર કહાડતા પહેલાં માપવું નહિ, કારણ કે એમ કરવાથી માપનો વિચાર બાંધવાને આંખ કેળવાશે નહિ. વળી તેમણે આંકણી અને કંપાસ વતી ચિત્ર કહાડવું નહિ, કારણ કે એમ કરવાથી માપનો વિચાર બાંધવાને અને એવી મદદ વિના ચિત્ર કહાડવાને હાથ કેળવાશે નહિ. પરંતુ નમૂનાની અથવા નમૂનાની પહેલી મુખ્ય લીટીઓની છૂટથી નકલ કરવાને આંખ અને હાથ બરાબર કસાય ત્યાર પછી વિદ્યાર્થીએ માપવું, દોરવું, અને ટ્રેસ કરવું; તથા તે પોતાનું ચિત્ર ખરૂં છે કે કેમ તે તપાશી ખાતરી કરી શકે અને જે ચિત્ર જુએછે તેની આબેહૂબ નકલ થતાં સુધી તેને સુધારી શકે તેટલા માટે તેને એમ કરતાં શિખવવું.

ફ્રી હેન્ડથી દોરવાને પ્રથમ જે નમૂના આપવામાં આવે તે ભૂમિતિની સાદી લીટીઓ અને વિદ્યાર્થી જાણીતો થયો હોય અથવા સહેલથી શિખી શકે એવી ચોકસ પ્રમાણોની આકૃતિઓ હોવી જોઇએ, કે

---

* ચિત્રપર આરપાર દેખાય એવો ઝીણો કાગળ મૂકી તેપર ચિત્ર દોરી કહાડવું તેને ટ્રેસ કરવું કહેછે.

પોતાનું ચિત્ર ખરૂં છે કે કેમ તે તપાશી સહેલથી ખાતરી કરી શકે. એ આકૃતિઓ તેણે બનતાં લગી અગાઉ ભૂમિતિના વર્ગમાં આંકણી અને કપાસવતી દોરેલી હોવી જોઇએ. તેમ હશે તો તે રચના શિષ્યો હશે અને બરાબર અને શુદ્ધ દોરેલી આકૃતિઓથી જાણીતો થયો હશે.

વિદ્યાર્થી ભૂમિતિનાં સાદાં પ્રમાણોનો વિચાર બાંધી શકશે તેવારે તેને ચોકસ ધોરણ હાથ લાગી તેવતી વિષમ પ્રમાણોનાં માપ વધારે સહેલાઇથી કરી શકશે.

એમ ફ્રી હેન્ડથી ભૂમિતિનાં માપ અને લક્ષણવાળી આકૃતિઓનાં ચિત્ર કહાડવાનો મહાવરો થયા કેડે વિદ્યાર્થીએ વિષમ પ્રમાણોવાળી અને ભૂમિતિ રચના સિવાયની રચનાવાળી આકૃતિઓની નકલ કરવી.

એવી આકૃતિઓનાં ચિત્ર કહાડતાં શિખવામાં મુખ્ય પ્રમાણો ભણી તથા રચનાનાં સ્વાભાવિક અને શિલ્પી મૂળતત્વો ભણી લક્ષ આપવું જોઇએ. એ આકૃતિઓને ભૂમિતિનાં પ્રમાણો આપવાનો પ્રયત્ન કરવો નહીં, તેમજ ભૂમિતિના ભાગો પાડી અને ભૂમિતિનાં બિંદુઓ માંડી વાસ્તવિક સ્વરૂપના અવલોકન પરથી વિદ્યાર્થીની દૃષ્ટિ ખસેડવી ન હીં, કારણ કે એ ભાગોનો અને બિંદુઓનો આકૃતિઓ જોડે સ્વાભાવિક સંબંધ નથી.

હરકોઈ નમૂનામાં બિંદુઓ નક્કી કર્યાથી તેનું ચિત્ર, કહાડવું વધારે સહેલું પડેછે, પરંતુ તેને ટ્રેસ કરવું એથીએ વધારે સહેલું છે; એ બંને પદ્ધતિની સામે સરખોજ વાંધો છે, તે એ કે વિદ્યાર્થી એ રીતે ફ્રી હેન્ડથી ચિત્ર દોરતાં શિખી શકશે નહિ.

માર્ગદર્શક લીંટીઓની બેશક જરૂર છે, અને તેઓનો કેવી રીતે ઉપયોગ કરવો તે શિક્ષકે બતાવવું. વળી આકૃતિઓના જુદા જુદા ભાગની વચ્ચેનું દેખાઇતું પ્રમાણ અથવા પરસ્પર સંબંધ, જેમકે અમુક લીંટી આકૃતિના મધ્ય ભાગમાં છે, બીજી લીંટી ઉપલા ભાગથી ચતુર્થાંશ છે, એક અવકાશ બીજા અવકાશથી બમણો પહોળો છે, ઇત્યાદિ શિક્ષકે ન બતાવવાં એવું પણ કહેવાનો હેતુ નથી, પરંતુ પાઠનો હેતુ ધૂળ ન મળતાં વૃદ્ધિ પામે તે રીતે ચિત્ર કહાડવાં જોઇએ.

આ દેશમાં પુષ્કળ કોતરકામ જોવામાં આવેછે તે લક્ષમાં લેતાં

હિંદના જુવાન વિદ્યાર્થીઓની કને હિંદી ઢબનાં કોતર કામપરથી લીં નમૂનાનાં ચિત્ર કઢડાવવાં ઠીક પડશે. વળી નકલ કરવાના નમૂના શણ: યુક્ત નહોતાં સ્વાભાવિક હોય ત્યારે વિચિત્ર અને પરદેશી નમૂના ક સ્થાનિક અને જાણીતા નમૂના વધારે પસંદ કરી તેમનો ઉપયોગ કર

# ચર્ચાપત્ર.

૧. ત્ર્યંબકલાલ મોતીરામ—(૧) આવા કોયડાથી સામાન્ય લાભ થી, તમારી મેળે ગણી લેવો; (૨) આ બાબત આગળનાં બાપત્રોમાં ચર્ચાઈગઇછે ત્યાં જોવી; (૩) ટાઇપની ભૂલ જણા

૨. નર્મદાશંકર પ્રભાશંકર, નસવાડી—(૧) માર્ચ માસનું શાળા જોવું. (૨) પાંચમી ચોપડીના ૫૯ મા પાઠના ત્રીજા પેરેગ્રાફ લખ્યુંછે તે ખરૂં લાગતું નથી. પૃથુરાજ અજમેરના ચોહાણ ર સોમેશ્વરનો દીકરો હતો. તેનું મોસાળ તોમારવંશના દિલ્લીના જાને ત્યાં હતું તેણે તેને દત્તક લેવાથી તે દિલ્લીનો પણ રાજા થ

(૩) પામિર એ કાશ્મિર અને બદક્શાનની ઉત્તરમાં ઉચ્ચપ્રદેશ રૂશિયાએ તેનો હાલમાં કબજો કરવાનો પ્રયત્ન કરવાથી બન્ને સાથે તકરાર ઉઠીછે અને કોલકરાર ચાલેછે. અફ: નિસ્તાનનો અમીર એ પોતાનો મુલક છે એમ કહેછે. ર પણ તેવો દાવો કરેછે.

બાકુ યુરોપી રૂશિયામાં કાસ્પિયનસમુદ્ર નજીક બંદર છે પાસેથી કેરોસીન તેલ આપણા દેશમાં પુષ્કળ આવેછે. હનઝા કાશ્મિરની ઉત્તરમાં છે ત્યાં થોડા વખત ઉપર જ સરકારને સ્વારી કરવી પડી હતી.

(૪) ત્રીજી ચોપડીમાં "કીડી કણ સંગ્રહ કરે જુઓ જનાવર જા એમાં જનાવર શબ્દ બહોળા અર્થમાં બધા જીવને લાગુ કર્યો

૩. દલસુખ નાથજી, રાજપર—(૧) નવી આવૃત્તિમાં લખેલું ધારે માન્ય છે; (૨) નવી આવૃત્તિ ખરી ગણવી; (૩) તમે કહે તે ભાવાર્થ ઠીક છે; (૪) "વસવાયાં" શબ્દ वस् એટલે વસવું ધાતુપરથી નિકળ્યો છે; એમાં "વાયાં" એટલે જન્મ્યાં અ

---



---



---



---

અંક ૬ ઠ્ઠો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

જુન સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ

યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ.

# जाहेर खबर.

ભારે વખણાયલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કતશિક્ષક કોપીબુકો.

આઠ ભાગમાં.

કેળવણીખાતાના હાલના તથા આગલા ઈન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઈન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો પ્રીન્સીપાલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુંબાઈ તથા ગુજરાતના સર્વ જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતાં અતિ સંતોષકારક ખાત્રીપત્રકો.

મેહેરબાન ડીરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મેહેરબાન ઈન્સ્પેક્ટર. ઈ.જાઈલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને સઘળી મંજુર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુંબાઈ તથા સુરત શહેરની જોઈન્ટસ્કૂલ કમીટીના અનુભવી સદગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત-શિક્ષક કોપીબુકોનેજ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે. અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એજ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

એ કોપીબુકો માટે જે જે સદગૃહસ્થો તરફથી સરટીફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

### ડીરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરો.

કે. એમ. ચેટફીલ્ડ. એમ. એ. ડીરેક્ટર ઑફ પબલીક ઇન્સ્ટ્રકશન.
ટી. બી. કંડીમ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર.
ઇ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઈન્સ્પેક્ટર.
ખા. સા. દોરાબજી એદલજી ગીમી. બી. એ., ઉ. વિ. ના. માજી એ. ઈ. અને રાજકોટ હાઈસ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેશાઈ, ઉ. વિ. ના કેળવણી ખાતાના આ. ઈ.
રા. બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા,વડોદરાના કેળવણી ખા.ડી.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેક્ટર.

### દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઑનરેબલ જવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.
ઑનરેબલ કાશીનાથ ત્રીંબક તેલંગ., એમ. એ., એલ, એલ. બી સી. આઈ. ઈ., મુંબઈની હાઇકોર્ટના જડ્જ.
રા. બા. શંકર પાંડુરંગ પંડીત, એમ. એ., સરકારના માજી ઓરીએન્ટલ ત્રાન્સલેટર અને હાલ પોરબંદર સ્ટેટના કારભારી.
રા. રા. નગીનદાસ તુલસીદાસ મારફતીયા, બી. એ., એલ. એલ. બી,

સ્પેકટેટર ગુજરાતમિત્ર; પ્રજાિમત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર; ભરૂચ સમાચાર; હિતેચ્છુ.

**દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧ રોકડે રૂપીએ દશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ મળશે, પણ રેલવે પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વે ખરચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનારછે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમો બીજી કોઇપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળો લીધામાં આવશે નહીં.

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. જુન. ૧૮૯૩. અંક ૬ ઠો.

## માસ.

ગયા જાનેવારી માસના અંકમાં વિનતી કર્યા પ્રમાણે આ પત્રના વાંચનાર ગૃહસ્થોએ કેટલીક સૂચનાઓ કરી છે તેમનો ઉપકાર માનીએ છીએ. દિલગીરી એટલીજ છે કે બહુ થોડા ગૃહસ્થોએ તે લખી મોકલવા તસ્દી લીધીછે. વધારે સૂચનાઓની વાટ જોવાના કારણથી આવેલા અભિપ્રાયની હમે આજ સુધી નોંધ લીધી નહોતી. રા. ચુનીલાલ બાપુજી મોદી કિન્ડરગારટન સંબંધી લખાણ આપવા સૂચના કરેછે તે પ્રમાણે અમલ કરવા માંડ્યો છે. તે પોતે એ વિષય ઉપર લખાણ મોકલશે તો ઉપકાર સાથે સ્વીકારીશું. બધા લખનાર નિશાળોનાં ઇનામપત્રક બાબત ફર્યાદ કરેછે તે સંબંધી ઘટતો બંદોબસ્ત કરી આ માસમાં જાહેરખબર પ્રસિદ્ધ કરીછે. ત્રણ રૂપિયાથી ઓછી કિંમતનાં ઇનામ હવે પછી છાપવામાં આવશે નહીં. ખાતાએ મંજુર કરેલી ચોપડીઓની યાદીઓ વખતે વખત ક્યુરેટર તરફથી છાપવા આવેછે એટલે હમારે જુદી આપવાની જરૂર રહેતી નથી. એજ્યુકેશન કમિશનના રિપોર્ટ ઉપર સરકારે કરેલો ઠરાવ નવ વરસનો જુનો થયો છે, છતાં ઘણા વાંચનાર એ જોવાની ઇચ્છા જણાવશે તો તેનું ભાષાંતર કરી આ પત્રમાં આપીશું. એક ગૃહસ્થ કવિતા, પુસ્તક પરીક્ષા, જન્મચરિત્રો, અને સંસાર સુધારાના વિષય દાખલ કરવા સૂચવે છે. પરંતુ આ પત્ર કેળવણીના ધંધાને લગતું છે; સામાન્ય સાક્ષર ચર્ચા માટે તેમજ સંસાર સુધારા માટે હવે એટલાં પત્ર થયાંછે કે આ પત્રે પોતાના ખાસ વિષયને વળગી રહેવું એ હમને ઠીક લાગેછે. જ્યારે તેવાં પત્ર નહોતાં ત્યારે આ પત્ર એ સેવા પણ બજાવતું હતું. બાળવર્ગમાં શિખવ-

વાનાં ગીત પ્રસિદ્ધ થવા હમે બંદોબસ્ત કર્યો છે, અને શિક્ષક વર્ગ તેમાં મદદ કરશે એમ આશા રાખીએ છીએ. પદ્ધતિકારોનાં ચરિત્ર આ પત્રમાં આપવાં યોગ્ય છે. તેવું એક ચરિત્ર કેટલાક માસ ઉપર હમે આપ્યું હતું, અને બીજાં પણ આપવામાં આવશે. બીજી જે સૂચનાઓ આવી છે તેને માટે પણ ઉપકાર માનીએ છીએ અને જેમ પ્રસંગ આવશે તેમ તે અમલમાં લાવીશું.

---

શિક્ષકોની સત્તા વિષે ઈંગ્લાંડની એક અપીલ કોર્ટે હાલમાંજ એક ચુકાદો આપ્યાનું મુંબઈનું એજ્યુકેશનલ રેકર્ડ જણાવે છે. નિશાળ બહાર ગુન્હો કરનાર બાળકને શિક્ષક કાયદેસર સજા કરી શકે કે નહીં તે બાબત કેટલીક મુદત થયાં શંકા રહેતી હતી તે બે નામાંકિત જડજોએ હવે દૂર કરીછે. તેમણે એવો ચુકાદો આપ્યો છે કે "ઘરને બારણે માબાપની સત્તા પૂરી થાયછે અને નિશાળને બારણે પહોંચતા સુધી શિક્ષકની સત્તા શરૂ થતી નથી એમ માનવું વાજબી નથી." નિશાળે જતાં અને નિશાળેથી પાછા આવતાં જે ગુન્હો બને તે બદલ "સજા કરવાની શિક્ષકને સત્તા હોવી જોઈએ." આ ઠરાવમાં જડજોએ કેટલાક આગલા ફૈસલા નોંધ્યા છે તેપરથી પણ જણાય છે કે મોટી નિશાળોમાં શરીર શિક્ષાની જરૂર છે એવો ઈંગ્લાંડના મોટા મોટા ધારાશાસ્ત્રીઓનો અભિપ્રાય છે.

---

થોડા વખતપર હિંદ સરકારને પુનેથી એવી મતલબની અરજી કરવામાં આવી હતી કે બ્રિટિશ હિંદુસ્તાનમાં ૭ થી ૧૨ વરસ સુધીની વયના બધા છોકરા માટે પ્રાથમિક ચોથા ધોરણ સુધીની કેળવણી ફરજીઆત કરવી અને તે મફત આપવી. અરજ કરનારાઓને એવો જવાબ મળ્યો છે કે હિંદમાં બધે ઠેકાણે પ્રાથમિક કેળવણીનો જેમ બને તેમ ફેલાવો કરવાને સરકાર બહુ ઇંતેજાર છે, પણ કેળવણી ફરજીઆત કરી મફત આપી શકાય તેવી હાલમાં દેશની સ્થિતિ ન હોવાથી તે આ માગણી સ્વીકારી શકતી નથી.

---

# કિન્ડર ગારટન.

( ચાલુ પાને ૧૧૬ થી. )

ઈંગ્લાંડના કેળવણી ખાતાએ આ બાબત કાઢેલા સરક્યુલરની હકીકત હમે ગયા માસમાં આપી હતી. એ સરક્યુલરમાં કેટલીક વિશેષ સૂચનાઓ કરીછે તે નીચે આપીએ છીએ.

બાળશાળાનાં સાત વરસ ઉપરનાં છોકરાં પહેલા ધોરણમાં પાસ થશે એટલે પ્રાથમિક વિષયો સંબંધી કોડની શરત પૂરી થઇ ગણાશે; તેવી શાળામાં એ વિષયો સંબંધી કાંઇ વધારે કરવાની જરૂર નથી. બહુ નાનાં છોકરાંની વયને અનુકૂળ ન પડે તેવી પદ્ધતિએ તેમને પ્રાથમિક વિષયો તૈયાર કરાવવાનો પ્રયાસ કરવો નહીં, કારણ કે મોટાં બાળક માટે જે પદ્ધતિ યોગ્ય છે તે પદ્ધતિએ બાળશાળા ચલાવવાથી સારૂં ફળ થતું નથી.

છેક નાનાં બાળકની કેળવણી માટે બે મૂળતત્વ ધ્યાનમાં રાખવાં જોઇએ:

(૧) બાળકમાં સ્વાભાવિક ઉદ્યોગ વૃત્તિ હોયછે, તેનાથી નવરા રહેવાતું નથી, એ વાત ધ્યાનમાં રાખીને શિક્ષકે એ વૃત્તિને ધારેલી દિશામાં વાળવી.

(૨) બાળકની સઘળી શકિતઓને સમાન રીતે સંપૂર્ણ ખીલવવી. શિક્ષકે નીચેની વાત ખાસ ધ્યાનમાં રાખવી.

(ક) બાળકને હાલવા ચાલવાનું ઘણું ગમે છે, અને તેથીજ તે તનદુરસ્ત રહી શકે છે અને મજબુત થાય છે.

(ખ) તેને જ્ઞાનેન્દ્રિયોનો, વિશેષે કરી આંખ અને ત્વચાનો, ઉપયોગ કરવાની જરૂર છે.

(ગ) બુદ્ધિમાન બાળકની જીજ્ઞાસા તીવ્ર હોયછે અને તે પ્રશ્ન બહુ પૂછેછે.

શિક્ષકે આ વૃત્તિઓને યોગ્ય હદ સુધી ઉત્તેજન આપી તે સઘળીની સાથે ખીલવણી કરવી.

કિન્ડરગારટનના ખેલથી બાળકને રમુજ પડેછે તેટલા માટે માત્ર રમકડાં તરીકે તેમનો ઉપયોગ કરી સંતોષ માનવો ઠીક નથી. એ

એસોનો ખરો હેતુ એ છે કે દરેક બાળકને બુદ્ધિ ખીલે તેવી રીતે પોતાની જાતે કામ કરવાનું મળે. ફ્રોબલનાં મૂળતત્ત્વ સમજ્યા વિના તેની બક્ષીસો વાપરવાથી કેળવણીના સાધન તરીકે તેમનો ઉપયોગ થઇ શકતો નથી. વળી જે વિચાર બાળકના મનપર ઠસાવવો હોય તેનું પ્રાધાન્ય રહી શકે તેમ જુદા જુદા પાઠોનો એક બીજા સાથે સંબંધ જોડયો એ બાળ શિક્ષણની ઉત્તમ રીત છે. વાંચન, વિવિધ ઉદ્યોગ, અને પદાર્થ સંબંધી પાઠ એ રીતે જોડી શકાશે. જેમકે, કોઇ પ્રાણી સંબંધી શિક્ષણ આપવું હોય તો તેના શરીરની રચનાની માહીતી કથિતપાઠથી આપી શકાશે, તેની ટેવો અને લક્ષણ સંબંધી જ્ઞાન વાંચન પાઠમાં મળશે, તેના આકારનું ચોકસ જ્ઞાન કાગળમાં કાંણાં પાડવાના અથવા તેવા બીજા ઉદ્યોગ વડે અપાશે, અને મનુષ્ય વર્ગ સાથેનો તેનો સંબંધ વાર્તા અથવા ગીત મારફત ઠસાવી શકાશે. આ પ્રમાણે એ પ્રાણી વિષે બાળકને બરાબર માહીતી મળશે, અને તેની સાથે માયાથી વર્તવાની જરૂર પણ તેના સમજવામાં આવશે.

આ સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે એકના એક પાઠ નકામા ફરી ફરીને આપ્યા કરવા નહીં. પાઠ એવી રીતે ચઢતા જવા જોઇએ કે પહેલો પાઠ બીજાને અને બીજો ત્રીજાને મદદ કરે.

બાળશાળાઓમાં ચિત્રો અને ફૂલો દાખલ કરવાથી બાળકને આનંદ મળે છે અને તેનું ચિત્ત આકર્ષાય છે. એ વસ્તુઓને વારંવાર વર્ગમાં લઇ જઇ તે સંબંધી વાત ચલાવવી. બાળક તેમનું અવલોકન કરે એટલું બસ નથી; તે સંબંધી પ્રશ્ન પૂછી જવાબ દેવાનો પણ મહાવરો કરાવવાની જરૂર છે. બાળક જે જાણતાં હોય, જે જાણવાની તેમની ઇચ્છા હોય, અને પોતે જે ધારતાં હોય તે પોતાની બોલીમાં કહી બતાવવાનું તેમને દરેક રસ્તે ઉત્તેજન આપવું.

બાળકને પ્રાથમિક વિષયોની પણ કિન્ડરગારટનના ખેલને રૂપે શરૂઆત કરાવી શકાશે. ચિત્ર અને શબ્દ રચનાના કિન્ડરગારટન ખેલથી વાંચનની શરૂઆત થાયછે, લેખન કિન્ડરગારટન ડ્રોઈંગનું એક રૂપ બની શકેછે, અને કિન્ડરગારટનના ઘણા ઉદ્યોગો સાથે સંખ્યાના પાઠ સંબંધ રાખેછે.

ઘણા સારા શિક્ષકોનો અનુભવ છે કે ઉપર બતાવેલી પદ્ધતિએ શિખવવાથી ૭ વરસની ઉમ્મર પૂરી થતા સુધી કોઇ કોઇ પ્રસંગે ઉદ્યોગ ફેર કરવા સિવાય બીજા કારણ માટે વાંચન ચોપડીનો ઉપયોગ કરવો પડતો નથી, અક્ષરોના વિભાગ સિવાય બીજા લેખનની જરૂર રહેતી નથી, અને સ્લેટપર હિસાબ ગણાવવાની પણ ગરજ પડતી નથી.

---

એક વિચારનું પ્રાધાન્ય રાખી જુદા જુદા પાઠનું અનુસંધાન કરવાનું ઉપર કહેવામાં આવ્યું તેનો એક દાખલો લઇએ. જાણે કે બિલાડી સંબંધી માહીતી આપવી છે તો નીચે પ્રમાણે કામ ચાલી શકશે.

(૧) એક છોકરૂં બિલાડી બનશે અને બીજાં તેનાં બચોળીઆં થશે. બચોળીઆં ઓરડાના ખૂણાઓમાં અને ખુરશીઓ વગેરે પાછળ સંતાશે. બિલાડી "મીઆઉં મીઆઉં" કરતી તેમને પકડવા આવશે એટલે તેઓ એક ખૂણેથી બીજા ખૂણા તરફ નાસશે અને એક બીજાના ખૂણા બદલશે. જે બચોળીઉં પોતાના ખૂણામાંનું પકડાશે તેને માથે દાવ આવશે અને તે બિલાડી થશે. આ રમતથી છોકરાંને હાલવા ચાલવાની કસરત મળશે અને બિલાડી અને બચોળીઆં સંબંધી વિચારની શરૂઆત થશે.

(૨) યોગ્ય વખત સુધી આ રમત ચાલ્યા પછી છોકરાંને વર્ગમાં બેસાડી દેવાં, અને શિક્ષકે બિલાડી સંબંધી એક ટુંકી અને સ્હેલી કવિતા બોલી બતાવવી, તથા બે ત્રણવાર પોતાની સાથે છોકરાંને પણ બોલાવવી.

(૩) ત્યાર પછી એક પાળેલી બિલાડી પ્રત્યક્ષ લાવી અથવા તે ન મળે તો તેનું ચિત્ર લાવી તે સંબંધી કથિત પાઠ રૂપે વાત ચલાવવી. આમાં બાળકને અવલોકન કરાવવાનો હેતુ ધ્યાનમાં રાખવો. શરીરના જુદા જુદા ભાગ બાળક તપાસશે, અને અવયવો, નખ, વગેરે ગણશે તેથી તે પાઠ ભેગું ગણવાનું પણ ચાલશે.

(૪) ત્યાર પછી બિલાડી સંબંધી વાર્તા કહેવી અથવા ગીત ગાઇ બતાવવું અને ગવડાવવું.

(૫) પછી છોકરાં પાસે બિલાડીનો આકાર પડાવવો. દરેક બાળકને જાડા

સફેદ કાગળ ઉપર શિક્ષકે બિલાડીનો આકાર ચીતરી આપવો, અથવા છાપેલો મળતો હોય તો તે વેંહચી આપવો. જેટલાં બાળક હશે તેટલી નકલોની જરૂર પડશે. પછી છેક નાનાં બાળક આકૃતિની લીટીઓપર સોયથી સરખે અંતરે કાંણાં પાડશે, એટલે કાગળની બંને બાજુએ કાંણાંવડે પડેલો બિલાડીનો આકાર દેખાશે. આકૃતિની નીચે બીજા કાગળ મૂકી કાંણાં પાડશે તો જેટલા કાગળ મૂકયા હશે તેટલા આકાર પડશે. મોટાં છોકરાં સોય અને રંગિત દોરાવડે આકૃતિની લીટીઓપર દોરો ભરશે એટલે દોરાથી ભરેલું ચિત્ર દેખાશે.

(૬) ઉપરનું કામ ચાલતું હોય તે વખત શિક્ષકે બિલાડી અને ઉંદરની વાત કહેવી, અને ઉંદરોએ બિલાડીની કોટે ઘંટડી બાંધવાનો વિચાર કરેલો તે કહી બતાવી ચિત્રમાં ઘંટડી પાડવા કહેવું.

(૭) આ પછી બિલાડી સંબંધી કોઈ પાઠનું વાંચન ચલાવવું. મોટાં છોકર વાંચી શકતાં હશે તે પાઠ વાંચશે; નાનાં છોકરાં છૂટા અક્ષરોનાં પત્તાં ગોઠવી "બિલાડી" શબ્દ બનાવશે, અને પછી "મારી બિલાડી," "બે બિલાડી," વગેરે શબ્દો પણ ગોઠવશે.

(૮) છેવટ લખવાનું ચાલશે. મોટાં બાળક માટે પાટીઆપર શિક્ષક વાક્ય લખશે તેની તેઓ નકલ કરશે. નાનાં બાળક માટે પાટીઆ પર "બિલાડી" શબ્દ લખવો અને તેની બાળકોએ મોટે અક્ષરે સ્લેટપર નકલ કરવી.

આ પ્રમાણે એકજ વિચારનું પ્રાધાન્ય રાખી જુદા જુદા પાઠનું અનુસંધાન કરવાથી તેની તે વાત બાળક આગળ જુદા જુદા રૂપમાં રજુ થશે, તેમને અવલોકન કરવાનું તથા પાઠ બનાવવાનું મળશે, અને તેથી ઇંદ્રિયો, હાથ, અને વિચારવાની તથા વિચાર કહી બતાવવાની શક્તિ કેળવાશે. તેઓ કાન વતી સાંભળશે, આંખ વતી જોશે, મ્હો વતી કહી બતાવશે, અને હાથ વતી ઘાટ બનાવશે. બધો વખત તે રોકાયલાં રહેશે, તેમને કસરત મળશે, અને મજા પણ પડશે.

# फिचनां भाषणोनो सार.

અંકગણિત (વિદ્યા).

( ચાલુ પાને ૧૨૫ થી. )

ઉપર કહેલાં કારણને લીધે જે વિષયનાં મૂળતત્ત્વોના સત્ય વિષે તકરાર નથી તે વિચાર શક્તિ ખિલવવા માટે અને અનુમાન કરતાં શિખવવા માટે બહુ ઉપયોગી છે. કોઇપણ અનુમાન ખોટું પડવાને નીચે બતાવેલાંમાંથી કોઇ કારણ હોવું જોઇએ.

(૧) જે સામાન્ય પ્રતિજ્ઞા ઉપરથી વિચાર ક્રમ બાંધ્યો હોય તે ખોટી હોયતો અનુમાન ખોટું પડે. જેમકે, સઘળાં માણસને ચાર હાથ છે, अ. ब. માણસ છે, માટે अ. ब. ને ચાર હાથ છે. આમાં "સઘળાં માણસને ચાર હાથ છે" એવી સામાન્ય પ્રતિજ્ઞા લીધી તે ખોટી છે માટે તે ઉપરથી કાઢેલું અનુમાન પણ ખોટું પડેછે.

(૨) પ્રતિજ્ઞાઓ ખરી છતાં વિચાર ક્રમમાં ભૂલ હોય તો અનુમાન ખોટું પડે. જેમકે, યુરોપિયનો માણસ છે, હિંદુ માણસ છે, માટે હિંદુ યુરોપિયન છે. આમાં પ્રતિજ્ઞામાં ભૂલ નથી છતાં વિચાર ક્રમમાં દોષ હોવાથી અનુમાન ખોટું પડેછે.

ભૂમિતિ, અંકગણિત, બીજ ગણિત, ત્રિકોણમિતિ, વગેરે ગણિતના વિષયો માટે આપણે એટલું તો ખચિત કહી શકીએ છીએ કે બીજાં વિષયોની માફક તેમનાં મૂળતત્વોમાં શંકા રહેતી નથી, તેથી તેમના શિક્ષણમાં એટલુંજ તપાસવાનું રહેછે કે વિચાર ક્રમ યથાન્યાય કરવો, અને તેજ કારણથી એમનાથી ન્યાયશાસ્ત્રની યથાયોગ્ય કેળવણી મળેછે. પ્લેટોને માટે એવું કહેવાય છે કે તેણે પોતાના વિદ્યા મંદિરના દરવાજાને મથાળે એમ લખ્યું હતું કે "ભૂમિતિ નહીં ભણ્યો હોય એવા માણસે અંદર પ્રવેશ કરવો નહીં." એ ઉપરથી આપણે એમ સમજવું નહીં કે લીટીઓ અને સફાઇઓના પ્રશ્નોનું ત્યાં વિવેચન કરવામાં આવતું હતું. તે ત્યાં પોતાના શિષ્યોને સાંસારિક, રાજકીય, અને નીતિના ગૂઢ વિષયો શિખવતો હતો. પ્લેટો અને તેના શિષ્યો મનુષ્યના આત્મા, ધર્મ, અને પ્રારબ્ધ સંબંધી વિચાર કરતા હતા, અને ઇશ્વર અને પરલોક પ્રત્યે મનુ-

ધ્યના સંબંધ વિષે ચર્ચા ચલાવતા હતા. એવું છતાં ભૂમિતિ જાણનારેજ પ્રવેશ કરવો એમ ફરમાવવાનું કારણ એ હતું કે જે પુરૂષને પદ્ધતિસર વિચાર કરવાની ટેવ પડી નથી અને ન્યાયપૂર્વક અનુમાન કરતાં આવડ્યું નથી તે આવા ગૂઢ વિષયોનું અધ્યયન કરવાને લાયક થયો નથી. ભૂમિતિનો વિષય એવોછે કે તે શિખવાથી જોઇએ તેવી ઉત્તમ પ્રકારની ન્યાયપદ્ધતિ સંપાદન થઇ શકે છે. આપણા દેશમાં ઉંચી કેળવણી લેનાર માટે યુનિવરસિટીઓએ એજ નિયમ ગ્રહણ કર્યો છે, અને ભવિષ્યમાં ધંધા માટે ભૂમિતિનું જ્ઞાન જરૂરનું ન હોય તોપણ તે સંપાદન કરવું પડેછે. આ અને બીજા વિષયો માટે આવી ફરજ નાંખવાથી ફળ એ થાય છે કે એ શિખતાં વિદ્યાર્થીને સંપૂર્ણ રીતે વાસ્તવિક વિચાર કરવાની ટેવ પડે છે અને ગમે તે ધંધામાં તે ફતેહ મેળવી શકેછે.

યુનિવરસિટીની કેળવણી લેનારને ઉંચા ગણિતથી જે ફાયદો થાયછે તે ફાયદો હલકામાં*હલકી નિશાળમાં ભણનાર બાળકને અંકગણિત સિદ્ધતા સાથે શિખવ્યાથી થાયછે. અંકગણિતથી વિચારક્રમની અને વિશેષે કરી અનુમિતિ વિચારની તાલિમ મળેછે, સંબંધપૂર્વક ચોકસ વિચાર કરવાનો મહાવરો થાયછે, હેત્વાભાસ ( દોષિત વિચારક્રમ ) નું લક્ષણ સમજાય છે, અને અપ્રમાણ વાતનું ગ્રહણ કરવાનો અટકાવ થાયછે. એ વિષયના અભ્યાસથી વિદ્યાર્થીની પૃચ્છક બુદ્ધિ ઉત્કર્ષ પામેછે, અને તેમાં શિક્ષકને પોતાનુંજ કહેલું માન્ય કરાવવાની જરૂર પડતી નથી. બીજા વિષય શિખવતાં શિક્ષકને વારંવાર કહેવું પડેછે કે હાલ હું કહુંછું તે મારા ભરોસાપર કબુલ રાખો, આગળ જતાં તમે વધારે સમજી શકશો ત્યારે હું તમને તે સિદ્ધ કરી બતાવીશ. અંકગણિતમાં તેમ કહેવાની જરૂર રહેતી નથી. શિક્ષક ઉલટું એમ કહી શકેછે કે તમે ન સમજો તે માત્ર ભરોસા ઉપર માન્ય કરશો નહીં, કોઈપણ બાબત ખરી છે એમ વગર પુરાવે માની લેશો નહીં. ટુંકામાં અંકગણિત ન્યાયશાસ્ત્રનાં મૂળતત્ત્વની કેળવણી આપેછે. શિક્ષકોએ પોતાના દરેક કામમાં સારી રીતે ધ્યાનમાં રાખવું કે જાણવું ( મગજમાં જ્ઞાન ભરવું) અને વિચારવું એ બે કેવળ જુદાં છે, અને જ્ઞાન મેળવવાની

તથા ઉઘાડું ફળ દેખાડી આપવા (ગોખેલું કહી બતાવવા, જવાબ લાવવા, વગેરે) ની શક્તિ કરતાં વિચાર કરવાની ટેવ બુદ્ધિ કેળવવા માટે વધારે અગત્યની છે. આ વાત અંકગણિતને ખાસ લાગુ પડેછે. નિશાળમાં ચાલતા અનેક વિષયો કરતાં અંકગણિતથી, ક્રમસર સંબંધપૂર્વક અને ન્યાય પુરઃસર ચોક્કસ વિચાર કરવાની કળા વધારે સારી રીતે કેળવાય છે.

(અધુરૂં.)

---

# ઇંગ્લાંડની જાહેર પ્રાથમિક નિશાળો.

(ચાલુ પાને ૧૨૨ થી.)

વર્ગીય વિષયોના ધોરણવાર એક કરતાં વધારે અભ્યાસ ક્રમ ઠરાવવામાં આવ્યા છે તેમાંના ગમે તે પસંદ કરવાની અથવા કેળવણીખાતાની મંજુરી લઈ નવા બનાવવાની છૂટ છે. દરેક વિષયના વધારે ક્રમ ઠરાવવાનું કારણ એમ આપવામાં આવ્યું છે, કે દાખલા તરીકે જાણે ભાષા લઇએ તો તેના શિક્ષણમાં બુદ્ધિ કેળવવા માટે એક શિક્ષક વાક્ય પ્રથકરણને વધારે અગત્યનું ગણતો હોય, બીજો પદચ્છેદને અને ત્રીજો વાક્ય રચનાને ઉપયોગી ધારતો હોય, ચોથો પ્રાચીન ભાષાઓ જાણવાથી વ્યુત્પત્તિ સારી શિખવી શકતો હોય, તે બધાને પોતપોતાની ખાસ આવડ અને ધારણા પ્રમાણે બરાબર કેળવણી આપવાનો પ્રસંગ મળે. વળી ભૂગોળમાં એક શિક્ષક ભૂતળને વધારે અગત્યની માનતો હોય અને બીજો દરીઆ કિનારાના અથવા કારખાનાંવાળા ગામમાં નિશાળ હોવાથી વ્યાપાર કે ઉદ્યમને લગતી ભૂગોળને વધારે ઉપયોગી સમજતો હોય, તે બધાને પણ તેવોજ પ્રસંગ મળે. સરકારે ઠરાવેલા ક્રમ વિષયવાર નીચે આપીએ છીએ. તેમાં સાઠ છોકરાંથી ઓછી હાજરીવાળી નાની નિશાળો માટે ત્રણજ વર્ગ કરવાથી નભે તેવો ક્રમ આપ્યો છે. વર્ગીય વિષયોની પરીક્ષા મ્હોએથીજ લેવાનો ઠરાવ છે; વ્યવસ્થાપકોની ખુશી હોય તો માત્ર પાંચમા અને તેથી ઉપરનાં ધોરણોમાં વ્યાકરણ અને વિદ્યામાં મોઢાના સવાલ ઉપરાંત લેખી સવાલ આપી શકાય છે.

## ૧. ઈંગ્રેજી ભાષા.

| ધોરણ | ક્રમ પહેલો. | ક્રમ બીજો. | ક્રમ ત્રીજો. | ક્રમ ચોથો. | સાઠ છોકરાંથી ઓછી હાજરીવાળી નિશાળો માટે ક્રમ. |
|---|---|---|---|---|---|
| ૧. | નામ ઓળખવાં. | સ્હેલા વાક્યમાં કર્તા બતાવવો. | આખાં વાક્યમાં મ્હોએ પ્રશ્નના જવાબ દેવા. | નામ ઓળખવાં. | નામ અને ક્રિયાપદ ઓળખવાં અને કર્તૃપક્ષ તથા વિધાનપક્ષ તરીકે તેમનો ઉપયોગ જાણવો. (ધોરણ ૧ અને ૨ માટે) |
| ૨ | નામ અને ક્રિયાપદ ઓળખવાં. | સ્હેલા વાક્યમાં કર્તૃપક્ષ અને વિધાનપક્ષ બતાવવાં. | મ્હોએ વાક્ય રચવાં. જાણીતા દેખાવ અને પદાર્થો વિષે પ્રશ્નના આખાં વાક્યમાં જવાબ દેવા. | નામ, વિશેષણ, અને ક્રિયાપદ ઓળખવાં. | |
| ૩ | નામ, ક્રિયાપદ, વિશેષણ, ક્રિયાવિશેષણ, અને પુરૂષ સર્વનામ ઓળખવાં, | એક એક શબ્દવાળી કર્તૃપક્ષ અને વિધાન પક્ષની વૃદ્ધિ. દૃષ્ટાંત રૂપી વાક્ય બનાવવાં. | નામ, ક્રિયાપદ, અને વિશેષણ ઓળખવાં. તેઆવે એવાં સાદાં વાક્ય બનાવવાં. | શબ્દના વર્ગ ઓળખવા. તેઆવે એવાં વાક્ય રચવાં. | શબ્દના વર્ગ ઓળખવા. એકએક શબ્દ ઉમેરી કર્તૃપક્ષ અને વિધાન પક્ષની વૃદ્ધિ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | અને તે આવે એવાં સાદાં વાક્ય બનાવવાં. | | | | કરી બતાવવી. |
| ૪ | સ્હેલાં વાક્યનું પદચ્છેદ. દૃષ્ટાંત વડે જુદા જુદા શબ્દના વર્ગોનો ઉપયોગ સમજાવવો. | શબ્દો અને શબ્દ સમૂહથી કર્તા, કર્મ, અને વિધાન પક્ષની વૃદ્ધિ. સાદું પ્રથક્કરણ. દૃષ્ટાંત રૂપી વાક્ય રચવાં. | શબ્દના વર્ગ. તે આવે એવાં સાદાં વાક્ય રચવાં. સ્હેલી કવિતાનો અન્વય. | સાદું પદચ્છેદ. શબ્દોના વર્ગનો ઉપયોગ જણાવવા માટે આપેલા શબ્દ આવે એવાં વાક્ય રચવાં. નામ, ક્રિયાપદ, અને વિશેષણ એક બીજા પરથી બનાવવાં | સાદાં વાક્યનું પ્રથક્કરણ. સ્હેલા શબ્દનું પદચ્છેદ. જુદા જુદા વર્ગના શબ્દનો ઉપયોગ કરી સાદાં વાક્ય રચવાં. |
| ૫ | સાદાં વાક્યનું પદચ્છેદ અને પ્રથક્કરણ. ઈંગ્રેજી નામ, વિશેષણ, અને ક્રિયાપદ એક બીજા પરથી બનાવવાની રીત. | શબ્દ, શબ્દસમૂહ, અને વાક્યવડે કર્તા કર્મ, અને વિધાન પક્ષની વૃદ્ધિ. કવિતાનો અન્વય. સ્હેલું પદચ્છેદ. | પદચ્છેદ. સ્હેલી કવિતાનો ગદ્યમાં અર્થ કરવો. હમેશ થતી ભૂલો વાળાં વાક્ય સુધારવાં. | સાદાં વાક્યનું પદચ્છેદ અને પ્રથક્કરણ. ઈંગ્રેજી આદ્ય પ્રત્યય. તે ઉમેરીને શબ્દ બનાવવા. | |

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | ટુંકાં મિશ્ર વાક્યનું પદચ્છેદ તથા પ્રથક્કરણ. ઇંગ્રેજી શબ્દ બનાવવામાં જે સાધારણ લ્યાટિન આદ્યય વપરાયછે તેમનો અર્થ અને ઉપયોગ. | મિશ્ર વાક્યનું પદચ્છેદ અને પ્રથક્કરણ. રહેલી કવિતાનો ગદ્યમાં અર્થ કરવો. | પદચ્છેદ અને સાદું પ્રથક્કરણ. વ્યાપારી પત્ર લેખન. શબ્દના ઉપયોગમાં અને વાક્ય રચનામાં થતી સામાન્ય ભૂલો સુધારવી. | મિશ્ર વાક્ય રચવાં અને તેમનું પ્રથક્કરણ કરવું. ઇંગ્રેજી શબ્દ બનાવવામાં વપરાતા આદ્યય પ્રત્યયનું જ્ઞાન. |
| ૭ | વાક્ય પ્રથક્કરણ. સાધારણ ઉપયોગમાં આવતા આદ્યય પ્રત્યય. | રહેલી કવિતાનો ગદ્યમાં અર્થ કરવો. પદચ્છેદ. આપેલા શબ્દ અને શબ્દસમૂહનો ખરો ઉપયોગ સમજાય તેવાં વાક્ય રચવાં. | મિશ્ર વાક્યનું પ્રથક્કરણ. કોઇ પત્ર અથવા લખાણનો મુખ્ય ઇબારત રહી ન જાય તેવો સાર લખવો. વ્યાપારી શબ્દોનો ખરો ઉપયોગ સમજાય તેવાં વાક્ય રચવાં. | વાક્ય પ્રથક્કરણ. રહેલી કવિતાનો ગદ્યમાં અર્થ કરવો. જાણીતા ધાતુપરથી નિકળતા શબ્દ બનાવવા. |

( અધુરૂં. )

# बाळवर्ग माटे विविध उद्योग.

## રેતીના ઘાટ બનાવવા વિષે.

માટીના ઘાટ બનાવવાનો ઉદ્યોગ બેશક વખાણવા જોગ છે, પરંતુ હરકોઇ કારણથી જે નિશાળમાં માટીના ઘાટ બનાવવાનો ઉદ્યોગ શિખવી શકાય એવું નહોય તે નિશાળમાં રેતીના ઘાટ બનાવવાનો ઉદ્યોગ શિખવવાથી નીચે પ્રમાણે લાભ થાયછેઃ—૧. એ ઉદ્યોગ વધારે સ્વચ્છ છે; ૨. રેતીને બહુજ થોડી તૈયાર કરવી પડેછે; ૩. ભેજ ઉડી જવાથી માટી કઠણ થાયછે તેમ રેતી થતી નથી; ૪. એના બનાવેલા ઘાટ ઝટ ભાગી નાંખી નવા બનાવી શકાય છે; અને ૫. એમાં ઓછો ખર્ચ થાયછે.

આ ઉદ્યોગ માટે ઝીણી રેતી ચાલશે. દરેક બાળકને જરૂર જેટલી રેતી આપવી. માટીના ઘાટની માફક રેતીના ઘાટ બનાવવાને નીચે મૂકવાના પાટીઆની જરૂર નથી, જાડા પૂઠાના કાગળથી નભશે. કાગળની પેટીનું ફરતી કોરવાળું ઢાંકણું ચતું મૂકી તેપર ઘાટ કરવામાં આવશે તો કોરને લીધે રેતી બહાર નીકળી નહિ જાય.

અગાઉથી ભીંજવીને આશરે અચ્છેર રેતી દરેક છોકરાને આપવી.

રેતીના ગુણ, મળવાનાં ઠેકાણાં, ઉપયોગ, વગેરે બાબતો વિષે ઘાટ બનાવતી વખત વાત ચલાવવી.

શરૂઆતમાં ભૂમિતિની સાદી આકૃતિઓ, જેવી કે ચોરસ, લંબચોરસ, ત્રિકોણ, અને અંડાકાર બનાવવી. આ આકૃતિઓ સપાટ બનશે. લીટીઓ સીધી કરવાને ૭ ઇંચ લાંબી ચપટી ચીપ કે આંકણીનો ઉપયોગ થઇ શકે; પરંતુ ખરૂં જોતાં આંગળાં સિવાય બીજા કશાનો ખપ નહિ પડે. ભૂમિતિની આકૃતિઓનાં ખરાં નામ કહી તેમના ગુણ વિષે વાત ચલાવવી.

પછી દરરોજ જોવામાં આવતી સાધારણ વસ્તુઓ બનાવવી. કેટલીક વસ્તુઓ સપાટ દર્શાવી શકાશે અને કેટલીકના નક્કર ઘાટ બનાવી શકાશે. નારંગી, જામફળ, કેરી, દિવાલ, ઘર, ખુરસી, વગેરેના ઘાટ આ

રીતે થઇ શકશે. કાગળમાંથી રેતી ન ઉપાડવાની છોકરાંને ચેતવણી આપવી. દરેક ઘાટ કરવાને બંને હાથની વચ્ચે રેતી દબાવવી.

છોકરાં જુદી જુદી વસ્તુઓનાં ઘાટ બનાવતાં હોય તેવારે તેમની કને તેમનાં નામ દેવડાવી શુદ્ધ ભાષામાં તેમનું વર્ણન કરાવવું. વળી નજરમાં આવે તે વસ્તુઓ બનાવવાની તેમને છુટ આપવી.

પહેલા અથવા બીજા ધોરણનાં છોકરાંની કને ભૂગોળ વિદ્યાનાં નામો દર્શાવવાને તેમના ઘાટ બનાવરાવવા. પ્રથમ બેટ અને પછી તળાવ બનાવવાં. છોકરાંને અસ્માની રંગના કાગળના કકડા આપવામાં આવશે તો પાણીને ઠેકાણે કાગળ મૂકશે અને તેની આસપાસ રેતી આવશે.

પછી જુદા જુદા આકારના છૂટા અને સંકળાયલા પર્વતો અને પર્વતોની હાર બનાવરાવવાં. કેટલાક પર્વતોની ટોચે સદા બરફ રહેછે તે દેખાડવાને થોડો ઘઉંનો લોટ અથવા મીઠું પાથરવું. જ્વાળામુખી પર્વત અને તેનું મુખ દર્શાવવાને ટોચે કાણું રાખવું. તેમાં બળતી મીણબત્તી ઘાલવાથી તેનો ખરેખરો ચિતાર છોકરાંના મનમાં ઉતરશે. શિક્ષક જાતે મોટો અને સારો નમૂનો બનાવે તો તેણે થોડો ફોડવાનો દારૂ હાથમાં લઇ તેપર લગાર પાણી નાંખી ગોળી વાળવી. એથી બિલકુલ ઇજા થશે નહિ. પછી એ ગોળાને જ્વાળામુખી પર્વતની ટોચના કાણામાં મૂકી તેપર લગાર સૂકો દારૂ ભભરાવવો અને તેને સળગાવવો. એ હળવે હળવે બળી થોડો ભડકો થશે અને પુષ્કળ ધુમાડો નીકળશે. એથી ભડાકો થશે નહિ.

બનતા લગી પડોશમાંના કુદરતી દેખાવોના ઘાટ બનાવરાવવા. કોઇ ટેકરી બનાવરાવવી અને તેના કહેવું કે આ ફલાણી ટેકરી છે; અને એમાંથી આ નાળું વહેછે. નદીઓ બહુધા પર્વતોમાંથી નીકળે છે તે સહેલથી સમજાવી શકાશે. નદીઓના વાંક પણ રેતીમાં બનાવવા. દરિયા કિનારો બનાવી નદીનું મુખ, ડેલ્ટા, અને તેને મળનારી નદીઓ ઠરાવવાં. ખીણ પણ બનાવવી. દરિયા કિનારામાં ભૂશિરો, ઉપસાગરો, અને અખાતો મૂકવાં. ટાપુ નજીક વહાણનું ભાગવું, સરોવરમાં હોડી-

નું ડુબવું વગેરે અકસ્માત, પર્વતપર ચઢવાનું જોખમ, બરફના મોટા પટ, પહાડ પરથી પડતા બરફના ઢગલા, દરિયામાં થતાં તોફાન, માછલાં પકડવાનો ધંધો, ઇત્યાદિ સંબંધી વાતો કહેવાથી આ ઉદ્યોગમાં છોકરાંને વધારે રમુજ પડશે.

બાળવર્ગમાં થોડાં છોકરાં હોય તો જે મેજપર રેતી મૂકી હોય તેની આસપાસ કોઈવાર તેમને ઉભાં રાખી બધાં છોકરાં એકઠાં મળીને એક પદાર્થ બનાવે એવી પણ તજવીજ કરવી.

---

# સંખ્યાવિષે પાઠો.

## પગથિયું १७ મું.

**પાઠ २ જો.—આખી સખ્યાઓનાં અપૂર્ણાંકમાં રૂપ આપવા વિષે.**

२ જાંમફળનાં અડધાં જામફળ કેટલાં ?

३, ४, ५, ६, ઇત્યાદિ જામફળનાં અડધાં જામફળ કેટલાં ?

२, ३, ४, ५, અને ६ પૈસાના અડધા પૈસા કેટલા ?

२, ३, ४, ५, અને ६ જામફળના તૃતીયાંશ કેટલા ?

२, ३, ४, ५, અને ६ પૈસાના તૃતીયાંશ કેટલા ? (પાઇઓ કેટલી ?) ચતુર્થાંશ વિષે પણ એવાજ સવાલ પૂછવા.

દરેક અડધના ३ ભાગ કરીએ તો બધા મળીને કેટલા ભાગ થાય?

દરેક અડધના ४ અને ५ ભાગ કરીએ તો બધા મળીને કેટલા ભાગ થાય?

દરેક તૃતીયાંશના २, ३, ४, ५, અને ६ સરખા ભાગ કરીએ તો બધા મળીને કેટલા ભાગ થાય?

દરેક પાના २, ३, ४, ५, અને ६ સરખા ભાગ કરીએ તો બધા મળીને કેટલા ભાગ થાય?

ટીકા—જામફળ અથવા બીજી વસ્તુઓ લઇને છોકરાંએ એ પ્રમાણે પોતાની મેળે કરવું એને માટે ઘણાં જામફળો જોઇશે, માટે પત્તાંનો ઉપયોગ કરવો ઠીક પડશે. એ પત્તાંના જોઇએ તેટલા ભાગ કર-

વાં, પરંતુ જુદા જુદા ભાગ છોકરાં પાછા જોડી દે અને એકમનો વિચાર તેમના મનમાં કાયમ રહે તેટલા માટે પત્તાંને કાપીને છેક છૂટા-છંડા પાડવા નહિ. આ પછી લીટીઓનો ઉપયોગ કરવો ઠીક પડશે, કારણ કે વસ્તુઓ કરતાં તે વધારે અનુકૂળ પડેછે.

છોકરાંની કને નીચે પ્રમાણે સાથે બોલાવરાવવું:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ આખી વસ્તુ | | ૨ અડધાની બરાબર છે. | | |
| ૨ | ,, | ૪ | ,, | ,, |
| ૩ | ,, | ૬ | ,, | ,, |
| ૪ | ,, | ૮ | ,, | ,, |
| ૫ | ,, | ૧૦ | ,, | ,, |

ઇત્યાદિ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ આખી વસ્તુ | | ૩ તૃતીયાંશની બરાબર છે. | | |
| ૨ | ,, | ૬ | ,, | ,, |
| ૩ | ,, | ૯ | ,, | ,, |
| ૪ | ,, | ૧૨ | ,, | ,, |
| ૫ | ,, | ૧૫ | ,, | ,, |

ઇત્યાદી.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ આખી વસ્તુ | | ૪ ચતુર્થાંશ કે પા ની બરાબર છે. | | |
| ૨ | ,, | ૮ | ,, | ,, |
| ૩ | ,, | ૧૨ | ,, | ,, |
| ૪ | ,, | ૧૬ | ,, | ,, |
| ૫ | ,, | ૨૦ | ,, | ,, |

ઇત્યાદિ.

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૯ મો.

### નિશાળના ઓરડાના ભાગોનાં અને તેમાંના સામાનનાં એકએકથી અંતર નકશામાં માંડવા વિષે.

છેલ્લો પાઠ શા વિષે હતો? ઓરડામાંની વસ્તુઓનાં એક એકથી

અંતર વિષે. હવે આપણે તેઓનાં ખરેખરાં સ્થળ નકશામાં માંડીએ.* ઓરડાની ઉત્તર સીમા કઈ? આ ગોખલો નકશામાં ક્યાં માંડેલો છે? ઉત્તરની દિવાલપર કઈ કઈ વસ્તુઓ મૂકેલી છે? તેમનાં નામ છોકરાં કને દેવડાવવાં. હવે ઉત્તર સીમા દર્શાવનારી લીટી પર કયે ઠે-કાણે મારે તેમનાં સ્થળ દેખાડવાને ટપકાં મૂકવાં તે કહો. પછી છોકરાંએ એ ટપકાં મૂકવાનાં સ્થળ નક્કી કરવાં, જેમકે એક ટ-પકું વચમાં, બીજું ખુણાની પાસે, ઇત્યાદિ. એમ બારીઓ, બારણાં, ઇત્યાદિનાં, તથા નિશાળના સામાનનાં સ્થળ છોકરાંની કને નકશામાં મંડાવ્યાથી નકશાનો ઉપયોગ અને હેતુ તેમના સમજવામાં આવશે. આ પાઠમાં આપણે શું કર્યું? ઓરડામાંની વસ્તુઓનાં સ્થળ દર્શાવ્યાં. વસ્તુ-ઓનાં સ્થળ નકશામાં શી રીતે દર્શાવવામાં આવેછે તે તમે પાછલા પાઠોમાં શિખી ગયા નથી કે? તમે તે પાઠમાં શું શિખ્યા? તેઓ ઉ-ત્તરે, દક્ષિણે, પૂર્વે, કે પશ્ચિમે છે એવું અમે શિખ્યા. આજે તમે શું શિખ્યા? વસ્તુઓનાં એક બીજાથી અંતર. તમે અગાઉ મુખ્ય દિશા-ઓના સંબંધમાં અને આજે એક એકના સંબંધમાં વસ્તુઓનાં સ્થ-ળ શિખ્યા.

---

# ડ્રૉઇંગ.

( ચાલુ પાને ૧૩૫ થી. )

૨. ફ્રીહૅન્ડ માટે નમૂના—આમાં નીચેનાનો સમાસ થાયઃ—

૧. *ભૂમિતિની શુદ્ધ આકૃતિઓ,* ૨. *ભૂમિતિની ન હોતાં કેવળ* શિલ્પી લક્ષણવાળી અથવા અર્દ્ધ સ્વાભાવિક આકૃતિઓ, ૩. સાદાં લક્ષણવાળા છૂટા અને વાસ્તવિક પદાર્થોનાં ભૂમિતિ ઉંચાઇમાં દોરેલાં ચિત્રો, અને ૪. પદાર્થોનાં યથા દર્શન ચિત્રો. છેલ્લા વર્ગના ન-

---

* જમીનપર ચાકવતી રૂપરેખા કહાડી તેમાં પદાર્થોનાં સ્થળ માં-ડવાં ઠીક પડશે. જ્યારે કાગળપર દોરેલો ઓરડાનો નકશો મૂકવામાં આવે ત્યારે તેને પ્રથમ ભોંયપર સપાટ મૂકવો જોઇએ.

મૂનાના પદાર્થોની રચના સાદી હોવી જોઇએ, તેઓને સાદી સ્થિતિમાં દર્શાવેલા હોવા જોઇએ, અને તેમની આકૃતિ ઘણીજ સાદી રીતે દોરેલી હોવી જોઇએ. પહેલા ગ્રેડના વિદ્યાર્થી મોડલ ડ્રોઇંગના વર્ગમાં જે પદાર્થોનાં ચિત્ર દોરતા હોય તેવા પદાર્થોના નમૂના ઠીક પડશે.

ઘણાંખરાં પ્રાણી અને વનસ્પતિના આકાર સમુદાયમાં,એટલા તો વિષમ અને અનિયમિત હોયછે અને વિગતમાં એટલા તો મહેનતથી કહાડી શકાય એવા અને બારીક હોયછે કે પહેલા અને બીજા ગ્રેડના ડ્રોઇંગને માટે તેમના નમૂના ઉપયોગી થઇ શકશે નહિ; ખરેખર સ્વાભાવિક પદાર્થોને જોઇને તેપરથી તેમનાં ચિત્ર કહાડતાં તેજ વખતે શિખવવામાં ન આવે તો અભ્યાસની હરકોઇ પાયરીમાં તેમનાં અધરાં ચિત્રોની નકલ કરવી કાંઇ કામની નથી.

૩. ફ્રી હેન્ડ ડ્રોઇંગ—એના અભ્યાસ ક્રમના પહેલા ભાગમાં નમૂના યોગ્ય પ્રમાણવાળા હોવા જોઇએ, અર્થાત્ મધ્ય બિંદુમાંથી દોરેલી સીધી લીંટીથી બે બરાબર અને સમાન ભાગ થાય એવાં ચિત્ર હોવાં જોઇએ.

( નમૂના અને તેમના અભ્યાસનો ક્રમ. )

અભ્યાસને માટે નમૂનાની યોગ્ય ગોઠવણ નીચલા ક્રમમાં કરવી:—

૧. સીધી લીંટીઓ.
   સીધી લીંટીઓની જુદી જુદી તરેહની ભૂમિતિ સંબંધી અને શણગાર યુક્ત ગોઠવણ.
૨. વાંકી લીંટીઓ.
   વર્તુલ.
   લંબ વર્તુલ (ઇલિપ્સ.)
   મળસૂત્રાકાર કે પેચનો આકાર (ભૂમિતિની બે ફેરની સમ આકૃતિ).
   ભિન્ન ભિન્ન તરેહની વાંકી લીંટીઓ.
   સીધી લીંટીઓ સાથે વાંકી લીંટીઓની શણગાર યુક્ત ગોઠવણ.
૩. ત્રિજ્યા લીંટીઓની જુદી જુદી ગોઠવણ.
૪. શણગાર યુક્ત આકૃતિઓ, નમૂના, અને પદાર્થો, તથા શણગારમાં વપરાતાં ફૂલ અને પાંદડાંના સાદા આકાર.

સઘળાં મનોયત્નનાં સંબંધમાં વિદ્યાર્થીએ નિયમસર સાદાપરથી અઘરાપર જવું. ઘણાખરા વિદ્યાર્થીઓ શિક્ષક તરફથી યોગ્ય ખુલાસો અને મદદ મળ્યાથી બીજો નમૂનો કાંઇક ઠીક કહાડી શકે એટલોજ તે પહેલા કરતાં વધારે મુશ્કેલ હોવો જોઇએ.

( અધુરૂં. )

---

## જૂની ગુજરાતી—गद्य कथासंग्रह.

(સાંધણુ પુ. ૩૨ ના પૃ. ૧૩૨ થી.)

एक वार जीमूतवाहन मित्र मधुकर साथि रमिवा ग्युतिहां [1]ईश्वरीनइ *प्रासादि[2] देवाङ्गना एक वीणा वाती दीठी।तीणिइ जीमूतवाहन दीठु। परस्परि साहमूं जोयूं । ते स्त्री काम पीडित हूंई । आपणइ घरि गै । सखीए मानइ कहूं । तीणीइ ते भर्तारनइ कहूदेव मिलयावती [3]सानुराग छइ । राजा बोल्यु कहि ऊपरि अभिलाष धरइ छइ । एतलइ कन्यानु भाई बोल्यु । देव [4]विद्याधरकेतु जीमूतकेत,इ आहां आव्यु छइ । तेहनु पुत्र ‡जीमूतवाहन वाईइ दीठु छइ । राजा बोल्यु । जीमूतवाहन नइ आपणी पुत्री देशु । तूं जीमूतकेतनइं लेई वहिलु आवे । पछइ ते विश्वावशि जीमूतवाहननइ आश्रमि जै नइ इम कहूं। तीणइ पिताइ जीमूतवाहन मोकल्यु । ते जीमूतवाहननइ ✕मिलयावती कन्या दीधी। गांधर्व वीवाह करी परिणाव्यां।

---

૧ દેવી.. ૨ દેવળ, મંદિર. ૩ અનુરક્ત, આસક્ત. ૪ વિદ્યાધરમાં શ્રેષ્ઠ.

---

* અસલ प्रसादि. ‡ અસલ પ્રતમાં આ ઠેકાણે બહુ ગોટાળો છે, મૂળ પાઠ નીચે પ્રમાણે છેઃ—जीमूतवाहन इ वाई दीठि । राजा बोल्य । जीमूतवाहन इ आपणी पुत्री देशूं । जीमूतकेतनइ आश्रमि वि. श्वावसु मुहूतर्हे देवा ग्यु । जीमूतकेतु भाइइ तु जीमूतकेतनइ लेई वाहिलु आवे, ✕ અસલ मिलयावती एहवइ नामि कन्या.

पछइ जीमूतवाहन इ कन्यानइ लेई नइ पिता कन्हि आव्यु । ते बेहू सासू ससराने पगे लागां । एक दिहाडइ जीमूतवाहन विश्वावसु साथि [1]पारधि रमिवा गया । तिहां जीमूतवाहनि मोटु एक [2]हाडनु पर्वत दीठु । साला प्रति पूछूं ए शूं दीसइ छइ । सालु बोल्यु । पातालिथिकु नागकुमार दिहाडि आवइ । गुरुड भक्ष करइ । अनेकि ×नागनी कोडि[3] खाधी । एवडां हाड तेहनां । जीमूतवाहन बोल्यु । हे मित्र तूं घरि जा । हुं देवदर्शन करेशि । सालु ग्यु । जीमूतवाहन जेतलइ नमस्कार करी रहि तेतलइ रोती स्त्री एक सांभली । हा पुत्र, हा पुत्र, एहवु शब्द सांभल्यु । जीमूति पूछूं । हे मात तू कां रोइ छइ । स्त्री बोली माहरा पुत्रनु [4]क्षयदिवस आव्यु छइ । §जीमूति कहूं । ताहरा पुत्रनी वती हूं मर्योस[5] । एतलइ तेह स्त्रीनु पुत्र शंखचूड बोल्यु । स्वामी तूं कांइ[6] मरइ । मूह सरखा प्राणी केतला इ हौआ । केतला हशि । पणि जीमूतवाहन सांभलि पीयाराने[7] प्राणि करी आपणा प्राण सहूं* राखइ । पणि आपणे प्राणि करी पीयारा प्राण राखइ ते तूह ज दीसइ छइ । जेतलइ गरुड आवइ तेतलइ हूं※ गोकर्ण देवनइ नमस्कार करी आवूं । एहवूं कही ते शंखचूड ग्यु । तेतलइ आकाश मार्गिथी गुरुड आवतु दीठु ।

(अपूर्ण) ह० ल० ध्रुव.

१ शिकार. २ हाडकांनो पर्वत. ३ करोड, करोडबंध संख्या. ४ मोतनो दहाडो. ५ मरीश. ६ शा माटे. ७ प्यारा.

× असल नागन. § असलमां आ वाक्य नथी. * असल हूं राखइ. ※ असल सहूं कोंकर्णा.

# બાળ ગીત.

### કસરત ( ગીત પહેલું. )*

( ચાલો તમે ચાલ ઘણી રૂડી, એ રાગ. )

આવો ભાઈ આજ સહુ ફરીએ;
થોડી સહેલી કસરત તો કરીએ; આવો૦
થાઓ એક, બે, ત્રણની હારો,
ચાલો અનુક્રમે પછી યારો; આવો૦
પકડી એક બીજાના હાથે,
ફરો નહિ તો છુટા થઈ સાથે; આવો૦
સઉ એક હાથ કરો લાંબો,
બીજો પણ લંબાવો સામો; આવો૦
કરો બાળ અદબ શરમ રહેવા,
સીધા ફરો સુખ શરીર લેવા; આવો૦
બેસી જાઓ ઊભા થાઓ વીરો,
ડાબા; જમણા, સીધા ફરો ધીરો; આવો૦
રમી હવે થાક્યા, બેસી જઇશું,
કરી કસરત ખુશી થઇશું; આવો૦

કહાનજી માધવજી ભટ.

---

## ચર્ચાપત્ર.

૧. જયન્ત—તમારૂં ચર્ચાપત્ર પહોંચ્યું છે. તે ઘણું લાંબું છે. કોઈ માણસ અથવા લેખક વિષે ટીકા કર્યા વિના માત્ર પુસ્તક ઉપર ટુંકામાં ટીકા લખી મોકલશો તો છાપીશું. વાંચનમાળા હવે રિટરિયો-

---

* "યારો," "વીરો," વગેરે શબ્દોથી છોકરાઓ માટે ગીત રચેલું જણાય છે, છતાં રાગ છોકરીઓ લાયક છે તે ઠીક નથી. તો-પણ વિષય બાળકોને યોગ્ય સમજી દાખલ કરીએ છીએ.—એડિટર.

પ્રાંતના એન્યુ. ઈન્સ્પેકટર સાહેબ પોતાના અંગ્રેજી કાગળ નં. ૨૭૪ તા. ૮મી અપ્રેલથી ફરમાવે છે કે એનો પગાર તારીખ ૮ મીથી તે ૨૩ મી ફેબ્રુઆરી ૧૮૯૩ સુધીનો કાપવો, અને એને પગાર હાલ જે ૨૨૦) મળે છે તે ઓછો કરી ૨૧૫) કરવો, તે એક વરસ અથવા તો એના સારા કામનો અને સારી ચાલનો રીપોર્ટ નહીં થાય ત્યાં સુધી. આ હ- કીકતથી સઘળા મહેતાજીઓએ વાકેફ થવું. તા. ૧૧-૪-૯૩.

F. M. KHIMJIANI.
ડે. એ. ઈ. ભરૂચ.

---

## જાહેર ખબર.

જા. નં. ૩.

ભરૂચ જીલ્લાની લોકલબોર્ડ નિશાળોના તમામ મહેતાજીઓને ચે- તવણી આપવામાં આવે છે કે તા. ૨૨ મી ફેબ્રુઆરી સન ૧૮૯૩ ને રોજ મહેરબાન આસીસ્ટંટ કલેકટર સાહેબ બહાદુર મોજે કરસદ તા- લુકે આમોદની નિશાળની વીઝીટ કરવા પધારેલા તે વખતે મહેતાજી તુળસીદાસ સામળદાસ નિશાળમાં હાજર ન હતા. નિશાળમાં તે વખતે નવ છોકરા રમતા હતા. સાહેબ મોસુફના આવ્યાની ખબર મહેતાજીને પડતાં તુરત મહેતાજી આવ્યા હતા ને કહ્યું કે છોકરો બોલાવવા ગએ- લો હતો. આ વાત જુઠી હતી પણ મહેતાજી પોતાને ઘેર કે દોસ્તદારને ઘેર બેઠેલા હતા. આ સઘળી હકીકત મહેરબાન ઈન્સ્પેકટર સાહેબ બ- હાદુરને જાહેર કરતાં સાહેબ મોસુફ પોતાના અંગ્રેજી કાગળ નં. ૩૨ તારીખ ૫-૪-૯૩ થી એ મહેતાજીનો પગાર જે હાલ ૨૧૬ ) મળે છે તે ઓછો કરી રેંકનો પગાર એટલે ૨૧૨) એક વરસ માટે કીધોછે. અને વધારે એમ પણ ફરમાવ્યું છે કે આ મહેતાજી પોતાની આવી ચાલ સુધારશે નહીં તો હવે પછી એથી પણ પગારમાં ઘટાડો થશે અગર બરતરફ થશે. આ હકીકતથી સઘળા મહેતાજીઓએ વાકેફ થવું.
તા. ૭-૪-૯૩

## જાહેર ખબર.

જા. નં. ૪.

ભરૂચ જીલ્લાની લોકલબોર્ડ નિશાળોના તમામ મહેતાજીઓને ચેતવણી આપવામાં આવે છે કે તા. ૨-૨-૯૩ને રોજ મહેરબાન કલેકટર સાહેબ બહાદુર મોજે બોજાવા તાલુકે જંબુસરની નિશાળની વીઝીટ કરવા પધારેલા તે વખતે મહેતાજી નિશાળમાં હાજર ન હતા અને હાજરી બુકમાં મહેતાજીની તા. ૨૮ મી જાનેવારીથી સહી ન હતી તેથી મહેતાજી તા. ૨૮ મી જાનેવારીથી તે ૨ જી ફેબ્રુઆરી ૧૮૯૩ સુધી ગેરહાજર હતા એમ સીધ થએલું. તેથી મહેરબાન ઈનસ્પેકટર સાહેબ બહાદુરે પોતાના અંગ્રેજી કાગળ નં. ૫૭૭૧ તા. ૨૭ મી ફેબ્રુઆરીથી મહેતાજી મજકુરનો પગાર તારીખ ૨૮ મી જાનેવારીથી તે તા. ૨ જી ફેબ્રુઆરી સુધી કાપ્યો તથા એ મહેતાજીને પગાર રૂ૧૦ ) મળતો હતો તેમાં રૂ૧) નો દરમાસે ઘટાડો કીધેલો છે. અને વળી સાહેબ મોસુફ વધારે એ પણ ફરમાવે છે કે જો ફરીથી વગર રજાથી ગેરહાજર રહેશે તો ખાતામાંથી બરતરફ કરવામાં આવશે. આ હકીકતથી સઘળા મહેતાજીઓએ વાકેફ થવું. તા. ૭-૪-૯૩.

F. M. KHIMJIANI.
ડે. એ. ઈ. ભરૂચ.

---

## જાહેર ખબર.

નિશાળોમાં વહેંચાયલાં ઇનામો આ પત્રમાં છાપવામાં આવે છે તે બાબત મહેરબાન ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબને લખતાં તે સાહેબ પોતાના ઈં. પત્ર નં. ૮૮૯ તા. ૫-૫-૯૩ માં ફરમાવે છે કે આયંદે ત્રણ રૂપિયાથી ઓછી ન હોય તેવી રકમોનાં ખાસ ઈનામ પ્રસિદ્ધ કરવાં.

હવેથી આ હુકમને આધારે ત્રણ રૂપિયાની અંદરનાં ઇનામ પ્રસિદ્ધ કરવામાં આવશે નહિ, માટે મે. ડેપ્યુટી ઈન્સ્પેકટર સાહેબોને તથા

સ્કૂલ બોર્ડના ચેરમન સાહેબોને વિનતિ કરીએ છીએ કે હવે પછી હમારા તરફ જે ઈનામ પત્રકો મોકલવામાં આવે તેમાં ત્રણ રુપિયાથી ઓછી કિંમતનાં ઇનામ દાખલ કરવાં નહિ.

અમદાવાદ, શાળાપત્ર ઓફીસ, તા. ૭—૫—૯૩. | માધવલાલ હરિલાલ દેસાઈ. એડિટર, ગુ૦ શાળાપત્ર.

---

## જાહેર ખબર.

પબ્લિક સરવિસ સરટિફિકેટ પરીક્ષાની અરજીનાં ફાર્મ મેળવવામાં, ભરવામાં, અને મોકલવામાં આ ઇલાકાના ઉમેદવારો અને મહેતાજીઓ ઘણી ગફલત કરે છે તે હવે પછી ન થવા નીચેની સૂચના આપવામાં આવેછે.

આ અરજી માટે ખાસ ફાર્મ છપાયલાં છે તે મંગાવવાં. કોઈ કોઈ ઉમેદવાર બીજા ફાર્મમાં અરજી મોકલે છે તે ચાલતી નથી.

ફાર્મ મંગાવવામાં કેટલાક મહેતાજીઓ સુરતી કરે છે અને છેવટે દોડા દોડ કરે છે. કેટલીક વખત આખા તાલુકાના ઉપયોગ માટે જોઇએ તેટલાં ફાર્મ તાલુકા માસ્તર મંગાવે છે અને પાછા મહેતાજીઓ અને ઉમેદવારો બારોબાર પણ મંગાવે છે, તેથી કેટલાંક ફાર્મ ભેવડાઇને નકામાં જાય છે અને લખાણ વધે છે. દરેક મહેતાજીને પોતાની નિશાળ માટે જેટલાં ફાર્મ જોઇએ તેની સંખ્યા તે દર વરસ મે માસમાં તાલુકા માસ્તરને લખી મોકલશે અને તાલુકા માસ્તર આખા તાલુકા માટે એકંદર ફાર્મ જોઈએ તે જુન માસની પંદરમી તારીખ પહેલાં હમારી પાસેથી મંગાવી તાલુકામાં વહેંચશે તો હાલ પડતી હરકત દૂર થશે અને બધાને વખતસર જોઇએ તેટલાં ફાર્મ મળી શકશે. ખાનગી ઉમેદવારોએ બારોબાર મંગાવવા હરકત નથી.

દરેક મહેતાજી તથા ઉમેદવારે યાદ રાખવું કે દર વરસ તા. ૧ લી ઓગસ્ટ પહેલાં અમને પહોંચે તે પ્રમાણે અરજીઓ મોકલવી જોઇએ. તે પછી આવેલી અરજીઓ લેવાતી નથી.

અરજીઓ મોકલતાં પાકીટ ઉપર ટીકીટો પુરતી ચોટવાની સંભાળ રાખવી કે તે નોટપેડ થાય નહિ. નોટપેડ કાગળો લેવામાં આવતા

નથી, અને ટપાલ મારફત ઉમેદવારોને તે પાછા મળે અને તે ફરીને મોકલે ત્યાં સુધીમાં મુદત વીતવાથી તેમને નુકસાન થવાનો સંભવ છે.

સત્તર વરસની ઉમ્મર પૂરી થયા વગર અને પચીસ વરસ પૂરાં થયાં પછી કોઈ ઉમેદવારને પરીક્ષામાં દાખલ કરવામાં આવતો નથી. દર વરસ તેવા કેટલાક ઉમેદવાર અરજીઓ મોકલી નકામી તસ્દી આપે છે અને તેમની ફી તીજોરીમાં ભરાઈ હોય છે તો તે તેમને પાછી મળતી નથી. માટે આવા ઉમેદવારોએ અરજી મોકલવી નહિ. પચીસ વરસની ઉમ્મર થઈ ગયેલા નિશાળ ખાતાના નોકરોને મહેરબાન ઇન્સ્પેકટર સાહેબની ખાસ મંજુરીથી દાખલ કરવામાં આવે છે. તેવા ઉમેદવારોએ વખતસર ચેતી મંજુરી મંગાવી મૂકવી અને મંજુરીનો હુકમ પરીક્ષામાં દાખલ થવાની અરજી સાથે બાંધવો.

અરજીનું ફોર્મ ભરવામાં ઘણીજ ગફલત જોવામાં આવે છે તે બાબત નીચે સૂચના કરીએ છીએ.

૧. પરીક્ષામાં પાસ થયેલા કેટલાક ઉમેદવારો માત્ર માપકરણની પરીક્ષા માટે હરવરસ આવે છે. તેમાંના કેટલાક તે વાત પોતાની અરજીમાં સ્પષ્ટ જણાવતા નથી તેથી પત્રકો વગેરે કરવામાં હરકત પડે છે. માત્ર માપકરણ માટે આવનાર ઉમેદવારે એ વાત સ્પષ્ટ લખવી અને પબ્લિક સરવિસ પરીક્ષામાં આગળ કઈ સાલમાં પાસ થયો છે તે પણ જણાવવું. પાસ થયાનું સર્ટિફિકેટ મળ્યું હોય તે પરીક્ષાને દિવસ સાથે લેતા આવવું.

૨. અરજી નીચે આબરૂદાર ગૃહસ્થ અથવા મહેતાજીનું સરટિફિકેટ આપવામાં આવે છે. છ માસના રેહણ બાબત ખાનગી ઉમેદવારોને આબરૂદાર ગૃહસ્થ સરટિફિકેટ આપે તે ચાલે છે. ઉમ્મરની બાબતમાં તો દરેક ઉમેદવારે પોતાની છેલ્લી નિશાળના મહેતાજીની સહીનું સરટિફિકેટ રજુ કરવું જોઇએ એમ મહેરબાન ઇન્સ્પેકટર સાહેબનો હુકમછે. ઘણા ઉમેદવારો બેદરકારીથી અથવા બિનમાહીતીથી ગમે તે ગૃહસ્થનું ઉમ્મરનું સરટિફિકેટ મોકલે છે તેથી નકામું લખાણ વધે છે. હવેથી તેમ ન થવા કાળજી રાખવી જોઈએ.

૩. પરજીલ્લાનો વતની આ જીલ્લામાં પરીક્ષા આપવાનો હશે તે અત્રે પરીક્ષા આપવાનું કારણ પણ અરજીમાં જણાવશે તો તે બાબત પાછળથી તજવીજ કરવાની જરૂર પડશે નહિ, અને લખાણ કમી થશે.

૪. અરજીની બીજી લીંટીમાં "પરીક્ષા" શબ્દ પછી ખાલી જગા રાખી છે ત્યાં કેટલાક ઉમેદવાર "ગુજરાતી," કેટલાક "થર્ડ-ગ્રેડ," કેટલાક પરીક્ષાની તારીખ, વગેરે લખે છે. તે જગાએ પરીક્ષાનું સ્થળ લખવાનું છે. આ જીલ્લા માટે ત્યાં "અમદાવાદ" લખવું.

૫. અરજીની ચોથી લીંટીમાં "હું" પછી ફુદડી (*) કરી ખાલી જગા રાખી છે. તે માટે બાજુપર ખાસ સૂચના કરેલી છે કે ત્યાં "જો બીજી ભાષા હોય તો તે લખવી," છતાં કેટલાક "સ્વભાષામાં," કેટલાક "ગુજરાતીમાં," કેટલાક "છઠ્ઠા ધોરણમાં," કેટલાક "થર્ડ ગ્રેડમાં," વગેરે લખે છે. બાજુપર સૂચના આપી છે તે પ્રમાણે લખવાનું હોય તો લખવું, નહિ તો જગા ખાલી રાખવી. તેજ લીંટીમાં "+" આનું નિશાન કરી જગા ખાલી રાખી છે ત્યાં મા૫કરણ લેવું હોય તો લખવું, નહિ તો જગા ખાલી રાખવી. કેટલાક જણ તે ઠેકાણે "થર્ડ ગ્રેડમાં" લખે છે તે ખોટું છે.

૬. અરજીની સાતમી લીંટીમાં "આપનો નમ્ર સેવક" એમ છાપ્યું છે તેની ઉપર કેટલાક સહી કરે છે, કેટલાક તેની નીચે સહી કરે છે, અને કેટલાક સમૂળગી સહી કરતા નથી. દરેક ઉમેદવારે સદરહુ શબ્દોની નીચે સહી કરવી.

૭. કેટલાક ઉમેદવારો "ઉપનામ" નો અર્થ સમજતા નથી, અને જાણે તેનો અર્થ "ઉરફે" હોય તે પ્રમાણે લખે છે. આ ભૂલ ન થવી જોઇએ.

૮. "આવતી સાલગિરીને દહાડે ઉમ્મરનાં કેટલાં વરસ પૂરાં થયાં," આ પ્રમાણે હકીકત માગી છે તે ઘણી વિચિત્ર રીતે ભરવામાં આવેછે. ઘણા ઉમેદવારો અને કેટલાક મહેતાજીઓ પણ "સાલગિરી" શબ્દનો અર્થ સમજતા નથી. આ જીલ્લાની મોટામાં મોટી અને મુખ્ય

ગણાતી એક નિશાળનો કોઈ પણ ઉમેદવાર ગઇ સાલ એ સમજ્યો નહોતો અને મહેતાજીએ તે ઉપર ધ્યાન પણ આપ્યું નહોતું. "આવતી સાલગિરી" એટલે કોઈ પરીક્ષાની તારીખ સમજે છે, કોઈ અરજીની તારીખ સમજે છે, કોઈ આવતી તા. ૧ જાનેવારી સમજે છે; કોઈ ગઈ વરસ ગાંઠ સમજેછે, વગેરે. અરજીની તારીખ પછી જે વરસ ગાંઠ આવે તે દિવસે કેટલાં વરસ પૂરાં થશે તે આ જગાએ લખવાનું છે.

૯. અરજી નીચેના સરટિફિકટમાં જન્મની તારીખ, ગાસ, અને સન ખરું લખવું. કાંઈ રહી જવું ન જોઇએ.

૧૦. કેટલીક અરજીઓમાં ઉમેદવારો ઉમ્મર લખે છે તે અને સરટિફિકટમાં મહેતાજીઓ ઉમ્મર લખે છે તે મળતી આવતી નથી. આવે પ્રસંગે મહેતાજીએ કાળજી રાખી જ્યાં ભૂલ હોય ત્યાં તે સુધારવી જોઇએ.

૧૧. કોઈ કોઈ ખાનગી રીતે આવનાર ઉમેદવારની ફર્યાદ આવે છે કે છેલ્લી નિશાળના મહેતાજી પાસે ઉમ્મરનું સરટિફિકટ માગ્યું પણ તે આપવા ના કહે છે. દરેક ઉમેદવારે પોતાની છેલ્લી નિશાળના મહેતાજીની સહીનું ઉમ્મરનું સરટિફિકટ રજુ કરવું એમ મહેરબાન ઇન્સ્પેકટર સાહેબે હુકમ કર્યો છે એટલે તેવાં સરટિફિકટ આપવાની મહેતાજીઓની ફરજ છે.

૧૨. કોઈ કોઈ ઉમેદવાર અરજીમાં રેઠાણનું ગામ, જીલ્લો, વગેરે લખવું ભૂલી જાય છે તે છતાં સરટિફિકટ આપનાર મહેતાજી તપાસ્યા વગર સહી કરી અરજી રવાના કરી દેછે.

૧૩. ગઈ સાલ સરટિફિકટમાં એક મહેતાજીએ લખ્યું હતું કે "છ માસથી ખાનગીમાં રહી અભ્યાસ કરે છે," ઉમેદવાર કયા ગામમાં રહેતો હતો તે લખ્યું નહોતું. એ જગાએ છ માસના રેઠાણનું ગામ લખવાનું છે.

૧૪. રેઠાણનું સરટિફિકટ મહેતાજી સિવાય બીજા કોઇ ગૃહસ્થનું હોય ત્યારે સહી કરનારનો હોદ્દો અથવા ધંધો લખાવવો કે તે કોણ

છે અને સરટિફિકેટ ભરોસો રાખવા જેવું છે કે કેમ તે સમજવામાં આવે.

૧૫. કેટલાક ઉમેદવારો અને મહેતાજીઓ અરજી તથા સરટિફિકેટની નીચે તારીખ લખતા નથી. એ ભૂલ પણ ન થવી જોઇએ. ...

૧૬. કોઈ કોઈ સરટિફિકેટ નીચે મહેતાજી અથવા ખાનગી ગૃહસ્થ એમાંથી કોઈની પણ સહી હોતી નથી.

આશા છે કે ઉપર બતાવેલી અને બીજી ગફલતો હવે પછી નહીં થાય અને અરજીઓ તથા સરટિફિકેટો વધારે કાળજીથી ભરી મોકલાશે. આયંદે જે અરજીઓ રીતસર ભરેલી નહિ હોય, તે સુધારવા સારૂ તરત સરવિસ બેરિંગ પાછી મોકલવામાં આવશે, અને સુધરીને રીતસર ભરાઈ આવ્યાની તારીખે પહોચેલી ગણવામાં આવશે. તેમ થતાં નિમેલી મુદત વીતી જશે તો ઉમેદવાર પરીક્ષામાં દાખલ થઈ શકશે નહિ.

MADHAVLAL H. DESAI.

અમદાવાદ, પ્રેસિડંટ, થર્ડ ગ્રેડ પબ્લિક સરવિસ
તા. ૨૪-૯-૯૩. સરટિફિકેટ પરીક્ષા,
અમદાવાદ.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

### ભરૂચ વિભાગ.

ઈખર. પોલીસ પટેલ અલીભાઈ મહમદ રૂ. ૫). ભાડભૂત. શેઠ ત્રીભોવનદાસ દ્વારકાદાસ ઇજારદાર રૂ. ૫). ગજેરા. વકીલ રેવાશંકર દામોદર રૂ. ૩). સાયણ. ભરૂચના પટેલ નાગજી જોઈતા રૂ. ૩) તથા તમામ છોકરાને જમાડયા.

### ખેડા વિભાગ.

કાળસર. ગદીદા જેઠાભાઈ પુંજાભાઈ રૂ. ૧૫). ઉમેટા. સ્કૂલ કમિટિના મેમ્બરો રૂ. ૪). રાસ. કહેલ તાલુકે બોરસદના ઠાકોર શ્રી મુળજીભાઈ કુબેરસંગ, ગતાદાર વરજભાઇ સખીદાસ, હાથીભાઈ દેસાઇભાઈ, મુખી બાઇલાલ ભવાન, ઉધરાતદાર શંકરભાઈ બાપુજી, મથુરભાઈ જેસીંગભાઈ, પટેલ કાશીદાસ ભવાનીદાસ, પટેલ રણ-

ઊડભાઈ ગીરધરભાઈ રૂ. ૧પાા. લસુંદ્રા. ભટ ગોરધન સદારામ રૂ. ૧પાાન્. વીણા. મુખી કુબેરભાઈ ડુંગરદાસ, તલાટી ગોકળભાઈ ખુશાલદાસ, મતાદાર હરીભાઈ રણછોડ, ઠા. ઈશ્વર જેઠાભાઈ રૂ. પાાન્ાા. અલીંદ્રા. પટેલ વાઘજીભાઈ રણછોડ, તલાટી સોમાભાઈ, ઊધરાતદાર વેણીભાઈ ભાઈઆ, મુખી વાભાઈ શંકરભાઈ રૂ. ૪ાા. ગાજણા. દરબારશ્રી હીમતસંગજી રાયસંગજી, નખીવાના ઠાકોર શ્રી લાખીઆરજી દુઆજી, ઠા. નરભેરામ હરજીવન, તલાટી કેશવલાલ જાદવરામ રૂ. ૧પ). ઉઢેટા. પા. બાજીભાઈ વેણીદાસ ખાંડના લાડુ જમાડયા. ઉમેટા. શા હીરાચંદ ભાઈચંદ તથા રતનચંદ નરોતમદાસ રૂ. ૩). પાળજ. પોલીસ પટેલ મોતીલાલ ભાઇલાલ રૂ. ૪). પીંપળાવ. પાળજના મુખી મોતીલાલ ભાઇલાલ રૂ. ૭. દાવડા. દંતાળીના પોલીસ પટેલ જોશી નાનાભાઈ અભેરામ રૂ૩ાા. જનોડ. ઠા. શ્રી પૃથુરાજસંગજી રૂ. ૪). નરસંડા. શેઠ ચુનીલાલ તારાચંદ તથા ગોકળભાઈ દાદાભાઈ રૂ. ૪). ડભાણ. સ્કુલ કમીટીના મેમ્બરો તથા ગામના ગૃહસ્થો રૂ. ૧પાા. થામણા. નડીઆદના મી. મણીલાલ નભુભાઈ રૂ. ૩). ગાના. પટેલ મથુરભાઈ ભવાનદાસ રૂ. ૩). આંકલાવ. પ્રેમરતનજી ખેમરતનજી રૂ. ૪), શા. લાલચંદ સુરચંદ, શા. ઉમેદ ગીરધર, પા. ખુશાલભાઈ કુબેરભાઈ, ગોરજી પ્રેમરતનજી ખેમરતનજી, ગોસાઈ ઈશ્વરગર હંસગર, દવે મનસુખરામ નરોતમ, ઠાકોર આનાભાઈ કહાનજી રૂ. ૭ાા.

### કચ્છ પ્રાંત.

ભૂજપુર. મહારાજા સાહેબ રૂ. ૬), ગામ લોકો રૂ. ૯ા. અંજાર. મહારાજા સાહેબ રૂ. ૨૬-૧૪-૬, રા. શીવલાલભાઈ રૂ. ૧૬ાન્. અંજાર નાઇટ સ્કુલ. મહારાજા સાહેબ રૂ. ૧૧-૧૧-૯. અંજાર કન્યા. મહારાજા સાહેબ રૂ. ૧૧-૧૧-૯. નુણા. એજન રૂ. ૬-૧૧-૯, ઠક્કર દયાલ મોરારજી, હાડુગર શીવા રૂ. ૪). દુધૈ. મહારાજા સાહેબ રૂ. ૧૯ાન્. નાગલપુર. મહારાજા સાહેબ રૂ. પ-૧૩-૦. કુભારીયા. એજન રૂ. ૧૧-૨-૩. આડેસર. મહારાજા સાહેબ રૂ. ૧૦-પ-૦. ખીટા. મહારાજા સાહેબ રૂ. ૩-૧૩-૦. ખાવડા. મહારાજા સાહેબ રૂ. ૩ાા. લખપત. નારણદાસ જીવણદાસ વગેરે રૂ. ૬ાા, મહેતાજીને રૂ. ૨),

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નો[illegible]
કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન આપાશે નં[illegible]

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુ
લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું
કલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી [illegible]

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબ
તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિ[illegible]
લખી મોકલવા ખાસ વિનતી કરીએછીએ. શાળાઓ સંબંધી
કીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કર[illegible]

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી
તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ.
ડબીઓ જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિન[illegible]
પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને
બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભુલ થવાનો
ભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વ[illegible]
મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખ[illegible]
પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. દસ રૂપીઆ
ઓછીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે. ૦-૧[illegible]

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લ[illegible]
વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર છાપેલે
રૂ૧ થી રૂ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૪ | ૧૫ |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ. | |

બાર માસ લગી લાગ લગટ
તો પ્રથમ પૂરો ચાર્જ અને તે
છીના અગીઆર મહીના
પાગણો ચાર્જ પડશે. બાર [illegible]
નાથી ઓછી મુદત હશે તો [illegible]
મહીને પૂરો ચાર્જ અને પછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

## હેંડબીલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અડધા તોલા સુધીના રૂ. ૧૦-૦
અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરના માટે અ[illegible]
લખવું.

અંક ૭ મો.                                        પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

જુલાઇ સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.

પૃષ્ઠ.



(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદ
યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ.

મુંબઇની હાઇકોર્ટના વકીલ તથા યુનીવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
રા. બા. મણીભાઇ જશભાઇ, દીવાન બાહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમયાશંકર ત્રવાડી, સબઑર્ડિનેટ જડ્જ અમદાવાદ.
રા. સા. હરિલાલ મનસુખરામ, બારીયા સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન્સ જડ્જ અને સુરત મ્યુનીસીપાલ સ્કુલ કમીટીના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સુર્યરામ, ત્રીપાઠી, જુનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છનો નાયબ દીવાન.
રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવી દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઈ.
ખા. સા. બમનજી બેહેરામજી મોદી, એમ. એ., ડેપ્યુટી કલેક્ટર અને સ્કુલ કમીટીના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાલાભાઈ લલુભાઈ વકીલ, સુરત-સ્કુલ બોર્ડના પ્રમુખ.
શેઠ ફ્રેમસ્રજ એદલજી મોદી, બી. એ., સુરત-સ્કુલ બોર્ડના મેમ્બર.
રા. રા. કવિ નર્મદાશંકર લાલશંકર, ગો० તે०ના ધર્મખાતાંનો સેક્રેટરી.

**કેળવણી ખાતાના હાલના ઈન્સ્પેક્ટરો.**

રા. સા. મોતીરામ રાજારામ, ડે. એ. ઇ. સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ.
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી. એ., ડે. એ. ઇ. રતનાગીરી.
રા. સા. વરજરાય સંતોકરાય દેસાઇ, બી. એ., ડે. એ. ઈ. મુંબઈ.
રા. સા. કૃષ્ણલાલ ગોવિંદલાલ મેહેતા, ડે. એ. ઈ., ઝાલાવાડપ્રાંત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મુલજી વિજય, ડે. એ. ઈ. હાલાર પ્રાંત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ. ઈ., સોરઠ પ્રાંત કાઠિયાવાડ.
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજાની, બી. એ., ડે. એ. ઈ. પંચમા. રેવાકાં.
રા. સા. આર. એસ. તોકી, બી. એ., ડે. એ. ઈ., મરાઠી સ્કુલ, મુંબઈ.

**કેળવણી ખાતાના આગલા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો.**

રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી., હાઇકોર્ટના સોલીસીટર, મુંબઈ.
રા. સા. ગોકળદાસ કાહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જાંગીરજી હોરમસજી પચકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રેટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ., જુનાગઢના નાયબ દીવાન.
રા. સા. મણીલાલ નભુભાઈ બી. એ., ભાવનગર કાલેજના પ્રોફેસર.
રા. સા. ગોવિંદ બલવંત લઘાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ, ઝવેરી.

મુંબઇની જોઈન્ટ સ્કૂલ કમીટીના સદગૃહસ્થોએ પસંદ કરેલી અને બધી શુદ્ધ સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

મે. ડાક્ટર થામસ બ્લેમી.
મે. ફ્રેમશજ નવરોજી કાબરાજી.
મે. ચેતનગેરી.
મે. પ્રોફેસર આર. જી. ઓક્સનહેમ.
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. કાશીનાથ ત્રિંબક તેલંગ.
મે. નવરોજી નસરવાનજી વાડીઆ, સી. આઇ. ઈ.
મે. નાનાભાઈ નસરવાનજી સેક્રેટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમીટીના સદ્‌ગૃહસ્થોએ પસંદ કરેલી
અને સૌમાં શ્રેષ્ટ લેખેલી અને પોતાના તાબાની
સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી.

| | |
|---|---|
| મે. રેવરંન્ડ જે. શીલેડી. | મે. ભાનુશંકર નારણશંકર. |
| મે. મનછારામ ઘેહેલાભાઈ. | મે. હરીલાલ તુલજારામ ધરૂ. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નતુમીયાં બક્ષુમીયાં. શેખ. |

પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી., ગાયકવાડના અમરેલી પ્રાંતના સુબા અને માજી ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ
શેઠ દોસાભાઈ નસરવાનજી વાડીયા, એમ. એ., પ્રિન્સપાલ, સર. જ. જી. પા. એ. ઈન્સ્ટીટયુશન, મુંબઈ.
ખા. બા. જમશેદજી નવરોજી ઉનવાલા, એમ. એ. ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલના
શેઠ ફરદુનજી મંનચેરજી દસ્તુર, એમ. એ., પ્રોફેસર પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સયાની, બી. એ., હેડમાસ્તર ભરૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપાલ, ટ્રેનીંગ કોલેજ,
મી. એ. એસ. જર્વીસ, સુરત મીશન સ્કૂલના પ્રિન્સિપાલ.
મી. વીલીયમ બીટી, બી. એ., સુરત મીશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ બેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ
શેઠ હોરમજી જાંગીર પ્રેપ્રાયટરી સ્કૂલના માલેક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇસ્કૂલના માલેક.
શેઠ માણેકજી બેજનજી કુપર માજી ફોર્ટ હાઇસ્કૂલના હેડમાસ્તર.
શેઠ. પાલનજી ખરશેદજી સંજાણા, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચંદનવાડી. સ્કૂલના. માજી માલેક.
શેઠ. જમશેદજી. ખ૦ દુબાસ, બી. એ. હેડમાસ્તર, એલફીન્સ્ટન મીડલસ્કૂલ
શેઠ. માણેકશા. બેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર
રા. રા. લક્ષ્મીદાસ. દી. હેડમાસ્તર આલફ્રેડ હાઇસ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. હેડમાસ્તર, ગોધરા એ.વી. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એ. વી. સ્કૂલ. ભાવનગર
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, હબીબભાઇ સ્કૂલ. ખોજા ખાનમહમદ
શેઠ. રૂશતમજી મેરવાનજી માસ્તર હેડમાસ્તર ફરામજી પટેલ સ્કૂલ.

મુંબઇની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મી. ગુલાબદાસ સુંદરદાસ ચોકસી. | શેઠ. ફકીરજી શોરાબજી મદ્રાસના |
| મે. પ્રાણજીવનદાસ કાહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અંધ્યા |
| મે. હરકીસનદાસ બીજલાલ. | મે. આતમારામ જેકીશનદાસ. |
| મે. શીવશંકર કબ્યુજી ભટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મેરવાનજી શોરાબજી દલાલ. | |

મુંબાઇ અને ગુજરાતના જાહેર છાપાના મતો.

શસ્ત ગોફ્તાર, મુંબઇ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કયસરેહિંદ; ગુજરાતી; યજદાં પરસ્ત; રીપન રીપોર્ટર; ઈન્ડીય

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. જુલાઈ. ૧૮૯૩. અંક ૭ મો.


## मास.

એપ્રિલના અંકમાં શિક્ષકોની સ્પર્ધા માટે પૂછેલા પ્રશ્નોનું પરિણામ હમારા આવતા અંકમાં આપીશું. જુલાઈથી શરૂ થતા ત્રિમાસિકના પ્રશ્નો આ અંકમાં આપીએ છીએ.

---

સ્કૂલ મિસ્ટ્રેસ પત્ર ખબર આપેછે કે ગયા એપ્રિલ માસમાં ઈંગ્લાંડનાં કેટલાંક પરગણાંમાં શાળા ઈન્સ્પેક્ટરોના મેલાવડા થયા હતા, તેમાં બીજા વિષયો સાથે હાલના જમાનામાં બાળકોની આંખો બગડતી જાય છે તે બાબત ચર્ચાઇ હતી, અને તે અટકાવવા માટે નીચેના ઉપાય સૂચવવામાં આવ્યા હતાઃ—

(૧) નિશાળોમાં વપરાતી ચોપડીઓ મોટા ટાઈપથી છાપવી.

(૨) વૈદક શાસ્ત્રના નિયમને અનુસરી જોઇએ તેટલું અને જોઇતી બાજુથી અજવાળું વર્ગના ઓરડામાં દાખલ કરવું.

(૩) છોકરીઓને સોય કામ શિખવતાં ઝીણાં બખીઆ દેવડાવવા નહીં.

---

વાર્ષિક પરીક્ષા વખત નિશાળનાં મકાન અને સાહિત્ય સંબંધી નીચે પ્રમાણે તજવીજ કરવા ઈંગ્લાંડના ઇન્સ્પેક્ટરોને થોડા દિવસ થયાં ફરમાન થયું છે.

(૧) નિશાળની જગા ખુલ્લી અને હવા શિર છે?

(૨) દર ૨૫૦ બાળકે સુમારે ૦૧ એકર જમીન રોકી છે?

(૩) રમવાની જગા જોઇએ તેવડી છે?

(૪) તેમાં કસરતનો જોઇએ તેટલો સામાન પૂરો પાડ્યો છે?
(૫) મકાન સગવડ ભરેલું અને નિશાળને યોગ્ય છે?
(૬) તે ભેજ વિનાનું છે?
(૭) તેને બરાબર દુરસ્ત રાખેલું છે?
(૮) પથ્થરનું કે ઈંટોનું બાંધેલું છે? (પથ્થરની દિવાલો ઓછામાં ઓછી વીસ ઇંચ, અને ઇંટની દિવાલો ચૌદ ઇંચ જાડી હોવી જોઇએ).
(૯) ઓરડાઓની ઉંચાઈ જોઇએ તેટલી છે?
(૧૦) મકાનના બધા ભાગમાં અજવાળું સારી રીતે આવે છે? કામ કરતી વખત શિક્ષક કે બાળકને અવઘડ ન પડે તેવી રીતે અજવાળું દાખલ કરી શકાય છે?
(૧૧) પવનના ઝપાટા ન આવે તેવું છે?
(૧૨) તાજી હવા જોઇએ તેટલી આવી શકે તેવું છે? (ખુલ્લાં છાપરાંવાળાં મકાનમાં ઉપરથી હવા આવવી જોઇએ, અને છતવાળાં મકાનમાં બારીઓ છત સુધી પહોંચે તેવી ઉંચી જોઇએ).
(૧૩) કોઇ પણ વર્ગનો ઓરડો ૧૮×૧૫ ફીટથી નાનો છે?
(૧૪) દરવાજા અને છના સગવડ ભરેલા છે? નિશાળ એકદમ ખાલી કરી શકવા માટે જોઇએ તેટલા છે?
(૧૫) જાજરૂ અને પેશાબખાનાં નિશાળના મકાનથી અલગ છે? તે અજવાળાવાળાં અને ગંદકી વિનાનાં છે? છોકરા છોકરીની ભેગી નિશાળ હોય તો તેમને માટે જુદાં અને જુદે રસ્તેથી જવાય તેવાં છે?
(૧૬) નિશાળમાં બાળવર્ગ હોય તો તેને માટે જુદો ઓરડો પૂરો પાડવામાં આવ્યો છે?
(૧૭) સામાન, સાહિત્ય, અને પુસ્તકો જોઇએ તેટલાં પૂરાં પાડ્યાં છે?
(૧૮) બાળકની સંખ્યાના પ્રમાણમાં નિયમ પ્રમાણે જોઇએ તેટલી જગા વર્ગોમાં પૂરી પાડી છે?

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

આ ત્રિમાસિકમાં નીચે આપેલા પ્રશ્નના જવાબ મોકલવા.

(૧) પૃથ્વીપર પર્વતો, ખીણો, અને નદીઓ બનવામાં કયાં કયાં કારણો કામે લાગેલાં હશે?

ઈનામ રૂ.)

(૨) નીચેના હિસાબ મોઢે ગણવાની સ્હેલામાં સ્હેલી રીત લખોઃ—
૫૦૩×૨૧; $\frac{૧૬}{૩૯}+\frac{૧૪}{૨૧}$; ૧ આનો ૯ પાઈ×૧૯; ૭ આના ત્રણ પાઇનાં સાઠ નંગ તો સો નંગની કિંમત.

ઈનામ રૂ૧)

(૩) ઈતિહાસ શિખવવામાં સાલોની ટીપનો શિક્ષકે કેટલે દરજ્જે ઉપયોગ કરવો? કોઈ બીના વિષે બાળક હકીકત જાણે અને તેમાં તેમને રસ પડે ત્યારપછી સાલો ગોખાવવી કે તે પહેલાં? કારણ આપો.

ઈનામ રૂ૨)

ટીપ—એપ્રિલ સને ૧૮૯૭ ના અંકમાં આ બાબતના નિયમ જોવા. ઉત્તર તા. ૨૦ ઓગસ્ટ ૧૮૯૭ સુધીમાં પહોચવા જોઇએ. તે પછી આવેલા જવાબ લક્ષમાં લેવાશે નહીં.

---

# કિન્ડર ગારટન શિક્ષણ.

## વાર્તાઓ

આપણાં ધોરણોમાં બાળવર્ગમાં વાર્તા કહેવાનું દાખલ કરવામાં આવ્યું છે. બાળકોને વાર્તા સાંભળવાનો ઘણો શોખ હોય છે અને તેથી તેમના મનની શક્તિઓ વૃદ્ધિ પામવા ઉપરાંત તેમને કેટલુંક જ્ઞાન પ્રાપ્ત થાયછે અને ભાષાનો ઉપયોગ કરવાનો મહાવરો વધે છે. વાર્તા મારફત નીતિજ્ઞાન પણ કરાવી શકાય છે. આ કારણોથી બાળકેળવણીમાં વાર્તાઓ બહુ ઉપયોગી ગણાય છે.

પ્રથમ ભાષાજ્ઞાન વિષે વિચાર કરીએ. બાળક પોતાની આસપાસ જુએછે અને જે જોયું તે શબ્દવડે કહી બતાવવાની ઇચ્છા કરેછે. વળી પોતાની નજીકનાં માણસ જે પ્રમાણે બોલે છે તે પ્રમાણે નકલ કરી તે બોલતાં શીખે છે. બાળકના રૂબરૂ નકલ કરવા માટે શુદ્ધ નમુના રજુ કરવામાં નહીં આવે તો તે પોતાના વિચાર દર્શાવવા માટે શબ્દો પસંદ કરવામાં ભૂલો કરશે, શબ્દોને અયોગ્ય રીતે વાપરશે, ઉચ્ચાર અને વ્યાકરણના દોષ કરશે, અને ટુંકામાં તેને ધીમે ધીમે એવી ટેવો પડશે કે તે આગળ ઉપર દૂર કરવી મુશ્કેલ પડશે.

વાર્તા ચોકસ ભાષામાં કહેવી. દ્વિઅર્થી શબ્દ ન વાપરવા. "ફલાણું થયું હશે," "કદાચ એમ બન્યું હોય," એવાં શંકાયુક્ત વાક્યનો પણ ઉપયોગ કરવો નહીં. જે કહેવામાં આવે તે સ્પષ્ટ કહેવું જોઇએ અને શિક્ષકના બોલ સંબંધી બાળકના મનમાં કાંઈ શંકા રહેવી ન જોઇએ. વળી ભાષા શુદ્ધ, સાદી, અને બાળકને યોગ્ય હોવી જોઇએ. અજાણ્યા શબ્દ થોડા થોડા દાખલ કરવા અને તેમના અર્થ સમજાવતા જવું કે બાળકોનો શબ્દ સંગ્રહ વધે, અને તેમની સમજવાની તથા કહી બતાવવાની શક્તિ પણ વધતી જાય. વાર્તા કહેવાના વહીવટથી છોકરાંને તેવી વાર્તાઓ પોતાની જાતે વાંચવાનું મન થાય છે; તેથી ખંતથી વાંચતાં શીખવાનું તેમને ઉત્તેજન મળેછે, અને ચોપડીઓ ઉપર તેમનો પ્રેમ સજ્જડ ચોંટેછે. કેટલીક વખત એમ ફર્યાદ કરવામાં આવેછે કે બાળક યોગ્ય ઢબમાં વાંચતાં નથી. જ્યાં યોગ્ય ઢબમાં અને હાવભાવની સાથે વાર્તા કહેવાનો શિક્ષકનો વહીવટ હોયછે ત્યાં બાળક તેવી ઢબનું વગર જાણે અનુકરણ કરતાં શીખેછે, અને તેમના વાંચન, કવિતાના મુખપાઠ, કે બોલવા સંબંધી તેવી ફર્યાદ કરવાનું કારણ રહેતું નથી. વાર્તા કહ્યા પછી કેટલીક વખત જવા દઇને તે સંબંધી શિક્ષકે પ્રશ્ન પૂછવા. દરેક જવાબ પૂર્ણ વાક્યમાં લેવો અને તેમાં વ્યાકરણ દોષ આવવા દેવો નહીં. આથી બાળકની સ્મરણ શક્તિ કેળવાશે, તેમને ચોકસપણે વિચાર કરતાં અને તે વિચાર કહી બતાવતાં આવડશે, અને મોઢે વાક્ય રચવાનો મહાવરો થશે.

વાર્તાનો વિષય બાળકના જાણવામાં કે અનુભવમાં હોય અને તેને રસ પડે તેવો પસંદ કરવો. કુરકુરીઆં, બિલાડીનાં બચ્ચાં, બકરીનાં બચ્ચાં, પોપટ, ગાય, ભેંસ, ઘોડો, વગેરે જે બાળકના હમેશ જોવામાં આવેછે અથવા જેની સાથે તે રમેછે તે વિષે શરૂઆતની વાર્તાઓ કહેવી ઠીક પડશે. છેક નાનાં બાળક હોય તો તેમના મોં આગળ સારૂં મોટું ચિત્ર મૂકી તેમાંના પ્રાણી કે દેખાવ સંબંધી વાર્તા ચલાવવી. "જુઓ આ કૂતરાનું ચિત્ર છે. તેને પગે વાગ્યું છે, તેથી તે આ ભલા માણસ પાસે આવ્યો છે. એ માણસ તેનો પગ ધોઈ સાફ કરેછે અને પાટો બાંધે છે," વગેરે. આથી તેમને અવલોકન કરવાનું મળશે અને જ્ઞાન પણ થશે. આગળ જતાં ચિત્ર વગર વાતો કહેવી એટલે જેમ શિક્ષક વાત કહેતો જશે તેમ બાળક કલ્પનાવડે પોતાના મન આગળ ચિત્ર ખડું કરશે. આથી કલ્પનાશક્તિ કેળવાશે-સઘળી વાર્તામાં એટલું યાદ રાખવું કે નજીકની વસ્તુ ઉપરથી દૂરની વસ્તુ ઉપર, હાજર વસ્તુ ઉપરથી ગેરહાજર વસ્તુ પર, દેશી વસ્તુપરથી પરદેશી વસ્તુપર જવું.

આગળ કહેવામાં આવ્યું છે કે એક વિચારને પ્રાધાન્ય આપી તેજ વિચાર સંબંધી અઠવાડીઆના સઘળા પાઠ અને ઉદ્યોગ ચલાવવા. વાર્તાથી એ વિચારનો પ્રવેશ કરાવી શકાશે. દાખલા તરીકે કોઇ વહાણ, ફળ, ફૂલ કે પ્રાણી સંબંધી પાઠ અને ઉદ્યોગ ચાલવાના હોય તો વાર્તા પણ તે સંબંધીજ એવી રીતે કહેવી જોઇએ કે બાળકને રસ પડે અને તેનું મન જાગૃત થાય. એકજ બાબતને લગતા જુદા જુદા વિચારનું અનુસંધાન કરવાનું બાળકને ગમે છે અને ઉપરની સૂચના પ્રમાણે પાઠ આપવાથી તેવું અનુસંધાન કરવાનું સુગમ થશે. આ પ્રમાણે જેમ વિચાર સંકળનાની ટેવ પડશે અને હકીકતોને એક બીજાની સાથે જોડતાં આવડશે, તેમ કાર્ય કારણની સમજ પણ વધતી જશે અને ચોક્સપણે વિચારક્રમ બાંધવાનો અને તેમનો સ્થળ અને માણસ સાથે સંબંધ જોડવાનો મહાવરો થશે.

ઉપર કહ્યું કે પ્રથમ બાળકની જાણમાં હોય તેવી અને પછી ધીમેધીમે દૂરની, અજાણી અને પરદેશની વસ્તુઓ, પ્રાણી, માણસ વગેરે સંબંધી વાર્તાઓ કહેવી. આટલે પહોંચ્યા એટલે ઈસપનીતિમાં છે તેવી

અને બીજી છોકરાંઓમાં ચાલતી હોય તેવી વાર્તાઓ દાખલ કરવી. આ રીતે કલ્પનાશક્તિ જાગૃત થયા પછી સ્વદેશના ઇતિહાસને લગતી, નામાંકિત, સ્વદેશાભિમાની, ધાર્મિક, દયાવાન, સાહસિક, બહાદુર અને ધીર સ્ત્રી પુરૂષોને લગતી, મુસાફરીના હેવાલ અને તેમાં પડતી મુશ્કેલીઓને લગતી, પરદેશનાં લોક, રીતભાત, પેદાશ વગેરેને લગતી વાર્તાઓ તેઓ સમજી શકશે અને તેમાં તેમને રસ પડશે. આવી સેંકડો વાર્તાઓ છે અને તે સાંભળવાથી બાળકમાં ઉમદા ગુણ કેળવાય છે. ઘણી વખત ઇતિહાસ અને ભૂગોળના પાઠ વગર સમજે અને રસ વિના ગોખાવવામાં આવેછે. બાળકની કલ્પનાશક્તિ પ્રથમ પ્રદીપ્ત કરી પછી વાર્તા રૂપે એ વિષય દાખલ કરવાથી તેમાં જીવ આવશે, સમજ વધશે, મન આગળ ચિત્ર ખડું કરવાની ટેવ કેળવાશે, અને રસ પણ પડશે. ઇતિહાસના પાઠ આપનાર શિક્ષકે પોતે જે પૂર્વકાળના લોકની વાત કરતો હોય તેમની રીતભાત, તેમની ટેવો, તેમનો પોષાક, અને તેમના વ્યવહાર વગેરેના વર્ણનથી પાઠને એવો સજીવ બનાવવો કે બાળકને પોતાના મન સામે ચિત્ર ખડું કરવામાં મુશ્કેલી પડે નહીં. તે સંબંધી જેટલાં ચિત્રો મળી આવે તેટલાંનો પણ ઉપયોગ કરવો. આમ થશે તો હાલની પેઠે ઇતિહાસના પાઠ નિષ્ફળ નિવડશે નહીં. અનુભવથી એમ જણાયુંછે કે જે બાળકોને નાનપણથી વાર્તાઓ સાંભળવાની ટેવ હોય છે તેમને ઇતિહાસ સમજતાં મુશ્કેલી પડતી નથી.

વાર્તા કહેવાના વહીવટથી એક બીજું પણ ફળ થાય છે. શિક્ષક રસભરી વાર્તા કહેછે ત્યારે બાળક બરાબર લક્ષ આપે છે. આથી ધ્યાન આપવાની ટેવ કેળવાય છે અને તે ટેવ બીજા વિષયોના શિક્ષણમાં ઉપયોગી થઇ પડે છે.

---

## શિક્ષકે શું ન કરવું?

(૧) શિક્ષકનો ધંધો ગમે નહીં તો તેમાં રહેવું નહીં.

(૨) ઉપરીની હલકી ખુશામત કરવી નહીં.

(૩) ઉપરી સાથે વિવેકથી વર્તવા ચુકવું નહીં.

(૪) કોઇની સાથે માયાળુપણે બોલ્યા વિના દહાડો જવા દેવો નહીં.
(૫) બીજા શિક્ષકોને ઉત્તેજન આપ્યા વિના રહેવું નહીં.
(૬) નિશાળના કોઇ શિક્ષક વિષે બાળક દેખતાં ટીકા કરવી નહીં.
(૭) પરાયા માણસ આગળ કોઇ શિક્ષક વિષે ટીકા કરવી નહીં.
(૮) હું ન હોઉં તો કેળવણીનું ગાડું અટકી પડે એમ ધારવું નહીં.
(૯) બીજા શિક્ષકની નિશાળ તેના કરતાં હું વધારે સારી રીતે ચલાવી શકું એમ ધારવું નહીં.
(૧૦) પોતાની નિશાળ ઉત્તમછે એમ ધારવું નહીં છતાં તેને ઉત્તમ કરવા ચૂકવું નહીં.
(૧૧) પોતે શિક્ષકછે એમ લોક જાણે તેથી શરમાવું નહીં.
(૧૨) મા બાપ આગળ બાળકના ભલાની વાત કર્યા વિના રહેવું નહીં.
(૧૩ નિશાળના બંદોબસ્ત માટે લાલચ અને ધમકી ઉપર આધાર રાખવો નહીં.
(૧૪) જે વચન પાળવા ન ધાર્યું હોય તે વચન બાળકને આપવું નહીં.
(૧૫) બાળકને ધમકાવ ધમકાવ કરવાની ટેવ રાખવી નહીં.
(૧૬) બાળકને શિખામણ આપવી, ધમકાવવું નહીં.
(૧૭) સત્તાને આધારેજ નિશાળનો અમલ કરવો નહીં.
(૧૮) જે કામ એક દહાડો વખોડો તે બીજે દિવસે કરવા દેવું નહીં.
(૧૯) હલકાં વેણ બોલવાં નહીં.
(૨૦) હલકા વાંક માટે સોટી વાપરવી નહીં.
(૨૧) જ્યાં ઘટે ત્યાં વખાણ કર્યાં વિના રહેવું નહીં.
(૨૨) મિજાજ ગયો હોય ત્યારે સજા કરવી નહીં.
(૨૩) લગાર પણ પક્ષપાત કરવી કે દેખાડવી નહીં.
(૨૪) તું મૂર્ખછે એમ બાળકને કહેવું નહીં.
(૨૫) તમારે આ જાણવુંજ જોઇએ એમ બાળકને કહેવું નહીં.
(૨૬) બીજાના કરતાં મારા નિશાળીઆ વધારે મૂર્ખછે એમ ધારવું નહીં.
(૨૭) બાળકની બુદ્ધિ મંદ હોય તે માટે તેના પર ગુસ્સો કરવો નહીં.
(૨૮) ઘર આગળ ચીડાઇને તેની રીસ નિશાળપર કાઢવી નહીં.

(૨૯) નિશાળમાં ખીજવાઇને તેની રીસ ઘરનાં માણસપર કાઢવી નહીં.
(૩૦) જે બાબત બીજાનો દોષ કાઢો તે જાતે કરવી નહીં.
(૩૧) જે વાત પાર ઉતારવા ધારી નહોય તે શરૂ કરવી નહીં.
(૩૨) કોઇ વાત ખરીછે એમ ખાત્રી કર્યા વિના બાળકને કહેવી નહીં.
(૩૩) નિશાળને સુંદર અને બાળકનું ચિત્ત ખેંચે તેવી કરવા ચૂકવું નહીં.
(૩૪) નિશાળનો વખત ક્યારે પૂરો થાય એમ વાટ જોવી નહીં.
(૩૫) યશની આશા રાખ્યા વિના તેને પાત્ર થવાનો પ્રયત્ન કરવા ચુકવું નહીં.
(૩૬) પોતા કરતાં બીજા વધારે મહેનત કરશે એમ આશા રાખવી નહીં.
(૩૭) પોતાના ધંધા સંબંધી હલકો વિચાર બાંધવો નહીં.
(૩૮) કામ કરવાની અમુક ગરડમાં પડી જવું નહીં.
(૩૯) બીજા કોઇની પદ્ધતિ સારી હોય તો તેની નકલ કરવાને શરમાવું નહીં.
(૪૦) કેળવણી અને ભણાવવું એ બેના અર્થનો ભેદ નજર આગળથી ખસેડવો નહીં.
(૪૧) પરીક્ષા પાસ કરી એટલે અભ્યાસ છોડી દેવો નહીં.
(૪૨) પોતાના કામ કે જ્ઞાનથી સંતોષ માની બેસી રહેવું નહીં.
(૪૩) પૂરી તૈયારી કર્યા વિના પાઠ આપવો નહીં.
(૪૪) તૈયારી કરવામાં જૂની રદ થયેલી ચોપડીઓ વાપરવી નહીં.
(૪૫) પાઠ અધુરો મૂકવો નહીં.
(૪૬) પોતાથી બની શકે તેટલું ઉત્તમ શિક્ષણ આપ્યા વિના રહેવું નહીં.
(૪૭) બાળકથી બની શકે તેટલું ઉત્તમ કામ લીધા વિના છોડવું નહીં.
(૪૮) બાર મહીનાનું કામ વરસના છેલ્લા ત્રણ મહીનામાં ઘાલી દેવું નહીં.
(૪૯) આખા વરસ માટે એક રીત અને પરીક્ષાને દિવસે જુદી રીત એમ કરવું નહીં.
(૫૦) પોતાના જૂના વિદ્યાર્થીને ભૂલવા નહીં.
(૫૧) ઘડપણ કે માંદગીના વખત માટે કાંઇ બચાવ્યા વિના રહેવું નહીં.
(૫૨) શાળાપત્ર વાંચ્યા વિના રહેવું નહીં.
(૫૩) નવા વિચાર સૂઝે તે લખીને શાળાપત્રપર મોકલ્યા વિના રહેવું નહીં.

---

# इंग्लांडनी जाहेर प्राथमिक निशाळो.

( ચાલુ પાને ૧૪૮ થી. )

૨. ભૂગોળ. આ વિષય શિખવતાં છોકરાં પાસે નકશા દોરાવવામાં આવે છે.

| ધોરણ. | ક્રમ પહેલો. | ક્રમ બીજો. | ક્રમ ત્રીજો. | સાઠથી ઓછી હાજરી વાળી નિશાળોનો ક્રમ. |
|---|---|---|---|---|
| ૧ લું. | નિશાળ અને રમવાની જગાનો નકશો. ચાર મુખ્ય દિશાઓ. નકશાની સમજ અને ઉપયોગ. | નિશાળ અને રમવાની જગાનો નકશો. દિશાઓ. નકશાની સમજ અને ઉપયોગ. | નિશાળ અને રમવાની જગાનો નકશો. દિશાઓ. નકશાની સમજ અને ઉપયોગ. | દિશાઓ. નકશાનો ઉપયોગ અને તેમાં ભૂગોળની વ્યાખ્યાઓનાં દૃષ્ટાંત. |
| ૨ જું. | પૃથ્વીનું કદ અને આકાર. ભૂગોળમાં વપરાતા શબ્દોની સમજ સ્હેલી ભાષામાં. ઇંગ્લાંડના નકશામાં તે બતાવવું. પર્વતો અને નદીઓની ભૂતળ. | પૃથ્વીનો આકાર અને કદ. ભૂગોળના શબ્દોની સાદી ભાષામાં સમજ. પર્વતો અને નદીઓની ભૂતળ ઇંગ્લાંડના નકશાનાં દૃષ્ટાંત સાથે. | ઘરની ભૂગોળ એટલે પરગણાના રસ્તા, નદીઓ, અને મુખ્ય મકાનો. નકશો દોરી તેમાં અને ઇંગ્લાંડના નકશામાં તે બતાવવાં. | |

| | | | | |
|---|---|---|---|---|
| ૩ જું. | ઇગ્લાંડની ભૂતળ અને રાજકીય ભૂગોળ. જે પરગણામાં નિશાળ હોય તેનું ખાસ જ્ઞાન. | ઇગ્લાંડની ભૂતળ, રાજકીય ભૂગોળ, ઉદ્યમ સંબંધી ભૂગોળ, જે પરગણામાં નિશાળ હોય તેનું ખાસ જ્ઞાન. | ઇગ્લાંડ અને વેલ્સની સામાન્ય ભૂગોળ. સ્થળ અને જળવાટે મુસાફરીનાં સાધન. જે પરગણામાં નિશાળ હોય તેની પેદાશ અને મુખ્ય ઉદ્યમો. | ઇગ્લાંડની ભૂગોળ. જે પરગણામાં નિશાળ હોય તેનું ખાસ જ્ઞાન. |
| ૪ થું. | ઇગ્લાંડ, સ્કોટલાંડ, આયરલાંડની અને બ્રિટિશ ઉત્તર અમેરિકાની અથવા ઓસ્ટ્રેલેશિઆની ભૂતળ અને રાજકીય ભૂગોળ. તેમાં ઉત્પન્ન થતી વસ્તુઓનું જ્ઞાન. | સ્કોટલાંડ, આયરલાંડ, અને અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનની ભૂતળ અને રાજકીય ભૂગોળ. દિવસ રાત્રી, વા, મોસમ, વાદળ, વરસાદ, હિમ, પવન. ઇગ્લાંડ, સ્કોટલાંડ અને આયરલાંડની હવા અને વરસાદનું માપ જેથી નક્કી થાયછે તે કારણો. | સ્કોટલાંડ, આયરલાંડ, કેનેડા, અને સ્વતંત્ર સંસ્થાનની સામાન્ય ભૂગોળ, તે દેશોની અને ઇગ્લાંડની વસ્તુઓના વ્યાપારના ખાસ જ્ઞાન સાથે. | પૃથ્વીની ભૂગોળનું સામાન્ય જ્ઞાન. નજીકના દેશોનું, તાબાના દેશોનું, અને જેમની સાથે વ્યાપારનો સંબંધ છે તેવા દેશોનું ખાસ જ્ઞાન. |
| ૫ મું. | યુરોપની ભૂતળ અને રાજકીય ભૂગોળ. અક્ષાંશ | યુરોપની ભૂતળ અને રાજકીય ભૂગોળ. તેના જુદા | યુરોપની સામાન્ય ભૂગોળ, ગ્રેટબ્રિટન અને યુરોપના | |

| | | | |
|---|---|---|---|
| | રેખાંશ. દિવસ રાત્રિ, ઋતુઓ. | જુદા દેશની પેદાશ અને ઉદ્યમો, અક્ષાંશ, રેખાંશ, ઋતુઓ. | બીજા દેશોના વ્યાપારના ખાસ જ્ઞાન સાથે. |
| ૬ ઠું. | ઈગ્લાંડના તાબાનાં સંસ્થાન તથા રાજ્ય. એક બીજા દેશમાં થતી વસ્તુઓનો વ્યાપાર, દેશની હવા જેનાપર આધાર રાખે છે તે કારણો. | ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ, કેનેડા, દક્ષિણ આફ્રિકાનાં ઇગ્રેજી સંસ્થાન, હિંદુસ્તાન, અને સિંહલદ્વીપની ભૂતળ અને રાજકીય ભૂગોળ. જગાઓના અક્ષાંશ, ઉંચાઈ, વરસાદનું માપ, જંગલો, દરિયાની પરોશ, સમુદ્રના પ્રવાહ, અને ચાલતા પવન પ્રમાણે તેમની હવામાં પડતો તફાવત. | ઓસ્ટ્રેલિયા અને બ્રિટિશ હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળ, તે દેશોના ઉદ્યમો અને ગ્રેટબ્રિટન સાથેના વ્યાપારના ખાસ જ્ઞાન સાથે. નવાં સંસ્થાન વસાવવા વિષે. |
| ૭ મું. | અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાન, ભરતીઓટ, અને દરિયાના મુખ્ય પ્રવાહ. | સૂર્યમાળાની સામાન્ય રચના. સૂર્ય, ચંદ્ર અને તેની ક્ષયવૃદ્ધિ. ભરતીઓટ. ગ્રહણ. | એશિયા અને આફ્રિકાની સામાન્ય ભૂગોળ, તેમની પેદાશ અને વ્યાપારના ખાસ જ્ઞાન સાથે. નવાં સંસ્થાન વસાવવા વિષે. બ્રિટિશ સંસ્થાનોમાં ઉદ્યમની વૃદ્ધિ કરવા વિષે. |

# સંખ્યાવિષે પાઠો.

પાઠ ૩ જો.—અપૂર્ણાંકોનાં આખી સંખ્યાઓમાં રૂપ આપવા વિષે.

૩ અડધાં જામફળનાં કેટલાં જામફળ થાય?

જવાબ.—૧ જામફળ અને અડધું.

આ ઠેકાણે સવા, દોઢ, અને પોણાબેનો વિચાર ખીલવવો.

૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, વગેરે અડધાં જામફળ વિષે પણ એવાજ સવાલ પૂછવા.

બબે અડધિયાં એકઠાં કરીને કેટલી આખી વસ્તુઓ થઇ શકે છે તે છોકરાંના સમજવામાં ઝટ આવશે. તેમની કને પ્રથમ બે અડધિયાં જોડે મૂકાવી આખી વસ્તુ બનાવરાવવી. પછી બીજાં બે અડધિયાં મૂકવાં, અને એ પ્રમાણે બબે અડધિયાં એકઠાં મૂકીને કેટલી આખી વસ્તુઓ થઈ તે છોકરાં ગણી કહાડે ત્યાં લગી તેમ કરાવવું. પરંતુ તેમને કહી દેવું નહિ.

તૃતીયાંશ, ચતુર્થાંશ, અને પંચમાંશોની અમુક સંખ્યા એકઠી કરવાથી આખી સંખ્યાઓ કેટલી થાય છે તે પણ તેમની પાસે કહેવરાવવું.

તેમની કને નીચે પ્રમાણે સાથે બોલાવરાવવું:—

એક અડધે અડધું.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બે | ,, | એક. | આખા બરાબર બે અડધિયાં. | | | |
| ત્રણ | ,, | દોઢ. | દોઢ | ,, | ત્રણ | ,, |
| ચાર | ,, | બે. | બે | ,, | ચાર | ,, |
| પાંચ | ,, | અઢી. | અઢી | ,, | પાંચ | ,, |
| ૭ | ,, | ત્રણ | ત્રણ | ,, | ૭ | ,, |
| સાત | ,, | સાડાત્રણ. | સાડાત્રણ | ,, | સાત | ,, |
| આઠ | ,, | ચાર. | ચાર | ,, | આઠ | ,, |
| નવ | ,, | સાડાચાર. | સાડાચાર | ,, | નવ | ,, |
| દશ | ,, | પાંચ. | પાંચ. | ,, | દશ | ,, |

| | |
|---|---|
| ૩ તૃતીયાંશ = ૧ પૂરો. | ૧ આખા = ૩ તૃ. |
| ૪ ,, = ૧ પૂરો અને ૧ તૃ. | ૧ આખો અને ૧ તૃ. = ૪ ,, |
| ૫ ,, = ૧ ,, ,, ૨ ,, | ૧ ,, ,, ૨ ,, = ૫ ,, |
| ૬ ,, = ૨ પૂરા. | ૨ આખા = ૬ ,, |
| ૭ ,, = ૨ પૂરા અને ૧ તૃ. | ૨ ,, અને ૧ તૃ. = ૭ ,, |
| ૮ ,, = ૨ ,, ,, ૨ ,, | ૨ ,, ,, ૨ ,, = ૮ ,, |
| ૯ ,, = ૩ પૂરા. | ૩ આખા = ૯ ,, |
| ૧૦ ,, = ૩ ,, અને ૧ તૃ. | ૩ આખા અને ૧ તૃ. = ૧૦ ,, |
| ૪ પાયે એક. | એક આખા બરાબર ચાર પા. |
| ૫ પાયે સવા. | સવા ,, પાંચ ,, |
| ૬ પાયે દોઢ. | દોઢ ,, ૬ ,, |
| ૭ પાયે પોણાબે. | પોણાબે ,, સાત ,, |
| ૮ પાયે બે. | બે ,, આઠ ,, |
| ૯ પાયે સવા બે. | સવાબે ,, નવ |
| ૧૦ પાયે અઢી. | અઢી ,, દશ |

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૧૦ મો.

### નકશાનું સ્કેલ (માપ).

છોકરાંને નિશાળના ઓરડાનો નકશો બતાવી પૂછવું કે એ શું છે? એનાથી નાનો નકશો બતાવી પૂછવું કે એ બેઉ નકશામાં શો ફેર જણાય છે? ખરૂંછે કે એક નકશો બીજાથી નાનો છે, તોપણ એ બંનેવડે શું જણાય છે? તો નકશો નાનો કે મોટો હોય તોપણ તેવડે સરખી રીતે સ્થળ જણાયછે. કોઈનાની કે મોટી વસ્તુ (જેમકે કાતર)નું ચિત્ર દોરીને આ વિચાર છોકરાના મનમાં ઠસાવવો. આ બે ચિત્ર શેનાં છે? કાતરનાં. શું દરેક ચિત્રપરથી કાતર સરખી બેશ જ-ણાઇ આવે છે? શિક્ષકે એક કાતરનાં પાંખીઆં અતિશય મોટાં ક-

હાડવાની છે. જેમ પહેલા ડોળિયાનો સંબંધ આખી આકૃતિ જોડે હોય છે તેમજ એક પછી એક કહાડેલાં ડોળિયાંનો સંબંધ આકૃતિના વધારે વધારે નાના ભાગો જોડે હોય છે.

શણગારયુક્ત ચિત્રની નાની વિગતોનો સમાસ હેઠલી બે બાબતોમાંની એકના પેટામાં થાયછે.

૧ લી, તેઓ બહુધા શણગારને વધારે ઉત્કૃષ્ટ અને સુંદર કરવા સારૂ મોટી આકૃતિના કરેલા ભાગો માત્ર હોય છે.

૨ જી, તેઓ આકૃતિને વધારે શુશોભિત કરવાને અથવા વધારે સરખી રીતે નકશીથી અવકાશ પૂરી દેવાને ઉમેરેલા નિરાળા ભાગો ( કાંઇક અંશે મુખ્યરૂપોને જોડેલા અથવા તેમનાથી બિલકુલ જુદા ), હોઈ શકે. હરકોઈ બાબતમાં ચિત્રનાં મુખ્ય રૂપોને કાળાં કરતાં સુધી એ વિગતો અથવા નાના ભાગો દોરવા નહિ.

નકશીની બરાબર નકલ કરવાનું મોટું રહસ્ય એછે કે જાણે તેનો નકશો કરતા હોઇએ તેમ તે દોરવી. માણસ મહેલ બાંધતો હોય કે ઘડો ચિતરતો હોય, પૂતળું બનાવતો હોય કે નકશીદાર ચિત્ર કહાડતો હોય, અર્થાત્ ગમે તે કરતો હોય તોપણ નકશો ચિતરવામાં તે પોતાના કામથી વાકેફ હશે તો તે પ્રથમ સમુદાયની રચના ગોઠવશે, મોટાં સાદાં મુખ્ય રૂપોથી આરંભ કરશે, અને રચનાના અથવા કદ અને અગત્યના ક્રમમાં બીજાં રૂપોનું ચિત્ર કહાડી છેવટે અતિ બારીક ભાગો અને શણગાર ચિતરી તે પૂરૂં કરશે. જે રીત પ્રમાણે નમૂનાનો ઘાટ રચ્યો હોય તે રીત પ્રમાણે તે ચિત્ર નહિ કહાડે તો કોઇપણ ચિત્રની બરાબર નકલ તે કરી શકશે નહિ. વસ્તુતઃનકલ કરનારા યંત્રને બદલે ઘાટ રચનારની પેઠે અને હોશિયાર માણસની પેઠે તે ચિત્ર નહિ દોરે તો તેને નકશીની નકલ બરાબર અને ઉતાવળે કરતાં આવડી શકશે નહિ.

ચિત્ર દોરવાની રીતના નમૂના આપ્યા છે તેઓમાં માર્ગદર્શક અથવા રચનાની લીટીઓ વડે આકૃતિનાં પ્રમાણો, ભાગો, અને રચના કરવામાં આવે છે. કોઇવાર એ લીટીઓ આકૃતિનીજ લીટીઓ હોયછે;

પરંતુ તેઓ ઘણુંકરીને રચનાને માટેજ દોરી પાછળથી ભૂસી નાંખવામાં આવેછે. રચનાને અર્થે તથા આકૃતિમાં યોગ્ય પ્રમાણ અને સમતોલપણું રહે તેટલા માટે માત્ર માર્ગદર્શક લીટીઓનો ઉપયોગ કરવામાં આવેછે; ભૂમિતિ આકૃતિઓ સિવાયની બીજી આકૃતિઓમાં ભૂમિતિની રીતે માપવાને અથવા ભૂમિતિસ્થિતિ આણવાને માટે તેમનો ઉપયોગ કરવો નહિ. આકૃતિ દોરવા માટે જે ક્રમમાં માર્ગદર્શક લીટીઓનો ખપ હોય તે ક્રમમાં દોરવી; અજ્ઞાન અને ખોટું શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓ કોઈવાર માર્ગ દર્શક લીટીઓ સામટી દોરેછે તેમ દોરવી નહિ.

કેટલીકવાર નમૂનામાં આકૃતિની લીટીઓ માર્ગદર્શક લીટીઓની જોડે સેળભેળ ન થઇ જાય તેટલા માટે માર્ગદર્શક લીટીઓને ઘણું કરીને ટપકાંવડે દર્શાવવામાં આવેછે; અને આકૃતિની જે લીટીઓ દેખાવાની નહોય પણ આકાર અને રચના દેખાડવા માટે દોરવામાં આવે છે તે પણ કોઇવાર ટપકાંથી દર્શાવવામાં આવેછે; પરંતુ નમૂનામાં ટપકાંવાળી લીટીઓની નકલ ટપકાં મૂકીને ન કરતાં હમેશ આખી લીટીથી કરવી.

ચિત્ર પૂરૂં થાય ત્યારે સ્થિર લીટીઓ દોર્યા પહેલાં માર્ગદર્શક લીટીઓ ભૂસી નાંખવી.

યોગ્ય પ્રમાણવાળી આકૃતિઓ દોરવામાં માર્ગદર્શક લીટીઓ અથવા આકૃતિની લીટીઓ દોરતી વખતે વિદ્યાર્થીએ પ્રથમ ડાબીમેર લીટી દોરવી અને પછી તેને મળતી લીટી જમણી મેર દોરવી; કારણ કે એક બાજૂએ લીટી દોર્યા પછી બીજી બાજૂએ તેના જેવીજ લીટી દોરવાનો હેતુછે, અને એ હેતુ પાર પાડવાને જે લીટી પહેલી દોરવામાં આવે તેપર લક્ષ રાખવાની જરૂરછે, પરંતુ લીટી જમણી બાજુએ પ્રથમ દોરવામાં આવે તો એ રીતે થઇ શકે નહિ, કેમકે ડાબીમેર લીટી દોરતી વખતે તે લીટી હાથથી ઢંકાઇ જશે.

ડાબીમેરથી જમણીમેર દોરવું એ ઘણુંકરીને યોગ્ય રસ્તો છે.

( અધુરૂં. )

# વાળ ગીત.

## કસરત (ગીત ૨ જું.)

(*મા મને નિશાળે મૂકને, પાય લાગું મા. એ રાગ.)
આ આવો કસરત કીજીએ ॥ મમ મીત્રો આ,
આ જેવાં પુંઠા ઊપરે ॥ છે ચીત્રો આ.
આ હાથ પકડીને કુંડાળું તો ॥ કરીએ આ,
આ વર્ગ તણો વળી ભાગ ॥ ચોરસ ધરીએ આ.
આ લંબ ચોરસ એક હાર ॥ વર્ગે ધારો આ,
આ ત્રીકોણ કરેવા હાર ॥ ગોઠવ યારો આ.
આ જૂદા જથા જેમ રંગના ॥ જો કીધા આ,
આ વર્ગ તણા તેમ ભાગ ॥ કરજો સીધા આ.

કહાનજી માધવજી ભટ.

---

# નિશાળ અને નિશાળીઆ.

(ચાલુ પાને ૬૮ થી)

(ડા. નિલકંઠ ડાહ્યાભાઈ),

### ૭. આંગણું અને વાડો.

મથાળે લખેલા બંને શબ્દ જાણીતા છે. મકાન આગળ ખુલ્લી જગા હોય તેને આંગણું કહેછે, અને સાધારણ રીતે ઘરની પછાડી તેવી જગા હોય તેને વાડો કહેછે. આવા વાડા ગામડાંમાં ઘણા જેવાંમાં આવેછે.

નિશાળને લગતી ખુલ્લી જગા હોયછે તેને કોમ્પાઊંડ કહેછે. આ શબ્દ ઇંગ્રેજી છે પણ સાધારણ વાપરમાં છે તેથી સમજુતી આપવાની જરૂર નથી. આવી જગા નિશાળની અગાડી અથવા ચોગરદમ રાખ-

---

* ગયા માસમાં છાપેલા ગીત નીચે ટીપ આપીછે તે જોવી.—એડિટર.

વામાં આવેછે; કોઇવાર મકાનના છુટા છુટા ભાગની વચ્ચે પણ ખુલ્લા જગા રાખી કોમ્પાઉંડ બનાવેલો જોવામાં આવેછે. ગમે તેવો પણ દરેક નિશાળને કોમ્પાઉંડ હોવો જોઇએ, અને તે જેમ મોટો તેમ સારૂં. જેમ નિશાળના માપનો આધાર છોકરાંની સંખ્યાપર રાખવામાં આવે છે તેમ કોમ્પાઉંડનો *પણ રાખવો જોઇએ, એટલે મોટી નિશાળમાં મોકળો કોમ્પાઉંડ હોવો જોઇએ. છૂટીના વખતમાં છોકરાં અહીં બેસેછે, રમેછે, અથવા આરામ લેછે, તેથી તેમને ખુલ્લી હવાનો લાભ મળેછે. કોમ્પાઉંડના એક ભાગમાં છોકરાં છૂટથી રમી શકે એવી ખાસ જગા નીમવી જોઇએ. કસરતશાળા કરવી એ લાભકારી છે, પણ નાનાં બાળકને રમતો વધારે ઉપયોગી છે. વળી કોમ્પાઉંડમાં મકાનથી થોડે છેટે નાના પ્રકારના ફળ ફૂલના છોડ, ઝાડ, કે વેલા વાવવાથી ઉન્હાળામાં મકાન શીતળ રહેશે, બાળકને આનંદ મળશે, અને સૌંદર્યનો વિચાર ખીલવાથી તે કેળવણીનું સાધન થઈ પડશે. વાવવાના, પાણી પાવાના, વગેરે કામમાં બાળક ખુશીથી ભાગ લેશે અને તેથી તેમને કુદ્રતની રચનાની માહીતી મળશે તથા તનદુરસ્તી પણ સારી રહેશે. યુરોપની ઘણી નિશાળોમાં છેક નાનાં બાળકને પણ એક એક કયારો સોંપવામાં આવેછે તેમાં તે છોડ વાવેછે, પાણી પાયછે, અને તેની સંભાળ રાખેછે. તે ઉપર જે ફળ ફૂલ થાય તે વાવનાર બાળકને આપવામાં આવે છે. વળી ઝાડ, છોડ, વગેરે જમીનમાંનું પાણી ચૂસી લેછે તેથી ભેજ થતો અટકેછે અને મકાન તનદુરસ્ત રહેછે, પણ બહુ પાણી પીએ એવા રોપા નહીં વાવવાની સંભાળ રાખવાની જરૂર છે.

મોટા કોમ્પાઉંડથી મકાનમાં સૂર્યનો પ્રકાશ અને અજવાળું વધારે આવેછે તેથી પણ તે વધારે તનદુરસ્ત રહેવાનો સંભવછે. ટુંકામાં કોમ્પાઉંડ સારો અને નિશાળીઆના પ્રમાણમાં મોટો રાખવાથી નીચે લખેલા લાભ થશે.

(૧) મકાનમાં હવાની આવ જા સારી થશે.

---

* મકાન અને રમવાની જગામાં થઇ દર ૨૫૦ છોકરે ઓછામાં ઓછી ૧ એકર જમીન રોકવી એમ ઇંગ્લાંડમાં ઠરાવ છે.

(૨) સૂર્ય પ્રકાશ અને અજવાળું જોઇએ તેટલું રહેશે.

(૩) રજા વખતે બાળકને બેસવાને, હરવા ફરવાને, અને રમવાને સોઇ મળશે.

(૪) કસરતશાળાની ગોઠવણ કરી શકાશે.

(૫) ઝાડ, વેલ, રોપા વગેરે વાવવાથી જગા રમણીય થશે, બાળકમાં સૌંદર્યની સમજ આવશે, અને જમીન સૂકી રહેવાથી તનદુરસ્તી વધશે.

બાળક માટે જાજરૂ અને પેશાબખાનાં કોમ્પાઊંડને એક ખૂણે એટલાં દૂર અને એવી દિશામાં બાંધવાં કે તે તરફથી નિશાળમાં કે રમવાની જગામાં પવન આવે નહીં. વળી તેમને હમેશ ધોઇને સાફ રાખવાં કે હવા બગડે નહીં.

બોર્ડિંગસ્કૂલોમાં એટલે જ્યાં નિશાળમાંજ બાળકને ભણવા ઉપરાંત રાત દિવસ રહેવાની સોઇ કરી આપવામાં આવેછે ત્યાં કોમ્પાઊંડ બાંધી ઉપર કહેલી સૂચનાપર ખાસ લક્ષ આપવું જોઇએ. આવી નિશાળો, નિશાળ અને ઘર બંનેનું કામ સારેછે. વરસના કેટલાક દિવસ રાત્રે ચંદ્રનો પ્રકાશ હોયછે. આવે પ્રસંગે કોમ્પાઊંડના બીજા લાભ ઉપરાંત તેમાં વાવેલા છોડ, ઝાડ, વેલ તેને પોતાના રમણીય દેખાવ અને સુગંધથી આનંદમય કરી મૂકેછે, અને ત્યાં બેસવાથી, હરવા ફરવાથી, કે રમવાથી બાળકના શરીર અને મન બંનેને સુખ મળે છે.

(અધુરૂં)

---

## જૂની ગુજરાતી—गद्य कथासंग्रह.

(સાંધણ પુ. ૩૨ ના પૃ. ૧૫૬ થી.)

तेतलइ जीमूत वाहन *वध्य शिलाइ[1] जई वइठु। गुरुडि आवी प्रहार कीधु। पगे साही नइ फेरव्यु। तेतलइ नामांकित[2] हाथनूं

૧ (ગરૂડને હાથે) મરનારને બેસવાનો પત્થર. ૨ જેના પર નામ કોતર્યું હતું એવુ.

* અસલ मध्य शालया.

कांकण[1]रूधिर भर्यूं मलयावतीनइ खोलइ पड्यूं तेतलइ शंखचूड आव्यु । जोइ तु जीमूतवाहन *ग्रस्त[2] थयु दीठु । शंखचूड बोल्यु । हे गुरुड ए ताहरूं भख नुहि । गुरुडनइ विकल्प[3] ऊपनु । अरे मइ ए किशूं कीधूं । गुरुड बोल्यु तूं कुण । अनइ आहां किहां वइठु । तूं जा । तूं माहरूं भक्ष [4]नुहि । एहवूं कही जेतलइ मूकइ । तेतलइ जीमूतवाहन बोल्यु । स्वामी मूहनइ [5]हित करि । †गुरुड बोल्यु । शूं हित करूं । †जीमूत वाहन बोल्यु । अनेरा प्राणीनइ ठामि मूहनइ भक्ष करि । गुरुड बोल्यु । हे [6]महासात्त्विक तूं पीयारइ काजि आपणा प्राण कां [7]तिजइ । एहवुं विवाद करइ छइ, तेतलइ ‡मिल-यवती कन्याइ [8]आभर्ण ओलखूं । पछइ [9]स परभारी तिहां आवी । भर्तार मूर्छांगत होउ दीठु । रोइवा लागी । हे प्रा-णाधिपति स्वामी [10]परोपकार महानिधि । हे§महा सात्त्विका हे कांत । हि सदाशांत । हे [11]विदग्ध चूडामणि । हे [12]परा-क्रमभीम । हे [13]जनवल्लभ । मूहनइ कृपा करि । प्रत्युत्तर दि । एहवा विलाप करती गुरुडि सांभली । गुरुडी पातालिंथी अमृत आणी [14]अभिषेक कीध । जीमूतवाहन जीव्यु । गुरुड बोल्यु । हूं तूठु । वर मागि । जीमूतवाहन बोल्यु । जु तूं

૧ લોહિયાળું. ૨ પકડાયલો, ખવાતો. ૩ શંકા. ૪ ન હોય. ૫ ભલું, ઉપકાર. ૬ બહુ ધીરજવાન, સાહસિક. ૭ તજે છે. ૮ આભરણ—ઘરેણું ઓળખ્યું. ૯ તે સ્ત્રી. ૧૦ પરોપકારના મોટા ભંડાર. ૧૧ રસિકમાં શ્રેષ્ઠ. ૧૨ પરાક્રમોએ કરીને ભયંકર અથવા ઉગ્ર પરાક્રમવાળા. ૧૩ મનુષ્યોને વ-હાલા. ૧૪ (અમૃત) છાંટ્યું.

* અસલ ગૃધ. † અસલમાં આ બે વાક્યો નથી. ‡ અસલ જહવંતી. § અસલ हे छात्त्विक.

प्रसंन हौड तु आज पूठि [1]नाग कहिनइ म खाएशि । गुरुड बोल्यु । प्रमाण । पछइ जीमूतवाहन [2]सपरिवार आपणइ आश्रिमि ग्यु । गोत्रीए पगे लागी नइ राज्य आप्यूं ।

( અધુરૂં ) કે૦ ૯૦ ધ્રુવ.

---

# સ્ત્રી કેળવણીને ઉત્તેજન.

( ચાલુ પાને ૪૩ થી )

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી સાહેબ,

અમદાવાદ

પરીખ મણીલાલ રણછોડદાસ રહેવાશી શહેર અમદાવાદ ચંપોળ વેરાઇ પાડાનાની વિનતિ કે ધી. મોતીલાલ હીરાભાઈ સ્પિનિંગ વિવિંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ કંપની લિમિટેડનો એક શેર હમારા પુત્ર ચિરંજીવી મોહનભાઇના સ્મારક સારૂ નીચેની સરતોએ સોસાઇટીના ટ્રસ્ટમાં આપવા માગુછું.

૧ પરીખ મણીલાલ રણછોડદાસના પુત્ર ચિ. મોહનભાઇના નામનું સોસાઇટીએ જુદું ખાતું પાડી તે ખાતામાં સદરહુ શેર ટ્રસ્ટ રાખવો.

૨. કોઈ પ્રસંગે તે શેર વેચવાની જરૂર જણાય તો તે શેર વેચી સોસાઈટીને યોગ્ય લાગે તેવી બીજી કોઇ કંપની કે બેંકના શેરમાં અથવા સરકારી લોનમાં કે મ્યુનીસીપાલીટી લોનમાં નાણાં રોકવાં ને તેનું ડીવીડેન્ટ અથવા વ્યાજ માત્ર ખરચ કરવો અને મુદલ સુરક્ષિત રાખવું.

૩. ડીવીડેન્ટ અથવા વ્યાજમાંથી ખરચ જતાં બાકી રહે તે દરવર્ષે કેળવણીખાતાના અમલદારે લીધેલી પરીક્ષામાં નીચે પ્રમાણે નીચેને સ્થળે દસા તથા વીસા ખડાયતા વાણીઆની ન્યાતીની જે છોકરી ઉંચે નંબરે પાસ થાય તેને સ્કોલરશિપ અથવા ઇનામ આપી સ્ત્રી શિક્ષણને ઉત્તેજન આપવામાં સદરહુ નામથી વાપરવું.

---

[1] કોઈ નાગને. [2] કુટુંબ સાથે.

અમદાવાદમાં નીચેની કન્યાશાળાઓમાં નીચે પ્રમાણે સદરહુ નામથી આપવા.

| | |
|---|---|
| શેઠાણી હરકોરબાઇની કન્યાશાળા. | ૩૫) |
| શેઠ. મગનભાઈ કરમચંદની કન્યાશાળા. | ૩૫) |
| રા. બા. રણછોડલાલ છોટાલાલ કન્યાશાળા. | ૩૫) |
| મહાલક્ષ્મી ફ્રીમેલ ટ્રેનિંગ કોલેજમાં. | ૩૫) |

| | | | |
|---|---|---|---|
| મહેમદાવાદ | ૩૩) | આતરસુંબા | ૩૬) |
| માતર જીલ્લે ખેડા | ૩૩) | ભરૂચ | ૩૬) |
| ડાકોર | ૩૩) | સુરત | ૩૩) |
| દાસરા | ૩૬) | છીપડી | ૩૬) |
| | | કુલ. | ૩૫૬) |

૪. ડીવીડેન્ટ અથવા વ્યાજની રકમ કંઇ કમી જાસ્તી થાય તો ઉપરનાં આંકડાના પ્રમાણમાં કમી જાસ્તી કરવું.

૫. સદરહુ સ્થળોમાં ખડાયતી જ્ઞાતીમાં કોઇ વિદ્યાવર્ધક સભા હોય તો તેની મારફત સદરહુ નામથી તેજ સ્થળમાં ખરચ કરવું. નહિતો સોસાઇટીને યોગ્ય લાગે તેની મારફત દરેક સ્થળની કન્યાશાળામાં ખરચ કરવું.

૬. કદાપી કોઈ સ્થળે ખડાયતા વાણીઆની છોકરી નિશાળમાં નહોય તો પછી તે નીશાળમાં વાણીઆની ગમે તે જ્ઞાતીની સૌથી ઉપલા ધોરણમાં સૌથી પહેલે નંબરે પાસ થઈ હોય તે છોકરીને સ્કોલરશિપ અથવા ઇનામ આપવામાં એ રકમ વાપરવી.

૭. કોઈ પ્રસંગે કોઈ નવીન પ્રશ્ન ઉત્પન્ન થાય તો સદરહુ સરતો લક્ષમાં રાખી સોસાઇટીએ તેનો નિર્ણય અમારો મત લઇને કરવો.

૮. ઉપરની સરતો સોસાઇટીને કબુલ હોય તો જણાવશો એટલે સદરહુ શેર સોસાઇટીને સોંપું.

અમદાવાદ, ચંગપોળ વેરાઇપાડો,<br>
તા. ૨૭ મી ફેબ્રુઆરી<br>
સને ૧૮૯૩

પરીખ મણીલાલ રણછોડદાસ.

# चर्चापत्र.

જે. કે. પંડચા (૧) ચોથી ચોપડીના પાઠ ૨૭ માની કવિતાની બીજી લીટીમાં "દયાં તજી, પ્રાણીને પરોવી શૂળમાં" એમછે, અને જૂની ચોપડીમાં "દયા તજી દમે, પ્રાણીને પરોવી શળમાં" એમ હતું. નવી ચોપડી પ્રમાણે તાળ મળતા નથી તેમજ અર્થ પણ સારો થઇ શકતો નથી. છતાં નવી ચોપડીમાં તેવો ફેરફાર કરવાનું કારણ શું હશે ?

(૨) પાંચમી ચોપડીના પાઠ ૧૦ માની કવિતામાં માયા શબ્દ ઘણીવાર વપરાએલોછે તો તે શબ્દનો અર્થ શું કરવો ?

(૩) પાઠ ૫૪ માનું પહેલું વાક્ય "મુસલમાની ધર્મ સાથે હિંદુ લોકોને વેર હતું" આમ લખેલછે, અને ઇતિહાસની હકીકત જોતાં તથા પાઠ ૫૫ માનો બીજો પેરેગ્રાફ જોતાં જણાયછે કે "મુસલમાન લોકોને હિંદુ ધર્મ સાથે વેર હતું". તો તેમાં કયું ખરૂં ? એક બીજાના ભાવાર્થ તદ્દન ઉલટાજછે.

(૪) પાઠ ૬૧ માની છેવટે ઇ. સ. ૧૨૧૫ લખ્યાછે તેનું શું કારણ ?

(૫) પાઠ ૭૪ મામાં લખ્યુંછે કે "શાહબુદ્દીન મરતા પહેલાં તેણે રૂડી ચાલ ચાલીને ત્યાંની હકુમત વીસ વર્ષ સુધી કરી". કુતબુદ્દીને ઇ. સ. ૧૧૯૫ માં ગૂજરાત લીધું અને તે પેહેલાં બે વર્ષ (૧૧૯૩ માં થાણેશ્વરની લડાઇમાં) શાહાબુદ્દીને દિલ્હીના રાજાને મારી નાંખ્યોછે. તો કુતબુદ્દીનને એ વખતે વીસ વર્ષ ક્યાંથી થાય ?

(૬) પાંચમી ચોપડીના પાઠ ૧૦૭ મામાં લખ્યુંછે કે—"અમેરિકાખંડ સુમારે સાડીત્રણુસેં વર્ષ ઉપર જૂની દુનિયાના લોકોના જાણ્યામાં આવ્યો". તે ઠેકાણે હવે ચારસેં થવાની જરૂર છતાં ફેરફાર થતો નથી તેનું કારણ શું ?

(૭) છઠ્ઠી ચોપડીના પાઠ ૭૯ મામાં છે કે "હિંદુસ્તાનની દક્ષિણે સિત્તેર માઇલ ઉપર લંકાછે" અને ભૂગોળવિદ્યા ભાગ ૨ જામાં લખે છે કે "આશરે ૬૦ મૈલ છે". તો તેમાંથી શું ખરૂં ગણવું ?

(૮) સ્કૂલ કમિટિના મેંબરો નિમવા એ ઘણે ભાગે તેજ ગામની નિશાળના મહેતાજી ઉપર આધાર રાખેછે. તો તે વખતે મહેતાજીએ અમુક નિયમોને અનુસરીને સ્કૂલકમિટિ ઠેરાવવી જોઇએ: એમ છે તો પછી તે વખત ધ્યાનમાં રાખવાની મુખ્યમુખ્ય બાબતો, સર્વે મહેતાજીઓની જાણને સારૂ આપશો. કેમકે સ્કૂલકમિટિ ડે. એ. ઇ. સા. ની ગેરહાજરીમાં નિશાળની દેખરેખને માટે તથા નિશાળની આબાદી થવામાં સાહાયકારી છે.

ઉત્તર—(૧) ભૂલ છે.

(૨) વેદાંતીઓ બ્રહ્મ અને માયાનો ભેદ કરેછે અને કહેછે કે આ જગત અનિત્ય, માયારૂપ, મિથ્યા છે. અખો વેદાંતી હતો અને તેણે માયા શબ્દ વેદાંતી અર્થમાં વાપર્યો છે.

(૩) પરસ્પર વેર હતું એટલે બાધ આવતો નથી.

(૪) આ બાબત આગળ ચર્ચાઇ ગઇ છે.

(૫) ભૂલ જણાય છે.

(૬) નવી આવૃત્તિમાં સુધરવાની જરૂર છે.

(૭) આશરે છેકું આપેલું છે.

(૮) તમારા ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબને લખવું. તે જે પ્રસિદ્ધ કરવા મોકલશે તે છાપીશું.

---

# भरुचजिल्लाना मुसलमानो माटे जाहेरखबर

૧. ભરૂચજીલ્લામાં જાથુકના વતની હોય એવા મુસલમાન વિદ્યાર્થીઓમાંથી જે કોઈ તા. ૩૧ મી માર્ચ ૧૮૯૪ ની પહેલાં અંગ્રેજી સ્કૂલમાં દાખલ થશે,—ગુજરાતી અથવા ઉર્દુ ચોથા ધોરણમાં પાસ થઇને, અને જેને દાખલ થતી વખતે ૧૩ વરસ પૂરાં થયાં નહીં હોય, તેને નીચે સહી કરનાર તરફથી દર મહીને રૂપીઆ ૧) ની સ્કાલરશીપ આપવામાં આવશે.

૨. એ સ્કાલરશીપ દાખલ થયા પછીની વાર્ષિક પરીક્ષા સૂધી

ચાલુ રહેશે. એ પરીક્ષામાં જે પાસ થશે તેને બીજા ધોરણમાં દર-મહીને રૂપીઆ દોઢની સ્કાલરશીપ આપવામાં આવશે. તેમ બીજા ધોરણમાં દાખલ થયા પછી તે ધોરણની પરીક્ષામાં જે પાસ થશે તેને ત્રીજા ધોરણમાં રૂપીઆ બેની સ્કાલરશીપ આપવામાં આવશે. અને એ રીતે દરેક ધોરણે અડધો રૂપીઓ વધારવામાં આવશે. જે કોઈ વાર્ષીક પરીક્ષામાં પાસ ન થાય પણ ઉપર ચઢે તેની સ્કાલરશીપ ચાલુ રહેશે, પણ વધારવામાં આવશે નહિ. અને જે કોઇ ઉપર પણ નહિ ચઢે અથવા ઉપર ચઢ્યા પછી પાછો નીચલા ધોરણમાં ઉતરે, તેની સ્કાલરશીપમાં આઠ આનાનો ઘટાડો કરવામાં આવશે. તથા એકજ ધોરણમાં બે વાર્ષીક પરીક્ષાઓ થઇ ગયા પછી કાંઇપણ સ્કાલરશીપ આપવામાં આવશે નહિ.

૩. જેને બીજી કોઇ સ્કાલરશીપ, વગેરે, મળતી હોય, તેમને ઉપર પ્રમાણે સ્કાલરશીપ આપવામાં આવશે નહીં.

૪. દરેક સ્કાલરે છ માસીક અથવા ટર્મિનલ પરીક્ષામાં પાસ થવું જોઇએ. પરંતુ એક બાબતમાં નાપાસ થશે, તો તેની સ્કાલરશીપ ચાલુ રહેશે. વધારે બાબતમાં નાપાસ થશે, તો તેની સ્કાલરશીપમાં આઠ આનાનો ઘટાડો કરવામાં આવશે.

૫. દરેક સ્કાલરે સારી હાજરી રાખવી જોઇએ. જે કોઈ સ્કાલર એક મહિનામાં ચારથી વધારે દહાડા ગેરહાજર રહેશે,—બીમારી, ખાનગી કામ કે કોઇપણ કારણથી, તેની સ્કાલરશીપમાંથી ચારથી વિશેષ દહાડાની ગેરહાજરીના દરેક દહાડા માટે પહેલા ધોરણમાં આનો એક, બીજામાં આનો દોઢ, ત્રીજામાં આના બે અને એ પ્રમાણે દરેક ધોરણે અડધો આનો વધારીને કાપવામાં આવશે. મુસલમાનો માટે મંજુર થયલા તહેવારોની રજા ગેરહાજરીમા ગણાશે નહિ.

મુ. ભરૂચ, તા. ૭ મી મે સને ૧૮૯૩.

ઇબ્રાહીમ મહમદ સયાણી
માનેજર તથા ટ્રસ્ટી, ભરૂચ મહોમેડન એડ્યુકેશન ફંડ.

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

જા. નં. ૧૯૪.

ભરૂચજીલ્લાની લોકલબોર્ડ નિશાળોના તમામ મહેતાજીઓને ચેતવણી આપવામાં આવેછે કે તા. ૩ જી એપ્રીલ ૧૮૯૩ ને રોજ ૮–૩૦ કલાકે મહેરબાન ભરૂચજીલ્લાના આસીસ્ટંટ કલેકટર સાહેબ બાહાદુર મોજે કાવા તાલુકે જંબુસરની નિશાળની વીઝીટ કરવા પધારેલા તે વખતે મહેતાજી રણછોડ નાગેસર નિશાળમાં હાજર નહતા અને અંદર ચાર છોકરા રમતા હતા ને નિશાળનું કામ કાંઇ ચાલતું નહતું અને પછી મહેતાજી આવ્યા. તેને પૂછતાં કહ્યું કે છોકરા બોલાવવા ગએલો. છોકરો સાથે કોઇ નહતો. આ કહેવું એતું ખોટું હતું. આ હકીકત મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બાહાદુરને જાહેર કરતાં સાહેબ મોસુફ પોતાના અંગ્રેજી કાગળ નં૦ ૮૭૭ તા. ૫–૫–૯૩ થી એની બદલી ૩૧૨) મળતા હતા તેમાં ૩૧) ઓછો કરી ૩૧૧) થી મોજે સાહોલ તાલુકે અંકલેસર ગામે કીધીછે. અને વળી વધારે એમ પણ ફરમાવ્યુંછે કે આવી ભૂલ ફરીથી કરશે તો ખાતામાંથી એકદમ બરતરફ થશે. આ હકીકતથી સઘળા મહેતાજીઓએ વાકેફ થવું તા. ૬–૫–૯૩

F. M. Khimjiani.
ડે. એ. ઇ. ભરૂચ.

---

## હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કોલરશિપો.

### ઉત્તર ભાગ.

### જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવેછે કે તા. ૫ મી એપ્રિલ સને ૧૮૮૮ ના મુંબઇ સરકારી ગેઝીટને ૩૨૪ મે પાને છપાયેલા નિયમો પ્રમાણે ઉત્તર ભાગના દરેક જીલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કોલર-

શિપો આપવા સારૂ સોમવાર તા. ૧૧ મી સપ્ટેમ્બર સને ૧૮૯૩ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં સ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ. (ખેડા જીલ્લો.) | ગોધરા. (પંચમહાલ.) |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણ સ્કોલરશિપો પૈકી એકને માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે બેની-ઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે, તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કોલરશિપ રાખવામાં આવશે; અને એક સ્કોલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક સ્થળે કમિટિ મારફત પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજી ઠરાવેલા છાપેલા ફોર્મ (નિયમોનું પરિશિષ્ટ અ) ઉપર કરવી, અને ઉમેદવાર જે જીલ્લાનો હોય તે જીલ્લાની પરીક્ષક કમિટિના પ્રમુખને તે મોકલવી. શનિવાર તા. ૧૨ મી અગસ્ટ સુધી કમિટિ અરજીઓ અને દાખલ થવાની ફી લેશે; તે તારીખ પછી કોઇ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફોર્મની નકલો પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી અથવા નીચે સહી કરનાર પાસેથી મળશે.

# મિડલ સ્કૂલ સ્કોલરશિપો.

## ઉત્તર ભાગ.

## જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવેછે કે ઉત્તર ભાગમાં નીચે લખેલાં સ્થળોએ બુધવાર તા. ૧૩ મી સપ્ટેમ્બર સને ૧૮૯૩ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક સ્થળે ૭ ૭ મિડલ સ્કૂલ સ્કોલરશિપો આપવાસારૂ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ. (ખેડા જીલ્લો.) | ગોધરા. (પંચમહાલ.) |
| ભરૂચ. | થાણા. |

૨. એ સ્કોલરશિપો પૈકી બેને માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઈંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે, બેની-ઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે, તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કોલરશિપો રાખવામાં આવશે; અને બે સ્કોલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક સ્થળે કમિટિ મારફત પરીક્ષા લેવામાં આવશે. ગોધરા સિવાયનાં બીજાં સ્થળોએ હાઈસ્કૂલના હેડમાસ્તર તે કમિટિના પ્રમુખ થશે; ગોધરામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પ્રમુખ થશે.

૪. સ્પર્ધા કરવાની (પરીક્ષા આપવાની) પરવાનગી મળવા બાબતની અરજી ઠરાવેલા છાપેલા ફોર્મ ઉપર કરવી. ફોર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટિના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવાર જે જીલ્લાનો હોય તે જીલ્લાની કમિટિના પ્રમુખ તરફ અરજી મોકલવી. શનિવાર તા. ૧૨ મી ઓગસ્ટ સુધી કમિટિ અરજીઓ તથા ફી લેશે; તે તારીખ પછી કોઇપણ અરજીઓ લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપરની રકમ અને મુદત, કેટલી ફી આપવાનીછે તે વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી મે સને ૧૮૮૮ ના મુંબઈ સરકારી ગેઝીટના પહેલા ભાગને ૪૩૧ મે પાને છપાયેલા "કામ ચલાઉ નિયમો"માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટિના પ્રમુખને

અરજ કરવાથી આ ધારાની નકલો મફત મળશે. ઉત્તર ભાગની તમામ મુખ્ય સરકારી અને મદદ લેનારી ગુજરાતી નિશાળોની જાહેર ખબરો ચોઢવાનાં પાટીઆં ઉપર પણ તેની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ. તા. ૨૭ મી એપ્રિલ, સને ૧૮૯૩. } E. GILES. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા.

---

## જાહેર ખબર.

## નવાં પુસ્તક.

| ગૂજરાતી. | કીમત. | બાંબે સંસ્કૃત સીરીઝ. | |
|---|---|---|---|
| દલાલ–ભૂમિતી સ્કંધ ૧–૩. | ૧–૧૨–૦ | નં. ૪૭. પારાશર સ્મૃતિ. પુ. ૧. ભા. ૧. | ૪–૪–૦ |
| ખેડા જીલ્લાનો નકશો. | ૩–૦–૦ | | |
| અંગ્રેજી. | | ડ્રોઇંગ સંબંધી. | |
| વે ટૂ હેલ્થ. | ૦–૧–૦ | બાટે કાર્ડ નં. ૧ થી ૩૨ દરેક | ૦–૪–૦ |

મુંબઇ, સરકારી બુક ડીપો. તા. ૧૨ મી મે ૧૮૯૩. } N. V. PATVARDHAN. એ. ક્યુરેટર.

## મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા.

ઉત્તર પ્રાંતની તમાંમ નિશાળોના માસ્તરો, આસીસ્ટંટો અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવેછે કે આ કોલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રવેશક પરીક્ષા તા. ૧લી નવંબર સને ૧૮૯૩ને રોજ સદરહુ કોલેજના મકાનમાં સવારના ૧૦॥ કલાકે લેવામાં આવશે માટે જે સ્ત્રીઓને એ પરીક્ષામાં દાખલ થવું હોય તેમને ખબર આપી મોકલાવવા બંદોબસ્ત કરશો.

પરીક્ષા પાંચમા ધોરણ પૂરાની લેવામાં આવશે. દાખલ થનારની ઉમર ૧૫ વર્ષથી ઓછી નહિ જોઇએ, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ જોઇએ. દાખલ થનાર ઉમેદવારે આ સાથેના નમુના પ્રમાણે એક પત્રક ભરીને ઓગસ્ટ માસમાં અમને મોકલવું અને તે સાથે અરજદારની સારી ચાલ ચાલગત માટે બે આબરૂદાર ગૃહસ્થોનાં સર્ટીફિકેટ પણ મોકલવાં.

મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કોલેજ. અમદાવાદ તા. ૨૯–૪–૯૩. } Mary Sorabji. એક્ટીંગ લેડી સુપરીન્ટેન્ડંટ

| નંબર. | નામ. | જાત. | ઉમ્મર. | પરણેલી કુંવારી કે વિધવા. | પરણેલી હોય તો તેના ધણીનો ધંધો તથા નામ અને કુંવારી કે વિધવા હોય તો તેના બાપનો ધંધો અને નામ. | કન્યાશાળાના કયા ધોરણ સુધીનો પાકો અભ્યાસ. | ડે. એ. ઇ. સાહેબની પરીક્ષામાં કયા ધોરણમાં કયા વર્ષમાં પાસ. | શરીરમાં કંઈ ખોડખાંપણ છે કે નહિ? | જો દાખલ થાય તો કોલેજના ધારા પાળશે કે કેમ? | ધણીના બંદોબસ્ત માટે માગણી. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | | | | | | | | | | |

મોકલનારની સહી.

## જાહેર ખબર.

આથી જાહેર ખબર આપવામાં આવે છે કે કાઠીઆવાડ પ્રાંત સોરઠના ગામ મોટા દેવળીઆની નિશાળના મહેતાજી ભગવાનજી કીકાભાઈ જોશી, પગાર રૂ. ૧૩, નોકરી વર્ષ ૧૨. માસ ૪, તેમને મુંબાઇ ઇલાકાના મહેરબાન ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબ બહાદુરના હુકમથી કાઠીયાવાડ કેળવણી ખાતામાંથી બરતરફ કરવામાં આવ્યા છે, તેથી હવે પછી કોઇ પણ પ્રકારની સરકારી નોકરી કરવાને નાલાયક થયા છે. તારીખ. ૨૫-૫-૯૩ મુ. રાજકોટ.

M. A. Turkhud.

આસીસ્ટન્ટ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, કાઠીયાવાડ.

## જાહેર ખબર.

આથી ખબર આપવામાં આવેછે કે સને ૧૮૯૩ના સેપ્ટેમ્બર માસની તા. ૨૫ મીને સોમવારે અને તે પછીના દિવસોએ હલકા દરજાની સરકારી નોકરીમાં દાખલ થવા માટેની પરીક્ષા ઉત્તર ભાગમાં નીચે લખેલાં સ્થળોએ લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ. | થાણા. |
| ગોધરા. | રાજકોટ. |
| ભરૂચ. | |

૨. સને ૧૮૮૮ના એપ્રિલ માસની તા. ૫ મીના મુંબાઇ સરકારી ગેઝીટના પહેલા ભાગને ૩૨૭-૩૩૦ મે પાને પ્રસિદ્ધ કરેલ નિયમો મુજબ પરીક્ષા લેવામાં આવશે. સને ૧૮૮૮ના જુલાઇ માસના ગુજરાત શાળાપત્રને ૧-૪ મે પાને એ નિયમોનો તરજુમો પ્રસિદ્ધ કરેલોછે.

૩. સને ૧૮૯૩ના ઓગસ્ટ માસની તા.૧ લીએ અથવા તે પહેલાં ઉમેદવારોએ પોતાની અરજીઓ વગેરે પોતાના સ્થળના પ્રમુખ સાહેબ તરફ મોકલવી જોઇએ. તે તારીખ પછી કોઇ પણ અરજી લેવામાં આવશે નહિ.

૪. જે ઉમેદવારો થાણા સ્થળે પરીક્ષા આપવાના હોય તેમણે મુંબાઇ સરકારી ગેઝીટના બીજા ભાગમાં મધ્ય વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી પ્રગટ થયેલ જાહેર ખબર વાંચવી.

અમદાવાદ.
તા. ૨૩મી મે સને ૧૮૯૩.

E. GILES.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

પેક્રેટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર; ભરુચ સંમાચાર; હિતેચ્છુ.

**દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧ રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વે-પારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રે-લવેનો સર્વ ખરચ આપવામાં આવશે.

૨ ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ મળશે, પણ રેલવે પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વ ખરચ ખ-રીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનારછે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ મોકલી જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના ક-મીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળો લીધામાં આવશે નહીં.

નમુના

અરદેશરજી કાવસજી માસ્તરજી

દસ્કતશિક્ષક કોપીબુકોની

સ્ટીલપેનોના

| ન.૧-૨. | ન.૩. | ન.૪. | ન.૫એ. | ન.૫બી | ન.૬એ. | ન.૬બી | ન.૭ |
|---|---|---|---|---|---|---|---|

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન આપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણું ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા આપવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનંતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હેંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભુલ થવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખીછે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ૧ થી રૂ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. | |
|---|---|---|
| ૧ | ૩ | બાર માસ લગી લાગ લગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહીના લગી પાગણો ચાર્જ પડશે. બાર મહીનાથી ઓછી મુદત હશે તો પહેલે |
| ૨ | ૮ | |
| ૩ | ૧૫ | |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ. | | |

મહીને પૂરો ચાર્જ અને પછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

### હેંડબીલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અડધા તોલા સુધીના રૂ.૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૮ મો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

અગષ્ટ સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદ

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.

# जाहेर खबरो.

**કેળવણી ખાતાના વડાએ મંજુર કરેલી**

**સસ્તામાં સસ્તી સોદાગર સ્ટાનડર્ડ કાપી બુકો**

નંબર ૧ થી ૬ સુધીની.

**કમીશનમાં વધારો.**

**તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૮૯૧ થી.**

નવી આવૃતિ.

નવા વધારા અને સુધારા સાથે.

**સન ૧૮૯૩ ના જાન્યુઆરીથી બહાર પડશે.**

કિંમત દરેક પ્રતના રૂ ૦—૧—૩

કેટલાંક વરસો થયાં ગુજરાત, કાઠિયાવાડ વીગેરે ઠેકાણાંઓ પર અમારી સસ્તી કીંમતવાળી અને તેમાં પુરી પાડેલી અગત્યની અને કીમતી બાબતોથી ભરપુર કાપીબુકોથી કદરદાન ગ્રાહકો જાણીતા છે માટે વધુ કહેવાની જરૂર નથી. ખરીદદારોએ પોતાનાં ઇનડેંટ જોડે રોકડાં નાણાં વાળવાં. કમીશન નીચે પ્રમાણે:—

(૧)—૧૦થી વધારે અને ૨૦ રૂપીયાથી ઓછી ખરીદીપર કમીશન ૨૦ ટકા પ્રમાણે.

(૨)—રૂ ૨૫) ની ખરીદીપર કમીશન રૂ પા

(૩)—રૂ ૫૦) ની ખરીદીપર કમીશન રૂ ૧૧ા

(૪)—રૂ ૧૦૦) અને તેથી ઓછી કીંમતની નહીં એવી ખરીદી પર કમીશન રૂ ૨૫)

(૫)—૨૫, ૫૦ અને ૧૦૦ રૂપીયાની ખરીદી કરનાર સીર રવાનગી ખર્ચ પડશે નહીં.

"સોદાગર પ્રેસ હાઉસ," ઠે. દરીયામહેલ. | નગીનદાસ ડાહ્યાભાઈ.
સુરત તા૦ ૧ લી જાન્યુઆરી સન ૧૮૯૨. | માનેજર સોદાગર પ્રેસ.

---

**વાંચો વાંચો કમિશનમાં પુષ્કળ લાભ.**

ભૂમિતિનાં મૂળતત્વો, દેશીનામાનાં મૂળતત્વો અને વ્યાકરણ શિક્ષણશૈલી, એ મારાં રચેલાં પુસ્તકો તૈયારછે. દરેક નંગની કીંમત ચાર આના. પણ એક યા ત્રણે જાતનાં મળીને સાગટાં પાંચ નંગે પોસ્ટેજ માફ, દશ નંગે દશ ટકા, ત્રીશે વીશ ટકા, પચાસે પચીશ, પોણોસોએ ત્રીશ અને તેથી વધારે નંગોમાં તેત્રીશ ટકા કમિશન મળશે. પૈસા પ્રથમ. કે વેલ્યુપેબલ મળશે. માણેકલાલ નાગરદાસ શાહ તાલુકા સ્કુલ માસ્તર રાજકોટ.

---

**મહેતાજી સાહેબો, 'માસિક અને વર્ત્તમાન તત્વસંગ્રહ'** આપને બહુ ઉપયોગીછે. પુષ્કળ ગામડાંના મહેતાજીઓ તેના ગ્રાહક થયાછે તેમાં હિંદુસ્તાનની અંદર નિકળતાં સારાં સારાં વર્ત્તમાનપત્રનો સાર બહુ સરસ રીતે આપવામાં આવેછે. બુદ્ધિપ્રકાશ જેવડાં ૩૨ પૃષ્ટ છતાં કિંમત પોષ્ટ સુદ્ધાં એક રૂપિયો. એકવાર જરૂર જુઓ. **મગનલાલ અચરતલાલ શાહ, લીંબડી—કાઠિયાવાડ.**

સુરત જોઇન્ટ સ્કૂલ કમીટીના સદ્‌ગૃહસ્થોએ પસંદ કરેલી
અને સૌમાં શ્રેષ્ઠ લેખેલી અને પોતાના તાબાની
સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડાયેલી.

| | |
|---|---|
| મે. રેવરંડ જે. શીલેડી. | મે ભાનુશંકર નારણશંકર. |
| મે. મનછારામ ઘેહેલાભાઈ. | મે. હરીલાલ તુલજારામ ઘેરૂ. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીયાં બક્ષુમીયાં. શેખ. |

## પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી., ગાયકવાડના અમરેલી પ્રાંતના સુબા અને માજી ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ દોસાભાઈ નસરવાનજી વાડીયા, એમ. એ., પ્રિન્સપાલ, સર. જ. જી. પા. બે. ઇન્સ્ટીટયુશન, મુંબઈ.
ખા. બા. જમશેદજી નવરોજી ઉનવાલા, એમ. એ. ભાવનગર કોલેજ-
શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલના
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ., પ્રોફેસર પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સચાની, બી. એ., હેડમાસ્તર ભરૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપાલ, ટ્રેનીંગ કોલેજ,
મી. એ. એસ. જર્વીસ, સુરત મીશન સ્કૂલના પ્રિન્સિપાલ.
મી. વીલીયમ બીટી, બી. એ., સુરત મીશન સ્કૂલના મેનેજર
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ બેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ
શેઠ હોરમજી જાંગીર પ્રોપ્રાયટરી સ્કૂલના માલેક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી- એ- ફોર્ટ હાઇસ્કૂલના માલેક.
શેઠ માણેકજી બેજનજી કુપર માજી ફોર્ટ હાઇસ્કૂલના હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચંદનવાડી. સ્કૂલના માજી માલેક.
શેઠ. જમશેદજી. ખ૦ દુબાસ, બી. એ. હેડમાસ્તર, એલફીન્સ્ટન મીડલસ્કૂલ
શેઠ. માણેકશા. બેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાળ સ્કૂલના હેડમાસ્તર
રા. રા. લક્ષ્મીદાસ. દી. હેડમાસ્તર આલફ્રેડ હાઇસ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એ. વ. સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, હબીબભાઇ સ્કૂલ.ખોજા ખાનમહમદ
શેઠ. રૂસતમજી મેરવાનજી માસ્તર હેડમાસ્તર ફરામજી પટેલ સ્કૂલ.

## મુંબઇની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મી. ગુલાબદાસ સુંદરદાસ ચોકસી. | શેઠ. ફકીરજી શેરાબજી મહોઇના. |
| મે. પ્રાણજીવનદાસ કાહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ. |
| મે. હરકીસનદાસ બીજલાલ. | મે. આતમારામ જેકીશનદાસ. |
| મે. શીવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મેરવાનજી શેરાબજી દલાલ. | |

## મુંબાઇ અને ગુજરાતના જાહેર છાપાના મતો.

રાસ્ત ગોફતાર, મુંબઇ સમાચાર, જામે જમશેદ, અખબારે સો-

# ગુજરાતશાળાપત્ર

પુસ્તક ૩૨ મું. ઑગષ્ટ. ૧૮૯૩. અંક ૮ મો.


## मास.

એક ગામડાની નિશાળનો મહેતાજી લખેછે કે “ગયા એપ્રિલના શાળાપત્રના અંકમાં ત્રિમાસિક સ્પર્ધાના મથાળા નીચે પ્રશ્નો મૂક્યા છે તેના ઉત્તર તા. ૨૦ મી મે સુધીમાં મોકલવાને ફરમાવ્યું છે, પણ એ શાળાપત્ર મને તા. ૨૪મી એ પહોંચ્યું છે, તો હવે એ વિષયમાં હું શી રીતે ભાગ લઇ શકું”? આ પ્રમાણે મોડું પહોચવાના કારણમાં એ મેહેતાજી લખેછે કે “તાલુકા સિપાઇઓ આખા મહિનામાં શાળાપત્રો, સરક્યુલરો, પગાર, વગેરે એકઠું થવા દઈ મહિનામાં એકવાર વેઠ ઉતારી આવેછે. એપ્રિલ મહિનામાં રાહ જોઈ જોઈને થાકયા હશે પણ શાળાપત્ર સિવાય બીજું કાંઇ વહેંચવાનું આવ્યું નહીં હોય તેથી ફક્ત એટલા માટે તેમણે તસ્દી લીધી નહીં હોય. અને બીજાં ગમે તેટલાં વાનાં ભેગાં થયાં હોય તોએ શું થયું ? જો તેમને અનુકૂળતા ન હોય તો * * કોઇ કોઇવાર તો પગાર તાલુકામાં આવેલો છતાં એટલો મોડો પહોચે છે કે ઘણા નાના મેહેતાજીઓ—જેમનો પગાર તેમના કુટુંબનું તાણી તુશીનેજ ભરણપોષણ થઇ શકે તેટલો હોયછે—તેમને ઘણી વખત બહુ મુસીબત વેઠવી પડેછે. કોઇની એવી વિપત્તિ મેં જાતે જોઈછે.” શાળાપત્ર મોડાં પહોચવાથી થતી હરકતો વિષે વળી તે લખે છે કે “ ટ્રેનિંગકૉલેજની પ્રવેશક પરીક્ષાની મુદતની જાહેર ખબર ઘણી વખત તે પરીક્ષા થઇ ગયા પછી હમારા વાંચવામાં આવે છે.” હમે આશા રાખીએ છીએ કે આવું થતું હશે ત્યાં તાલુકા સિપાઇઓ વધારે જાગૃતિથી કામ કરે તેમ તાલુકામાસ્તરો કાળજી રાખશે. દરેક માસનો અંક તે માસની શરૂમાં આ ઑફિસથી રવાના કરવામાં આવેછે અને ગમે તેવા પણ છેટેના ગામડામાં તે માસની આખર સુધીમાં પહોચવો

હોવું જોઈએ. દરેક બાળઉદ્યોગમાં ગણવાનું આવેછે, અને તેમાં તથા બાળખેલમાં ભૂમિતિની આકારનું ભાન કરાવી શકાય છે. દડો, ઘન, વાળવાનો કાગળ વગેરે સઘળું બાળક પાસે મપાવી માપનો . વિચાર પણ ખિલવી શકાય છે. છતાં માપ અને તોલનું ભાન વધારે ચોક્સપણે નીચે બતાવેલી રીતે કરાવી શકાશે.

### ૧. લંબાઈ પહોળાઈ વગેરેનું માપ.

પ્રથમ બાળકને લાંબું અને ટુંકું, ઉંચું અને ઠીંગણું, ઉંચું અને નીચું, પહોળું અને સાંકડું, જાડું અને પાતળું, ઉંડું અને છછરૂં, એમ વિરૂદ્ધ* જોડકાંનું ભાન કરાવવું. તેની અવલોકન શક્તિ ખિલતાં પહેલાં તે ઝીણા તફાવત કળી શકશે નહીં, પણ અજવાળું અને અંધારૂં, કાળું અને ધોળું, ઉનું અને ટાઢું, પાસે અને આઘે, કઠણ અને પોચું, એવામોટા ભેદ સ્હેલથી સમજી શકશે. કદની સમજણ પાડવાને મોટા અને નાના, લાંબા અને ટુંકા, વગેરે પદાર્થો બાળક આગળ રજુ કરી તેમનો મુકાબલો કરાવવો; જેમકે લાંબી અને ટુંકી સોટીઓ બતાવવી, ઉંચા છોકરાની જોડે ઠીંગણા છોકરાને ઉભો કરવો, વગેરે. બાળકે જાતે અવલોકન કરી તફાવત ખોળી કાઢવો જોઇએ; શિક્ષકે માત્ર " લાંબું " " ટુંકું, " " ઉંચું, " " ઠીંગણું, " વગેરે જોઇતા શબ્દની તેને ખબર ન હોય તો આપવા. તેજ પ્રમાણે પહોળી અને સાંકડી ફીત અથવા કાગળની પટી, જાડી અને પાતળી ચોપડી, ઉંચી અને નીચી ખુરશી, ઉંડું તપેલું અને છછરી તાસક, વગેરેનો ભેદ કરાવવો. જેટલા પદાર્થ નિશાળમાં આણી શકાય તેટલા લાવી મુકાબલો કરાવવો કે બાળક જાતે અવલોકન કરી ભેદ ખોળે અને એ ભેદનાં નામ જાણે.

લાંબું, ટુંકું, વગેરે ભેદ ઓળખાયો એટલે એકજણ જેને લાંબું કહે છે તેને બીજો ટુંકું કહે છે તેની સમજ પડવા સારૂ જુદી જુદી લંબાઇની ફીત, લાકડી, કે કાગળના કડકા રજુ કરી મુકાબલો કરાવવો. " લાંબો કડકો લાવો " કહેવાથી એકજણ એક લાવશે અને બીજો જણ બીજો લાવશે. આથી " કેટલો લાંબો " એમ કહેવાની

---

* વિરૂદ્ધ બાબતોને સાથે મૂકી મુકાબલો કરવો અને તેમ કરી તેમનો ભેદ ખોળી કાઢવો એ જનસ્વભાવ છે તેનો કેળવણીના કામમાં લાભ લેવા ફ્રોબલ વારંવાર ભલામણ કરેછે.

જરૂર બાળકના ધ્યાનમાં આવશે, અને માપનાં નિયમિત સાધનની અગસ તેઓ જાણશે. ફ્રોબલની ત્રીજી બક્ષીસ જેમને ચાલી હશે તેમના જાણવામાં તસુ ( ઇંચ ) આવ્યો હશે. ચોવીસ ઘન એક હારમાં જોડાજોડ ગોઠવવાથી એક ગજ થશે. બાળક પાસે ઘન ગોઠવાવવા અને ગજનો વિચાર ઉત્પન્ન કરવો. પછી છોકરાના હાથમાં ગજ આપવો અને એ હાર મપાવી જોવી. પછી કાળા પાટીઆપર પ્રથમ માપીને અને પછી અટકળથી નીચે પ્રમાણે મનોયત્ન કરાવવાં. વચ્ચે ગજનું અંતર રાખી બે ટપકાં મૂકો, તેટલેજ અંતરે બે લીટીઓ દોરો, ગજ લાંબી લીટી દોરો, ગજગજની દરેક બાજુવાળો ચોરસ દોરો, વગેરે. નિશાળમાં ગજગજને છેટે અથવા ગજ લાંબા પદાર્થ હોય તેમની લંબાઈની પણ અટકળ કરાવવી. ગજને છેટે બે ઘન મૂકો, બે ચોપડીઓ મૂકો, બે લાકડીઓ મૂકો, આ દોરી કેટલી લાંબી છે તે કહો, વગેરે અનેક મનોયત્ન કરાવી શકાશે. જ્યારે જ્યારે અટકળ કરવામાં આવે ત્યારે પછીથી મપાવી અટકળ ખરીછે કે કેમ તેની ખાત્રી કરાવવી. ગજનો વિચાર પાકો થયા પછી અડધો ગજ, પા ગજ, અને તસુનો વિચાર કરાવવો અને ઉપર પ્રમાણે મનોયત્ન આપવાં. છેવટ વારનો પણ તેજ રીતે વિચાર ખિલવવો. આટલું થયેથી ગજથી વધારે અથવા ઓછાની અટકળ કરશે ત્યારે કેટલું વધારે કે ઓછું છે તે મપાવી કહેવડાવી શકાશે. છેવટ મેજ, ખુરશી, પાટલી, પાટીઉં, વગેરે જુદા જુદા પદાર્થોની અને નિશાળના ઓરડાની લંબાઇ, ઉંચાઇ, અને પહોળાઇની અટકળ કરાવવી તથા તેમને મપાવવાં. ભીંતપર એક ઉભી લીટી દોરી તેમાં તસુ, પા ગજ, અડધો ગજ, ગજ, વાર, વગેરેના આંકા પાડવા, અને એક પછી એક છોકરાંને તે લીટી પાસે ઉભાં રાખી દરેક કેટલું ઉંચું થયું તે કહેવડાવવું. શિક્ષકે પોતે પણ ઉભા રહી પોતાની ઉંચાઇ બાળક પાસે કહેવડાવવી.

આટલું શિક્ષણ મળ્યા પછી દરેક બાળકને લાકડાની ચપટી આંકણી આપવી, અને જુદી જુદી લંબાઇની આડી, ઉભી, અને તિરકસ લીટીઓ સ્લેટપર દોરાવવી; " એક તસુની ઉભી લીટી દોરો. પા ગજની આડી લીટી દોરો," વગેરે. જેમ આગળ વધે તેમ તસુના પણ વિભાગપર જવું, એટલે સવાબે, સાડાત્રણ, પોણાપાંચ, વગેરે તસુ લાંબી લીટીઓ, તેમજ

તેટલું અંતર વચમાં રાખી સમાંતર લીટીઓ દોરવા કહેવું. લીટી દોરતા પહેલાં જ્યાંથી તે શરૂ થવાની હોય અને જ્યાં પૂરી થવાની હોય ત્યાં ટપકાં મૂકાવવાં, અને પછી તે ટપકાંની વચ્ચે લીંટી દોરાવવી. એમ માપીને સ્લેટપર લીંટીઓ દોરવાનો મહાવરો થયા પછી કાગળપર તેવો મહાવરો કરાવવો. ત્યાર પછી દરેક બાળકને કાગળ અને કાતર આપી નીચે પ્રમાણે મનોયત્ન કરાવવાં:–" એક તસુ પહોળી અને અડધો ગજ લાંબી પટી કાપી કાઢો; અડધો તસુ પહોળી અને ગજ લાંબી પટી કાપો; દરેક બાજુ ત્રણ તસુની થાય તેવો ચોરસ કાપો; ૬×૩ તસુનો લંબચોરસ કાપો; એક બાજુ ૪ તસુની અને એક ૬ તસુની થાય તેવો ત્રિકોણ કાપો; વગેરે. પ્રથમ મપાવીને તથા કાગળપર લીંટીઓ અંકાવીને આકાર કપાવવા. જેમ ચાલાકી આવતી જાય તેમ માત્ર નજરથી કપાવવા અને પછી મપાવી જોવા, તથા માપથી આવેલી લંબાઇ પહોળાઇ કાગળપર લખાવવી. આમ કાગળ કાપવાથી બાળકને રમુજ સાથે જ્ઞાન મળશે, અટકળ કરતાં આવડશે, અને હાથની ચાલાકી વધશે.

ઉપર બતાવેલું શિક્ષણ એક દિવસમાં કે એક અઠવાડીઆમાં પૂરૂં નહીં થાય, કેટલાંક અઠવાડીઆં સુધી પહોંચશે, અને તે બાળવર્ગને માટે બસ થશે. છોકરાં ધોરણ ચઢશે ત્યારે પણ આ પદ્ધતિ ઉપયોગી પડશે. જેમ જેમ તે આગળ વધતાં જાય તેમ તેમ તેમને શેરીની, રસ્તાની, અને ગામના એક છેડાથી બીજા છેડા સુધીની લંબાઇની, તેમજ ગાઉ વગેરેની અટકળ કરવાનો મહાવરો કરાવવો. કોઇક શિખેલાં ઘણાં છોકરાંને ગાઉ, દંડ, વગેરે બોલતાં તથા તેના હિસાબ કરતાં જોઈએ છીએ, પણ તે ક્યાંથી ક્યાં સુધી થાય તેનું ભાન હોતું નથી. વજન વગેરેનું પણ તેવુંજ અપૂર્ણ જ્ઞાન હોયછે. બાળક ઈંગ્રેજી કોઇક શિખેછે ત્યારે ગ્યાલન, પાઇંટ, હંડ્રેડવેટ, ડ્રામ, એકર, વગેરેની વાતો કરેછે, પણ તે કેટલું થાય તેની ખબર હોતી નથી. અત્રે બતાવેલી પદ્ધતિએ પ્રત્યક્ષ પ્રયોગ કરાવવાથી અને અટકળ કરવાનો મહાવરો પાડવાથી ચોકસ જ્ઞાન થશે. સંખ્યા સંબંધી પણ અટકળ કરાવવાની જરૂર છે. ઘણા જણ હજાર કે લાખની વાતો કરેછે પણ તેટલાની કેવડી ઢગલી થાય તેનો ચોકસ વિચાર હોતો નથી. (અપૂર્ણ)

---

# ઇંગ્લાંડની જાહેર પ્રાથમિક નિશાળો.

(ચાલુ પાને ૧૭૯ થી.)

## ૩. ઇતિહાસ.

| ધોરણ. | ઇતિહાસનો ક્રમ. | ઇતિહાસ અને ભૂગોળનો એકઠો ક્રમ. |
|---|---|---|
| ૧ લું. | ઇંગ્લાંડના ઇતિહાસને લગતી સાદી વાર્તાઓ. | નિંશાળ અને રમવાની જગાનો નકશો. નકશાની સમજ અને ઉપયોગ. દિશાઓ. |
| ૨ જું. | એજન. | પૃથ્વીનો આકાર અને કદ. ભૂગોળના શબ્દોની સ્હેલી ભાષામાં સમજ અને ઇંગ્લાંડના નકશામાં તે બતાવવું. પર્વતો અને નદીઓની ભૂતળ. |
| ૩ જું. | ઇંગ્લાંડના પ્રાચીન ઇતિહાસમાંથી બાર વાર્તાઓ, જેવી કે, પ્રાચીન બ્રિટનો, ખ્રિસ્તી ધર્મનો આરંભ, મહાન આલ્ફ્રેડ, કેન્યુટ, હેરોલ્ડ, નોર્મનજય. | ઇંગ્લાંડની ભૂતળ અને રાજકીય ભૂગોળ, જે પરગણામાં નિશાળ હોય તેના ખાસ જ્ઞાન સાથે. |

| | | |
|---|---|---|
| ૪ થું. | સને ૧૦૬૬ થી ૧૪૮૫ સુધીની ઇગ્લાંડના ઇતિહાસને લગતી વીસ વાર્તાઓ અને જન્મ ચરિત્રો; જેવાં કે, હેરીવર્ડ, બેકેટ, પહેલો રિચર્ડ અને ક્રુઝેડ નામના વિગ્રહો, જ્હોન અને માગના કારટા, મોટફર્ટ અને આમની સભા, શ્યામ યુવરાજ, કેક્સટન. | યુરોપની સામાન્ય ભૂગોળ, કેનેડા અથવા ઓસ્ટ્રેલિયાની ભૂગોળ. |
| ૫ મું. | ટયુડરવંશ, આગેવાન પુરૂષોનાં જન્મ ચરિત્ર સાથે, જેવાંકે રાજ્ય રક્ષક સમરસેટ, રાણી ઇલિઝાબેથ, શેક્સપિયર, રેલે, સેસિલ, ડ્રેક, સ્કોટલાંડની રાણી મેરી. | સોળમા સૈકા પહેલાંના ઇગ્લાંડના ઇતિહાસને લગતી દસ વાર્તાઓ અને જન્મ ચરિત્રો. ટયુડરવંશ. પાર્લ્યામેંટનું બંધારણ અને કામ. |
| ૬ ઠું. | સ્ટુઅર્ટવંશ, સિવિલ વોર અને પાર્લ્યામેંટના બંધારણ અને કામના ખાસ સંબંધે. ૭ આગેવાન પુરૂષોનાં જન્મ ચરિત્ર. | સ્ટુઅર્ટવંશ. આ વખતમાં નવો મુલક મેળવ્યો તે. ન્યાયની અદાલતોનું બંધારણ અને કામ. કર. |
| ૭ મું. | હાનોવરવંશ, ગ્રેટબ્રિટનનાં પરદેશી સંસ્થાન અને રાજ્યની વૃદ્ધિને ખાસ સંબંધે. ૭ નામાંકિત ગ્રંથ કર્ત્તા અથવા રાજકીય પુરૂષોનાં જન્મ ચરિત્ર. | હાનોવરવંશ, નીચેની બાબતોના ખાસ સંબંધે.— (૧) આ મુદતમાં નવો મુલક મેળવ્યો અને ખોયો તે, (૨) મુખ્ય કાયદા, (૩) ૭ નામાંકિત ગ્રંથ કર્ત્તાનાં ચરિત્ર. |

(અપૂરૂં.)

# संख्याविषे पाठो.

## પગથિયું ૧૭ મું.

**પાઠ ૪ થો.—અપૂર્ણાંકોને એક રૂપમાંથી બીજા રૂપમાં આણવા વિષે.**

ટીપ.—હેઠલાં મનોયત્નોનું પૃથકકરણ છોકરાંએ જાતે પદાર્થોપર શિક્ષકની રૂબરૂ ધીમે ધીમે કરવું.

૩ તૃતીયાંશના પા કેટલા?

જવાબ.—૩ તૃતીયાંશ એક આખાની બરાબર છે, અને એક આખો ૪ પાની બરાબર છે.

૪ અડધિયાંના તૃતીયાંશ કેટલા ?

જવાબ.—૪ અડધિયાં બે આખાની બરાબર છે, અને ૨ આખા ૬ તૃતીયાંશની બરાબર છે.

૬ અડધિયાંના પા કેટલા ?

જવાબ.—૬ અડધિયાં ૩ આખાની બરાબર છે, અને ૩ આખા ૧૨ પાની બરાબર છે.

૬ તૃતીયાંશનાં અડધિયાં કેટલાં ?

જવાબ.—૬ તૃતીયાંશ ૨ આખાની બરાબર છે, અને ૨ આખા ૪ અડધિયાંની બરાબર છે.

૬ પાનાં અડધિયાં કેટલાં ?

જવાબ.—૬ પા એક આખા અને અડધાની, અથવા ૩ અડધિયાંની બરાબર છે.

૪ તૃતીયાંશના પા કેટલા ?

જવાબ.—૪ તૃતીયાંશ ૧ આખા અને ૧ તૃતીયાંશની બરાબર છે; એક આખો ૪ પાની બરાબર છે, અને એક તૃતીયાંશ ૧ પાની બરાબર છે અને કાંઇક વધેછે—તેથી ૪ તૃતીયાંશ ૫ પાની બરાબર છે અને શેષ વધેછે.

૬ પાના તૃતીયાંશ કેટલા ?

જવાબ.—૬ પા એક આખા અને અડધાની બરાબર છે; એક આખો ૩ તૃતીયાંશની બરાબર છે, અને અડધો ૧ તૃતીયાંશની બરાબર અને કાંઇક વધેછે—તેથી ૬ પા ૪ તૃતીયાંશની બરાબર છે અને પા વધેછે.

## પાઠ ૫ મો.—અપૂર્ણાંકોના સરવાળા વિષે.

દોઢ જામફળ અને દોઢ જામફળ મળીને કેટલાં જામફળ થાય?

અઢી જામફળ અને અઢી જામફળ મળીને કેટલાં જામફળ થાય?

૩ આખા અને એક અડધું તથા ૩ આખા અને એક અડધું મળીને કેટલા થાય?

૪ આખા અને અડધું તથા ૩ આખા અને અડધું મળીને કેટલા આખા થાય?

૧ આખો અને અડધું, એક આખો અને અડધું, અને એક આખો અને અડધું, એ ત્રણનો સરવાળો કેટલો?

૨ આખા અને અડધું તથા ૪ આખા અને અડધું મળીને કેટલા આખા થાય?

૨ આખા અને અડધું, ૨ આખા અને અડધું, તથા ૨ આખા અને અડધું, એ ત્રણનો સરવાળો કેટલો?

૩ આખા અને ૨ તૃતીયાંશ, તથા ૨ આખા અને ૧ તૃતીયાંશના કેટલા આખા થાય?

૩ આખા અને ૧ તૃતીયાંશ, ૨ આખા અને ૨ તૃતીયાંશ, અને ૨ આખા અને ૧ તૃતીયાંશ, એ ત્રણનો સરવાળો કેટલો?

૫ આખા અને ૨ તૃતીયાંશ, ૫ આખા અને ૨ તૃતીયાંશ, તથા ૧ તૃતીયાંશ, એ ત્રણનો સરવાળો કેટલો?

૩ આખા અને ૧ તૃતીયાંશ, ૨ આખા અને ૨ તૃતીયાંશ, અને ૩ આખા અને ૧ તૃતીયાંશ, એ ત્રણનો સરવાળો કેટલો?

૩ પા અને ૩ પાનો સરવાળો કેટલો?

૨ પા, અને ૧ આખો અને ૨ પાનો સરવાળો કેટલો?

૩ પા, ૩ પા, અને ૩ પાનો સરવાળો કેટલો?

૧ આખો અને ૩ પા તથા ૧ એક આખો અને ૧ પાનો સરવાળો કેટલો ?

૧ આખો અને ૧ પા તથા ૧ આખો અને ૩ પાનો સરવાળો કેટલો ?

૩ આખા અને ૩ પા તથા ૩ આખા અને ૩ પાનો સરવાળો કેટલો ?

૫ આખા અને ૧ પા, ૩ આખા અને ૩ પા, તથા ૧ આખો અને અડધો, એ ત્રણનો સરવાળો કેટલો ?

ઇત્યાદિ. ઇત્યાદી.

---

# સ્થળવિષે પાઠો.

## પાઠ ૧૧ મો.

### મૈલથી માપવા વિષે.

આપણે નિશાળના ઓરડાનો નકશો દોર્યો તેવારે તે કેટલો મોટો દેખાતો હતો ? નકશો કેટલા ઇંચ લાંબો હતો ? તો દરેક ઇંચ નકશાનો કેટલો ભાગ દર્શાવતો હતો ? પરંતુ આપણે પગે ચાલતા અથવા ગાડીમાં કે ઘોડે બેશીને ફરવા જઇએ છીએ ત્યારે આપણે આટલા ફુટ કે આટલા ઇંચ ચાલ્યા એવું બોલીએ છીએ ? ના, એ અંતર એટલાં મોટાં હોયછે કે ઇંચ કે ફુટથી ગણી શકાતાં નથી; આપણે *મૈલથી ગણીએ છીએ. તમારા ગામથી એક મૈલ અથવા અડધા મૈલને છેટે આવેલા હરકોઇ ગામનું નામ તમે દઇ શકશો ? તમે એક કલાકમાં કેટલા મૈલ ચાલી શકો ? મૈલનો ચોક્કસ વિચાર છોકરાંના મનમાં

---

* સડકોપર મૈલના પથરા મૂકેલા હોયછે, રેલવેમાં મૈલથી ગણતરી કરવામાં આવેછે, તથા છાપેલા નકશા પણ મૈલના માપથી દોરેલા હોયછે, તેથી અત્રે મૈલની ગણતરી કરીછે, અને શિક્ષકે છોકરાંને મૈલની માહીતી આપવી જોઇશે; છતાં તેની મરજી હશે તો શરૂઆતમાં ગાઉ પ્રમાણે ગણતરી કરી પછીથી મૈલપર જવાને હરકત નથી.

પ્રથમ આવવો જોઇએ એ અતિ અગત્યનું છે; એક મૈલ છેટેનાં બે ગામડાં તેઓ જાણતાં હશે તો તેઓ તેની જોડે બીજાં અંતરોનો મુકાબલો કરી-શકશે. મોટા શહેરમાં નિશાળથી એક મૈલને છેટે સ્થળ હોય તેનો ખ્યાલ કરાવવો.

### પાઠ ૧૨ મો.

### મૈલના સ્કેલ સહિત પાડોશનો નકશો કહાડવા વિષે.

એક મૈલના અને તેના નિઃશેષ ભાજક ભાગોના ઠરાવેલા સ્કેલવડે પોતાના પાડોશમાંનાં સ્થળો વગેરેનાં અંતર નક્કી કરવાનો છોકરાંને સારી પેઠે મહાવરો થયા કેડે એવા અંતરનો વિચાર માપવડે કેવી રીતે આપવામાં આવેછે તે તેમણે શીખવું જોઇએ. શિક્ષકે તેમની થડમાંના સરિયામ રસ્તાનો નકશો તેમની રૂબરૂ દોરવો; આટલા મૈલને માટે હું એક ઇંચ લેઇશ એવું પ્રથમ નક્કી કરી અને જુદાં જુદાં ઘરોનાં અથવા બીજાં જાણવા લાયક સ્થળોનાં અંતર જાણી લઇ પોતે ઠરાવેલા અંતરના સ્કેલ પ્રમાણે તે સ્થળો પાડવાં અને એ રીતે પાડોશનો નકશો વર્ગની રૂબરૂ કહાડીને પૂરો કરવો. આવા બે ત્રણ પાઠ આપી છોકરાંને મહાવરો કરાવવો. એમાં જે ગણતરી કરવી પડે છે તેથી અને નજરે જોઇને તેમણે જે જ્ઞાન મેળવેલું હોયછે તે તેમની કનેથી કહડાવ્યાથી તેમને રમુજ પડશે અને ઘણા મૈલના ક્ષેત્રફળવાળા નકશાનાં માપ સમજવાને તેઓ લાયક થશે.

### પાઠ ૧૩ મો.

### અક્ષાંશ વૃત્ત અને રેખાંશ વૃત્તના સંબંધમાં નકશાનું સ્કેલ લક્ષમાં લેવા વિષે.

હવે છોકરાં અક્ષાંશ વૃત્ત અને રેખાંશ વૃત્તની મદદથી અંતરની ગણતરી કરી શકે તે માટે તેઓ વિષે તેમના મનમાં ખપ જોગ વિચાર ઉતરવાની જરૂર છે; બે અક્ષાંશ વૃત્તની વચ્ચે સાઠ મૈલનું અંતર હોયછે એવું કહેવાથી તેઓ અંતર ઝટ ગણી શકશે. એ જાણ્યાથી જે પ્રદેશ તેઓ જોતા હશે તે પ્રદેશનાં માપ, વિસ્તાર, તેમાંની નદીઓ, રસ્તા, વગેરેની લંબાઇ, અને શહેરોનાં એક બીજાથી અથવા અમુક

એક શહેરથી અંતર તેઓ નક્કી કરી શકશે. એમ કરવામાં તેમને રમુજ પડશે અને નકશાનો તથા તેના ઉપયોગનો ખરો વિચાર તેમના મનમાં ઉતરશે. એમ નથી થતું ત્યારે છોકરાંના વિચાર બહુધા અનિશ્ચિત અને ભૂલ ભરેલા હોયછે.

---

# ડ્રોઇંગ.

( ચાલુ પાને ૧૮૫ થી. )

## ૫. ચિત્ર કાઢવાની ભૂલ ભરેલી રીતો.

આકૃતિ અથવા નકશાની નકલ કરતી વખતે ઘણાખરા વિદ્યાર્થીઓ મથાળું અથવા ગમે તે ખૂણો આખી આકૃતિના સંબંધમાં બીન અગત્યનો હોય તોપણ ત્યાંથી શરૂ કરી કકડે કકડે આખી આકૃતિ પૂરી કરતા જોવામાં આવેછે.

યોગ્ય પ્રમાણવાળી આકૃતિની નકલ કરતી વખતે પણ વિદ્યાર્થીઓ ઘણીખરી વાર એક બાજૂ પૂરી કરેછે અને પછી બીજી બાજૂ શરૂ કરેછે. માપ લેવાથી વિદ્યાર્થીઓને ખરી રીત કરતાં આ રીતો ઓછી અઘરી લાગેછે તોપણ તે તદન ભૂલ ભરેલી છે. આ પ્રમાણે નકલ કરવાની રીત વગર સમજે યંત્રની માફક કામ કરવા જેવી છે.જો તે પ્રમાણે માપ લીધા વગર અને ત્વરાથી ચિત્ર કાઢવામાં આવે તો તેમાં ઘણું કરીને શુદ્ધ પ્રમાણ જોવામાં આવતું નથી, અને શિલ્પી અથવા ઘાટ રચનારને જરૂરની છે તેવી ચિત્ર કાઢવાની શક્તિ વિદ્યાર્થીમાં એ રીતે કદીપણ આવતી નથી.

આ રીતો અને ચિત્ર કાઢવા પહેલાં માપવાનો, વગર ખપે માર્ગદર્શક લીટીઓ દોરવાનો, અથવા આકૃતિના ભાગ તરીકે તેમની નકલ કરવાનો વહીવટ, એ ચિત્ર કાઢવાની ધીમી, યંત્રજેવી, વગર સમજણની અને સુધારો ન થઇ શકે એવી ઢબ છે. જો વિદ્યાર્થીઓને આ પ્રમાણે ચિત્ર કાઢવા દેવામાં આવે છે તેઓને શિક્ષકની મદદ હોય કે ન હોય તે સરખુંજ છે.

### ૬. વિદ્યાર્થીઓની ખરાબ આદતો.

ચિત્ર પાસે માથું રાખીને અને શરીર સંકોચીને ચિત્ર કાઢવું એ ઘણીજ ખરાબ આદત છે. શરીરની આવી સ્થિતિ રાખીને ચિત્ર કાઢવું એ તનદુરસ્તીને બગાડનાર છે એટલુંજ નહિ પણ ચિત્ર કાઢવાની સારી ઢબ અથવા યોગ્ય રીતથી એ તદન ઊલટું છે. ચિત્રનો નાનામાં નાનો ભાગ કાઢતી વખતે પણ આખું ચિત્ર સોઇ પડતી રીતે દેખાય નહિ એટલું બધું ચિત્ર પાસે માથું રાખીને મહાવરો કરવો એ વાસ્તવિક રીતે નિરૂપયોગી છે. વિદ્યાર્થીઓની બીજી ખરાબ ટેવ એછે કે સ્પષ્ટ અથવા સ્થિર લીટીઓને અમુક સ્થિતિમાં દોરવાની અવઘડતા દૂર કરવા સારૂ તેઓ પોતાનાં પાટીઆં ગોળ ફેરવે છે. આવી ખરાબ આદત પડવા દેવી નહિ.

---

# भूमिति विषे खुलासो.

(સાંધણુ પૃષ્ઠ ૪૨ થી.)

પ્રતિજ્ઞા ૩૫ થી ૩૮ એ ચારે પ્રતિજ્ઞાઓ ટુંકામાં નીચે પ્રમાણે બતાવી શકાય.

એકજ કિંવા બરાબર પાયા ઉપરના તથા એકજ સમાંતર લીટીઓની વચ્ચેના ત્રિકોણ કે સમાંતર બાજુ ચતુષ્કોણો બરાબર છે.

પ્રતિજ્ઞા ૩૫મી. એની ત્રણ આકૃતિઓ છે. ૧ લીતો ખુલ્લી રીતે સમજાય તેવીછે. બીજી બે અભ્યાસીઓને ગુચવણમાં નાંખે તેવીછે. એની સિદ્ધતાનો આધાર નીચેના પ્રત્યક્ષ પ્રમાણ ઉપરછે. "એકજ આકૃતિ અમાંથી વબાદ કરીએ, અને તેજ આકૃતિમાંથી ક જે ગની બરાબર છે તે બાદ કરીએ તો એ બે બાકી રહેલા ભાગ બરાબર છે. વિદ્યાર્થી જરા બારીકીથી જોશે તો તેને માલુમ પડશે કે એ કંઇજ નહિ પણ ત્રીજું પ્રત્યક્ષ પ્રમાણ છે, ફેર એટલોજ છે કે સમ પરિમિતોને બદલે એકજ પરિમિતમાંથી સમ પરિમિતો બાદ કરવાનાં છે.

એમાં જાઉ- [illegible] મુ- [illegible] એક ત્રિકોણ બીજા ત્રિકોણની

બરાબર સિદ્ધ કર્યા પછી આખી આકૃતિમાંથી પહેલાં એક ત્રિકોણ લઇ અને પછી આખી આકૃતિમાંથી બીજો ત્રિકોણ લઇ લીધો જેથી બાકી રહેલા ભાગ એટલે કે એકજ પાયા ઉપરના બે સમાંતરબાજુ ચતુષ્કોણ બરાબર છે.

એની બીજી રીત એવીછે કે એ બે ત્રિકોણમાંથી ઉપરની બાજુનો એક નાનો ત્રિકોણ જે બન્નેમાં સામાન્ય છે તે બાદ કરી દરેકમાં નીચેનો ત્રિકોણ ઉમેરવો. આ બીજી આકૃતિને લાગુ પડેછે.

ત્રીજી આકૃતિમાં વચ્ચેના ચતુષ્કોણમાં છેડાના ત્રિકોણ ઉમેરવાથી કહેલા બે ચતુષ્કોણ બરાબર થાયછે. પણ આ બીજી રીત કરતાં ૧લી રીત વધારે સહેલી છે, પણ તેમાં જરા ધ્યાન વધારે પહોચાડવાની જરૂર છે.

એનો ઉલટ પક્ષ પણ ખરોછે એટલે કે એકજ પાયા ઉપર અને તેની એકજ બાજુએ બે બરાબર સમાંતરબાજુ ચતુષ્કોણ હોય તો તેઓ એકજ સમાંતર લીટીઓની વચ્ચે હશે. એમાં ઉલટી સિદ્ધતા વાપરવી.

૩૯મી પ્રતિજ્ઞા ૩૭ મીનો, અને ૪૦મી ૩૮ મીનો ઉલટ પક્ષછે.

આ પ્રતિજ્ઞાઓમાં બરાબરનો અર્થ તેટલીજ જગા રોકે અથવા બીજા બોલોમાં બોલીએ તો સમાન ક્ષેત્રફળ ધરાવનાર સમજવો.

**કરમઅલી રહીમ નાનજીઆણી.**

( ડે. એ. ઇન્સ્પેક્ટર, પંચમહાલ રેવાકાંઠા. )

---

## જૂની ગૂજરાતી--ગદ્ય કથા સંગ્રહ.

(સાંધણ પુ. ૩૨ ના પૃ. ૧૯૦ થી.)

### धूर्त मूलदेे आनि मोहित ब्राह्मण ।

कौशांबी एहवइ नामि नगरी । तिहां *सुविचार एहवइ नामि राजा । तेहनइ चंद्र प्रभा एहवइ नामि पुत्री । अति

* અસલ મુંભિ વિચાર્ય.

रूपवती । नवयौवन हुई । ति कन्या सखी साथि फूलवाडी माहि गई । जेतलइ फूल लि छइ तेतलइ एक ब्राह्मण आव्यु छइ तीणइ दीठी । तीणीय ते दीठु । माहो माहि कामातुर हौआं । पछइ ते कन्या आपणइ घरि आवी । ति ब्राह्मण तेणइ रूपि मोहु भावइ तिम बोलवा लागु । तेतलइ सहदे मूलदे पांचपांचसइ धूर्ते [1]परवर्यां आव्या । तीणइ मागिं ते ब्राह्मण दीठु । मूलदेवि पूछ्यूं । तूहनइ किश्यूं दुःख छइ । *ब्राह्मण बोल्यु । अहो ए वाडी माहि राज कन्या दीठी, तेणइ रूपि मोहुं, कामज्वर चड्यु, घरि जै न सकूं । मूलदे बोल्यु । ज एहवी वात करेशि तु राजा आंखि काढशि । अनइ वली कांई उपाय कीजइ । ताहरइ कांई धन छइ । †ब्राह्मण बोल्यु । धन कांई नथी । पछइ मूलदेवि ब्राह्मण ऊठाड्यु । कोथली माहिथी गोली काढी । ‡एक, ब्राह्मणना मुख माहि [2]घातवा आपी । बीजी गोली आपणा मुख माहि-[3]घाती । तीणि ब्राह्मण नवयौवना स्त्री हौउ । मूलदे [4]आपण-पूं वृद्ध ब्राह्मण हौउ । ते स्त्रीनइ लेई राजद्वारि ग्यु । राजानइ भेट्यु । आशीर्वाद दीधु । राजाइ पूछ्यूं । हे ब्राह्मण तूं किहां थिकी आव्यु । ते बोल्यु । स्वामी हूं गंगातीरि वसूं । तीणइ गामि परदल आव्यूं । गाम लागूं । लोक सहू नाठु । माहरु पुत्र ते पणि नाठु । वली लोक सहूको आव्या । पणि

---

१ वीटायला. २ घालवा, मूकवा, राखवा. ३ घाली, मूकी, राखी. ४ પોતે.

---

* અસલ વાસન. † અસલ વામન. ‡ અહિં અસલનાં પાકો ઉલટ સુલટ કરી થોડો ફેરફાર કર્યો છે.

माहरु पुत्र न आव्यु । माहरा पुत्रनइ वियोगि करी पुत्रनी मा *मुई । [1]अह्मारइ पुत्रनी स्त्रीनइ माहरा पुत्रनी *सुधि लेई आवूं तां लगइ ताहरइ घरि राखि । ब्राह्मणी राजाइ राखी राजपुत्रीनइ संभाली आपी । पछइ तीणइ मूलदेवि ब्राह्मणीनि कहूं । ए गोली +जां लगइ मुख माहि राखे सि तां लगइ स्त्री । जेतलइ काढेसि ×तेतलइ पुरुष । अनइ जिह्वारइ दोहिली वेला पडइ तिह्वारइ मूहनइ [2]सारे । एहवूं कही मूलदे ग्यु । राजपुत्री [3]आपणइ +अवाशि लेइ आवी । वेहू एक आसनि वइठां । वात करवा लागां । ब्राह्मणीइ पूछूं । तूं सूनी नइ दूवली [4]कां । राजपुत्री बोली । हैयानी वात [5]कहि आगलि कहीइ ।

गाथा ।

विरला [6]जाणंति गुणा विरला [7]पालंति [8]निर्धना नेहा ।
विरला [9]परकज्ज परा परदुःखे दुःखिआ विरला ॥

हे ब्राह्मणी माहरूं दुःख तूं आगलि कहूं । सांभलि । एक दिवसि वाडी माहि सखी संघाति रमिवा गई हूती । तिहां ब्राह्मण एक *रूपवंतु दीठु । पणि तेहनूं कांई नाम न जाणूं । तेणइ हूं विरही छूं । ब्राह्मणी बोली । हूं ते पुरु-

1 હમારા માટે, હમારી ખાતર. 2 સંભારજે. 3 પોતાને અવાસે, ઘેર. 4 શાથી, શા માટે. 5 કોના, કેના આગળ. 6 જાણે છે. 7 પાળે છે, નભાવે છે. 8 નિર્ધન સાથે સ્નેહ. 9 પારકા કામમાં તત્પર, પરગજુ.

* અસલ મૂંઈ. * અસલ શિધિ. + અહિં પણ અસલમાં જૂજ ફેરફાર કર્યો છે. × અસલ जाहर लगइ. + અસલ तां लगइ. * અસલ स्वरूप दीठुं.

पनि *मेल्हूं तु मुझनइ तूं शूं आपइ । राजपुत्री बोली । सर्वथा हूं ताहरी दासी थाऊं । पछइ मुख माहिथी गोली काढी । तेतलइ पुरुष हौउ । राजपुत्री ‡तेहनइ देखी नइ लाजी । पछइ गांधर्व वीवाह करी परण्यां । × × × × × केटले एक दिवसि राजकन्यानइ गर्भ हौउ । तेतलइ प्रधानि राजा सहू इ परिवार साथि [1]नुहुतर्युं । राजान [2]आपणु परिवार लेई जमवा गयु । प्रधानपुत्रि ब्राह्मणी दीठी । तीणइ [4]चींतव्यूं । ए माहरी भार्या थाइ तु हूं जीवूं । तीणइ मित्र आगलि कहूं । मित्रि प्रधान आगलि कहूं । प्रधानि राजानि कहूं । देव माहरा पुत्रनइ ए ब्राह्मणी दि । राजा बोल्यु । ए आपणु धर्म [5]नुहि । दुर्बल, अनाथ, बाला, वृद्ध, तपसी । ए [6]फोक माटइ [7]संतापीइ नही । एहवूं कही ते प्रधाननि वार्यु । वली लोके राजाननइं कहूं । अहो देव ! प्रधान पुत्र मरशि । प्रधान पुत्र मुआ पूंठि प्रधान मरशि । प्रधान मुआ पूठिइ तुमाहरूं राजि [8]विणसशि । पछइ ते ब्राह्मणनी वहू राजाइ बोलावी । राजा बोल्यु । हे ब्राह्मणी तूं प्रधानना पुत्रनी भार्या [9]था-पशि ? । ते बोली । माहरउ भर्तार छइ । वली अनेरानइ कां द्यु । पछइ राजा पगे लागु । हे मात तूं माहरूं राजि विणसतूं राखि ।

અધૂરૂં.

કે. હ. ધ્રુવ.

૧ મેળવું. ૨ નોતર્યો. ૩ પોતાનો. ૪ વિચાર્યું. ૫ ન-હોય, નહિ. ૬ અમથાં. ૭ દૂભાય નહિ. ૮ નાશ પામશે, ફના થશે. ૯ થઈશ.

* અસલ मोकलूं. ‡ અસલ तेहनूं रूप देखी.

# चर्चापत्र.

**૧. પ્રાણુલાલ ગિરજાશંકર.—**

૧. નિયાંગરાનો ધોધ આખી દુનિયામાં મોટામાં મોટો છે ને તે પ્રસિદ્ધ છે એવું ઇસ્વી. ૧૮૯૧ ના શાળાપત્રને ૨૨૩ મે પાને જણાવેલું છે. પણ ક્યાં ને કયે ઠેકાણે છે તે જણાવેલું નથી તે જણાવશોજી—સદરહુ ધોધ મોટો તેમજ પ્રસિદ્ધ છતાં હોપકૃત ભૂગોળમાં જણાવ્યો નથી તેનું શું કારણ?

૨. ચંદ્રથી સૂર્ય સાત કરોડ ગણો મોટો છે છતાં સૂર્ય ગ્રહણ ખગ્રાસ થાયછે તેનું શું કારણ—આ વિષે મને ઘણી શંકાછે. મેં ઘણી ભૂગળો જોઈ, પણ મારી શંકાનું સંતોષકારક નિરાકરણ થતું નથી માટે પૂરી સમજણ પડે તેવી રીતે ખુલાસો કરશો.

૩. નિશાળોમાં ચાલતી હોપકૃત ભૂગોળ કે જે પાછળથી રાવસાહેબ મહીપતરામે સુમજાવેલી છે, તેના બીજા ભાગના ૭૧ મા પૃષ્ઠની ૧૨મી લીટીમાં લખેલું છે કે "નીલ નદી પૃથ્વીની બીજી સઘળી નદીઓ કરતાં લાંબી છે." ને સને ૧૮૯૧ ના શાળાપત્રને ૨૨૩ મે પૃષ્ઠે ભૂગોળ સંબંધી જાણવા જોગ બાબતમાં લખેલું છે કે "લાંબામાં લાંબી નદી મિસુરી—મિસિસિપિ છે." તો બંનેમાંથી ખરૂં શું?

૪. સને ૧૮૯૧ ના ગુજરાતશાળાને ૨૨૩ મે પૃષ્ઠે "આમાઝોન મોટામાં મોટી નદીછે" એવું લખ્યું છે ને ચાલતી હોપકૃત ભૂગોળવિદ્યા ભા. ૨ જાના ૮૯ મા પૃષ્ટમાં એવું લખેલું છે કે "દુનિયામાં મોટામાં મોટી નીલ નદીથી માત્ર એ (આમાઝોન) ઉતરતી છે." તો મોટી નીલ કે આમાઝોન? વળી ૭૧ મે પૃષ્ઠે નીલ નદીને લાંબામાં લાંબી લખીછે ને ૮૯ મે પૃષ્ઠે મોટામાં મોટી ગણીછે, તો તે લાંબી કે મોટી તેનો ખુલાસો કરશો.

જવાબ—

૧. નાયગરાનો ધોધ અમેરિકા ખંડના સ્વતંત્ર સંસ્થાનમાં છે; ઉત્તર અક્ષાંશ ૪૩૦–૧૦', પશ્ચિમ રેખાંશ, ૭૯૦–૫'.

૨. ચંદ્રની લંબગોળ કક્ષા હોવાથી તે કોઇક વખત પૃથ્વીની નજીક આવેછે તેથી ચંદ્ર ગમે તેટલો નાનો હોવા છતાં સૂર્ય એટલો બધો દૂર હોવાથી તે આપણાથી બિલકુલ દેખાતો નથી.

ઉદાહરણ—આપણી આંખની છેક નજીક એક નાનો પદાર્થ આડો ધરી રાખી દૂરનો ગમે તેટલો મોટો પદાર્થ જોઇશું તો તે બિલકુલ દેખાશે નહિ.

૩-૪. આમાઝોનની લંબાઈ ૪૦૦૦ મૈલ, મિસિસિપિ+મિસુરીની લંબાઈ ૪૨૦૦ મૈલ ને નીલ નદીની લંબાઈ ૪૩૦૦ મૈલ છે.

૨. સો. ના. ભટ, રેવાકાંઠા.—

૧. સાતમી ચોપડી પાઠ ૧ લો.

"કકો ભણીને બનીં પંડિત કોય, પકો કરી વેપ વિશેષજ હોય;
ન કોઇથી છૂટી શકાયજ જોય, ટકો પણ કીમત તેની ન તોય."

ઉપલી બન્ને કડીઓનો અન્વય, અર્થ અને ભાવાર્થ શો ?

૨. પાઠ ૨ જો.

નીચેના શબ્દોના અર્થ ? તે શા ઉપરથી થયાછે ?

"કરાળ, વટાડવી, તફાવવી, રજ, ઝાળ."

પાઠ ૧૩ મો. "અંકોર, લહેર, રતિ, બહ્મ, મનસા."

૩. પાઠ ૨૦ મો.

"સુકૃત પુષ્પો તોડવા, ઉગે જે ચોપાસ;
જયમ જઇએ આગળ બહુ, પ્રસરે નિજ સુવાસ.
જે પરમારથ બીજ અહીં, વેર્યાં ચારે પાસ;
શત ગુણ ફળને આપશે, રૂપ ગુણ જેના ખાસ."

ઉપલી ચારે કડીનો અન્વય, અર્થ, અને સ્પષ્ટાર્થ શો ? સારા કામ રૂપી ફૂલો કોણ તોડે છે ? "ફુલો" એમાં કર્તા કોણ ?

"માણસ મરી બે વાટે થય, કાં નરકે કાં સ્વર્ગે જાય." આ કડીમાં નરક અને સ્વર્ગના રસ્તા કહ્યાછે તો તે કયા ?

"ચોપાસે જોતો નજો, જતાં તો આકાશ;
શિક્ષા રૂડી વળી મુજને, કર સુકૃત પ્રકાશ." આ બન્ને કડીઓનો સ્પષ્ટાર્થ શો ?

૪. પાઠ ૩૧ મો.

"જોગી ભોગીને વેર, વેર પૂરોજ અધૂરો" આ કડીમાં પૂરો અને અધૂરો તે કોણ?

૫. પાઠ ૩૯ મો.

"ચૂક છોટીથી ચૉટીઓ, મોટી ચૂકે મર્ણું;
કેવો કીધો કાયદો, અધિપતિ આળસ હર્ણું."

ઉપરની કડીઓમાં "ચૉટીઓ" શબ્દનો અર્થ શો? અને બીજી કડીનો સ્પષ્ટાર્થ શો?

૬. પાઠ ૪૦ મો.

"નરધારી નર ધારણા નકી" એમાં "ધારી" શબ્દનો અર્થ અને તે શા ઉપરથી થયોછે?

"હતી દાહતી દાડી જે અતિ, મળીની ગઇ મળી નિર્મળી મતિ;
રજ પારજ પામીએ કથી, પણ આ ડાપણ આગળે નથી."

ઉપરની બને કડીઓનો સ્પષ્ટાર્થ શો? અને "દાહતી" ને "રજ" એ શબ્દોનો અર્થ અને તેનું વ્યાકરણ શું થાય?

૭. પાઠ ૫૧ મો.

"ગાહા, સુહાવે અને ત્રિયા" એ શબ્દો શા ઉપરથી થયેલા છે અને તેનો અર્થ શો?

૮. પાઠ. ૫૯ મો.

"છતા જગ મધ્ય હતા જન જોધ, કળે કરતા રિપુ ઉપર ક્રોધ;" ઉપરની કડીનો અર્થ શો? અને ફક્ત અભિમાન ન કરવાથી પરમેશ્વરના પદને પમાય કે નહીં?

૯. પાઠ ૯૧ મો—"કઢંગી, છણાય, વિકાર" એ શબ્દોના અર્થ શા?

૧૦. પાઠ ૧૦૨—૧૦૩ જો.

"રૂડી કરમની રેખા રતી" એમાં "રતી" શબ્દનો અર્થ શો?

"પીવા કર્યો અમૃત કાળિઓ," એમાં પાણીનો કોળિઓ કેમ કહ્યો?

૧૧. પાઠ ૧૧૭ મો.

"મનમાં જાણેછે મુજ સરખો, રસીઓ નહિ કોઇ રાગીજી" એ-

માં "રાગી" શબ્દનો અર્થ રાગવાળો ખરો કે નહીં ? ને બીજો થતો હશે તો કયો ?

૧૨. પાઠ ૧૨૩ મો.

"ભોગ ભલા રોગના ભર્યા જુગતે જમોછો,
અંત્યે વાસના આડી આવે તો ભવમાં ભમોછો," આમાં રોગના ભરેલા ભોગ તે કયા ? અને વાસનાનું આડે આવવું એટલેશું ?

ઉત્તર. ૧. અન્વય.—જોય (જોકે) કોઇ કકો ભણીને વિશેષ વેષ કરી પંડિત બની પક્રોજ હોય ( અને ) કોઇથી ન જ છુતી શકાય તોય (તોપણ ) તેની કીમત ટકો પણ ન (નહિ.)

અર્થ.—બહુજ અલ્પ જ્ઞાન છતાં ઉપરથી મોટા પંડિતનો ડોળ રાખી જો કે કોઇ માણસ પક્ક વિદ્વાનમાં ખપવા પ્રયત્ન કરે અને કદાપિ વાદ વિવાદમાં બીજાને થકવે તોપણ તે તો ટકા ટકાના મૂર્ખમાંજ ગણાવાનો.

ભાવાર્થ—સંગીન જ્ઞાન વગરનો ડોળ પોષાતો નથી.

૨. કરાળ (સં—)=ભયંકર—ભૂંડી. વટાડવી ( સં-વૃત્ )=જવું. તકાવવી ( સં-તર્ક્ )=બારીકીથી જોવી. રજ ( સં-રજસ્ )=ધૂળ—ઝાળ ( સં-જ્વાલા )=ઝાળ. અંકોર ( સં-અંકુર )=ફણગો. લહેર ( સં-લહરી ) =મોજું કે છોળ. રતિ ( સં-રતિ )=પ્રીતિ. બ્રહ્મ ( સં-બ્રહ્મન્ )=પરમેશ્વર. મનસા ( સં-મનસ્ )=મનવડે.

૩. ચર્ચા પત્રીને એક અન્વય આપ્યો છે માટે એનો અન્વય આપતાં લંબાણ થવાથી આપ્યો નથી.

અર્થ—આ સંસારરૂપી પરમેશ્વરની વાડીમાં સત્કર્મ રૂપી ફૂલ ઝાડ જે જોવામાં આવેછે તેમાંથી લેવાય તેટલાં ફૂલો માણસે ચૂંટીને પોતાની પાસે રાખવાં, તેથી કરીને આયુષ્ય રૂપી પ્રદેશમાં જેમ આપણે આગળ જઇશું તેમ તેમ તે સત્કર્મ રૂપી ફૂલની ખુશબો ચારે પાસે પસરશે.

ભાવાર્થ—અનેક સત્કર્મો પૈકી પોતાથી બને તેટલાં પોતે કરવાં. તેથી આપણે જેમ જેમ ઉમ્મરે મોટા થતા જઇશું તેમ તેમ સત્કર્મને લીધે લોકો આપણને વખાણશે—૨. માણસ તોડેછે. ૩. પુષ્પ. ૪. આ

કવિતામાંજ નીતિ ભજન વગેરેથી સ્વર્ગનો રસ્તો બતાવ્યો છે અને તેથી બાકી રહ્યો તે નર્કનો રસ્તો છે—૫. સાં ચારે તરફ નજર કરતાં ઉંચે આભ સિવાય બીજું કાંઇ નજરે પડતું નથી એવા ભયંકર સ્થળનીજ કોઇ અસરથીજ જાણે મને શીખામણ મળી હોયની કે હે નર્મદ તું સત્કર્મ કર.

૪. હરેક માણસ કે જે દરેક બાબતમાં અધૂરો અને પૂરો હોય તે.

૫. નાના ગુનાહ બદલ નાની સજા તે ચોંટી રૂપછે. ૨. આળસ હરનાર પરમેશ્વરનો (ગુનાહની સાથેજ તેની સજા થાય એ) કેવો સારો કાયદો છે.

૬. ધારી ( સં-ધૃ )=ધારેલી—૨. જે દુષ્ટ બુદ્ધિ મનને રોજ બાળતી હતી તે ગઇ અને નિર્મળ બુદ્ધિ મળી. રજનો કહીનેં પણ સુમાર આવે પણ તારા ડહાપણનો સુમાર તો અમારાથી કહી શકાયજ નહિ. ૩. દાહતી=બાળતી. રજ=રજકણ—૪. દાહતી—કૃદંત. રજ—નામ.

૭. ગાસ ( સં-ઘૃષ્ટ )=ઘસાઇ ગયા—ત્રિયા ( સ્ત્રી )=સ્ત્રી—સુહાવે ( શુભ્ )=શોભે.

૮. જે જોદ્ધાઓ દુનિયામાં દુસ્મનો ઉપર યુક્તિવડે પોતાની કૂડી નજર બતાવતા હતા. પરમેશ્વરનું પદ પામવાને વગર અભિમાન એ પણ એક સાધન છે.

૯. કઢંગી=ઢંગ ધડા વગરની—છણાય=ચોળાચોળ થઇ જાહેરાંતમાં આવે—વિકાર=ફેરફાર—રૂપ બદલાય તે.

૧૦. આ કવિતામાં એનો અર્થ સુખ થાયછે—૨ એનો ઘુંટડો સમજો.

૧૧. રાગી ( સં-રાગ+ઇન્ )=પ્રીતિવાળો.

૧૨. મોજમઝાહ વગેરે જે ભોગોવડે રોગ થાય તે. લોકો માનેછે કે મરતી વખત જેવી વાસના રહીજાયછે તેપ્રમાણે આવતો અવતાર થાયછે.

# ગુણાકાર.

નીચેની ગુણાકાર કરવાની રીત શાળાપત્રમાં પ્રસિદ્ધ થવાથી સઘળા મહેતાજીઓના જાણવામાં આવે એમ સમજી લખી મોકલી છે. એ રીતથી ગમે એવા લાંબા ગુણાકાર પણ સ્હેજમાં થાયછે. ઉદાહરણ સાથે રીત લખવાથી ફાયદો સમજી તેમ કર્યું છે.

ધારો કે, ૧૪૬૨૮ ને ૭૪૨૩ એ બે સંખ્યાનો ગુણાકાર કરવો છે. તો ૧૪૬૨૮
૭૪૨૩
―――――
૧૦૮૫૮૩૬૪૪

રીતઃ—પ્રથમ એકમ એકમનો ગુણાકાર કર્યો તો ૨૪ એકમ આવ્યા તેમાંના ૪ ને ગુણાકારમાં એકમ સ્થાને લખી ૨ દશકને વધા ગણી. પછી બંને રકમોમાંથી ગુણીને જેટલા દશક કાઢી શકાય ( નીકળી શકતા હોય ) તેટલા કાઢવા. તેમ કરવાને ૩ એકમને ૨ દશકે ગુણ્યા તો ૬ દશક આવ્યા, તથા ઉપરના ૮ એકમને નીચેના ૨ દશકે ગુણ્યા તો ૧૬ દશક આવ્યા. હવે ગુણાકાર કરવાથી વધુ દશક નીકળી શકવાના નથી માટે એ બધા દશકોનો સરવાળો કર્યો તો ૨૪ દશક આવ્યા એમાં ૪ ને ગુણાકારમાં દશક સ્થાને લખી ૨ શતકને વધા ગણી. પછી ગુણાકાર કરી જેટલા શતક નીકળી શકતા હોય તેટલા કાઢવા. તેમ કરવાને ૩ એકમને ૬ શતકે ગુણ્યા તો ૧૮ શતક થયા, ૮ એકમને ૪ શતકે ગુણ્યા તો ૩૨ શતક થયા, ૨ દશકને ૨ દશકે ગુણ્યા તો ૪ શતક થયા. હવે વધુ શતક નીકળી શકતા નથી માટે એ બધા શતકોનો સરવાળો કર્યો તો ૫૬ શતક આવ્યા એમાંના ૬ ને ગુણાકારમાં શતક સ્થાને લખી ૫ હજારને વધા ગણી. પછી હજારની સંખ્યા ગુણીને કાઢવા માટે ૩ એકમ અને ૪ હજારનો ગુણાકાર ૧૨ હજાર, ૮ એકમ અને ૭ હજારનો ગુણાકાર ૫૬ હજાર, ૨ દશક અને ૪ શતકનો ગુણાકાર ૮ હજાર, તથા ૨ દશક અને ૬ શતકનો ગુણાકાર ૧૨ હજાર એ બધા હજારોનો સરવાળો ૯૩ હજાર થયો તેમાંના ૩ ને ગુણાકારમાં હજારને સ્થાને લખી ૯ દશ હજારને વધા ગણી. હવે બંને રકમોમાં પાછો એવો ગુણાકાર ચલાવવો કે જેથી દશ હજારની સંખ્યા નીકળી આવે. તેમ કરવાને ૩ એકમ અને ૧ દશ હજારનો ગુણાકાર ૩ દશ હજાર, ૨ દશક અને ૪ હજારનો ગુણાકાર ૮ દશ હજાર, ૨ દશક અને ૭ હજારનો ગુણાકાર ૧૪ દશ હજાર, તથા ૬ શતક અને ૪ શતકનો ગુણાકાર ૨૪ દશ હજાર એ બધા દશ હ-

જારનો સરવાળો ૫૮ દશ હજાર થયો તેમાંના ૮ ને ગુણાકારમાં દશ હજારને સ્થાને લખી ૫ લાખને વધા ગણી. પછી પાછો બંને *રકમ-માં એવો ગુણાકાર ચલાવવો કે લાખની સંખ્યા નીકળી આવે તેમ કરવાને ૨ દશકને ૧ દશ હજારે ગુણ્યા તો ૨ લાખ આવ્યા, ૪ શતકને ૪ હજારે ગુણ્યા તો ૧૬ લાખ આવ્યા, તથા ૬ શતકને ૭ હજારે ગુણ્યા તો ૪૨ લાખ આવ્યા. હવે ગુણાકાર કરવાથી લાખની બીજી સંખ્યા નીકળી શકતી નથી માટે બધા લાખોનો સરવાળો કર્યો તો ૬૫ લાખ આવ્યા તેમાંના ૫ને લાખને સ્થાને ગુણાકારમાં લખી ૬ દશ લાખને વધા ગણી. પાછો બંને રકમમાં ગુણાકાર કરી દશ લાખની સંખ્યા કાઢવા માટે ૪ શતકને ૧ દશ હજારે ગુણ્યા તો ૪ દશ લાખ આવ્યા, ૭ હજાર તથા ૪ હજારનો ગુણાકાર ૨૮ દશ લાખ આવ્યા, હવે વધુ દશ લાખ નીકળી શકે એમ નથી માટે એ બધા દશ લાખનો સરવાળો કર્યો તો ૩૮ દશ લાખ આવ્યા તેમાંના ૮ ને ગુણાકારમાં દશ લાખને સ્થાને લખી ૩ કરોડને વધા ગણી. પછી ગુ-ણાકાર કરી કરોડની સંખ્યા કાઢવી તેમ કરવાને ૧ દશ હજારને ૭ હ-જારે ગુણ્યા તો ૭ કરોડ આવ્યા. વધુ કરોડ નીકળી શકતા નથી માટે સરવાળો કર્યો તો ૧૦ કરોડ આવ્યા. હવે ગુણાકાર કરવાથી કરોડ કરતાં વધુ સંખ્યા નીકળી શકતી નથી માટે ૧૦ કરોડને એમના એમ કરોડના સ્થાને મૂકી દીધા તો જવાબ ૧૦૮૫૮૩૬૪૪ આવ્યા.

રતનજી ખંડુભાઈ દેસાઈ.
પે. આ. મ્યુ. મુખ્ય સ્કૂલ વલસાડ.

ટીપ—ઉપરની રીત સહેલી નથી, બાળક ગુંચવાઇ પડે તેવી છે. અંકો સ્લેટમાં લખવાના બદલામાં મગજમાં રાખી હિસાબ ગણવાનો ઘણો મહાવરો થયા પછી ઉપયોગમાં આવે તેવી છે. મોટી ઉમ્મરના વાંચનાર માટે તે પ્રસિદ્ધ કરીએ છીએ. એડિટર.

---

# बाळ गीत.

**પંખીની ટોળી. ભાગ ૧ લો (ચોપાઇ.)**

રૂડો રૂડો મુલક ગુજરાત રૂડો. એ રાગ.

જુઓ જુઓ પંખીની આ ટોળી;
એમાં કબૂતરોની જાત ભોળી. ૧

તેમાં ગરૂડજી મોટા રાજા,
ચાંચ મોટી શરીરે છે તાજા. ૨
બેઠા પોપટ ભાઈ કારભારી,
એની બોલી લાગે છે બહુ સારી. ૩
જુઓ લુચ્ચામાં લુચ્ચા કાગડા છે,
સહુ પંખીમાં એતો નાગડા છે. ૪
હંસ મોર મેનાં ને કોયલ છે,
ગીધ સમળીને આપે જોએલ છે. ૫
જળ-કુકડી ને બગલાં બેઠાં,
ચીબરીને ઘુવડ સંતાઈ પેઠાં. ૬
છેલે કાબર ચકલી ને હોલા,
ઢેક-બગલા છે મોટા ઢોલા. ૭

દેવશંકર વૈકુંઠજી ભટ.

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

એપ્રિલ સને ૧૮૯૩ના અંકમાં આપેલા પ્રશ્નોનું ઈનામ નીચેના શિક્ષકોને મળ્યું છેઃ—

પ્રશ્ન ૧ લો.—ભીમજી લક્ષ્મીરામ દવે, સ્પે. પે. આ. તાલુકાસ્કૂલ ભાવનગર, રૂ ૨).

પ્રશ્ન ૨ જો.—અમીરમિયાં હમ્દૂમિયાં કાઝી, મહેતાજી, કોઠ તાલુકે ધોળકા, રૂ ૧).

પ્રશ્ન ૩ જો.—(૧) પોપટલાલ કેવળચંદ શાહ, સ્કૂલ માસ્તર દેલવાડા, કાઠીઆવાડ, રૂ ૧); (૨) દેસાઇભાઇ ભીખાભાઇ પટેલ, મહેતાજી, બાલીસણા તાલુકે પ્રાંતીજ, રૂ ૧).

# ઇનામી ગીત.

"બિલાડી" એ વિષય ઉપર જેઠાલાલ દામોદર ત્રવાડી, ઇલાવ તાલુકે અંકલેશ્વરના મહેતાજી તરફથી સારું ગીત આવ્યું છે તેને રૂ૪) નું ઇનામ આપવામાં આવ્યુંછે. શરીરના હાવભાવ સાથેનાં આવેલાં ગીતોમાંથી કોઇ ઇનામ લાયક ન હોવાથી કોઇને તે ઇનામ મળ્યું નથી. જગજીવન કાળીદાસ પાઠક, પોરબંદર પે. સ્પે. આસિસ્ટંટ, અને અં-

બાલાલ નાથજી, કાશોલ બ્રાંચ સ્કૂલના મહેતાજીનાં ગીત પ્રસિદ્ધ કરવામાં આવશે અને શરત પ્રમાણે છપાયેથી તે દરેક જણને ચાર ચાર આના મોકલવામાં આવશે. જગજીવન કાળીદાસ તેમના લખવા પ્રમાણે બીજાં ગીત મોકલશે તો તે પૈકી જે છાપવા લાયક હશે તે પ્રસિદ્ધ કરીશું.

---

# કેળવણી ખાતાની ખબરો.

## નિશાળોનાં ઈનામ પત્રક.

**ચોબારી.** મે. મહા. હુઝુર સાહેબ વગેરે રૂ. ૭ાા=ાા **સાંભરાઇ,** મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૩ાાા સદ્ગૃહસ્થો રૂ. ૩ાા **શીકારપુર.** મે. મહા. હુઝુર સાહેબ વગેરે રૂ. પા મહેતાજીને રૂ. ૧ાા માનિટરને રૂ. ૦ાા **ગઢસીસા.** મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૯ાાા= શા. પાંચુ ટોકરશી રૂ.૧૫) **નીરોણા.** મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૩ાા~ દા. ગોવિંદ ગીરધરની બાઇ ગોમતી રૂ. પાા મહાજન રૂ. ૨) મહેતાજીને રૂ. ૧ાા **ભચૌ.** મે. મહા. શ્રી. હુઝુર સાહેબ વગેરે રૂ. ૧૫ાા~ાા **કોડાય.** મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૨૫) વકીલ દેવજી રામદાસ રૂ. ૬) મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૭ા=~ સદ્ગૃહસ્થો રૂ. ૩ાાા મહેતાજીને રૂ. ૨ાા **તેરા કન્યા.** શા. પદમશી ડુંગરશી. રૂ. ૨૦) મહેતાજીને રૂ. ૫ાાા આસિ. રૂ. ૧ાા ભરતશિક્ષક રૂ. ૦ાા મે મહા. હુઝુર સાહેબ રૂ. ૧૨ાાા~ **સલાયા.** માલમઅલી હાજી મામદાણી રૂ. ૪ા મહેતાજીને રૂ. ૧ાા આસિસ્ટંટને રૂ. ૦ાાા માનિટરને રૂ. ૦ાા મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૮ાાા~ **ચીઆાડા.** જાગીરના માલીક તથા મહાજન રૂ. ૬ાાા મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૭)~ **બીદડા.** મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૪)= **કેરા.** મહારાણાશ્રી જાલમસિંહજી રૂ. ૭ાા **કેરા કન્યા.** એજન રૂ. પં) **લોદ્રાણી.** મે. મહા-હુઝુર સાહેબ રૂ. ૫)~ાા **નાગલપર.** શેઠ નેણસીભાઈ પીરમહંમદ રૂ. ૧૩ાા મહેતાજીને રૂ. ૧ાા માનિટરને રૂ. ૦ાા **નખત્રાણા.** રા. રા. મોરારજી ધનજી રૂ. ૯)= મહેતાજીને રૂ. ૧) મે. મહાશ્રી હુઝુર સાહેબ રૂ. ૬)~ **વીંજાણ** શે. ગો. તે. જોશી માવજી આત્મારામ રૂ. ૨ા મહેતાજીને રૂ. ૨ાા આસિ. રૂ. ૧ાાા= **જખૌ** શે. ગો. તે. રા. રા. વહીવટદાર સાહેબ મોરારજીભાઇ રાઘવજી વગેરે સદ્ગૃહસ્થો રૂ. ૨૪ા **ભૂજ**

વૃ. પા. શા. માલીઆના જાડેજાશ્રી મોડજી રૂ. ૧૦) માંડવી શેઠ ગો. તે. ઇ. સ્કુલ. ગો. તે. ચેરીટીઝ રૂ. ૧૯॥≈। શેઠ ગોરધન ગોકળદાસ તેજપાળ રૂ. ૩॥~ શેઠ દામોદર આણંદજી રૂ. ૨॥ હેડમાસ્તરને રૂ. ૧૦) આસિસ્ટંટને રૂ. ૩) નોકરને રૂ. ૧) માંડવી નં. ૧ મે. મહા. હુઝુર સાહેબ રૂ. ૩૨≈॥ માંડવી નં. ૨. એજન રૂ. ૨૬।)૦॥ મુદ્રા. એજન રૂ. ૨૧)≈॥ રાપર. એજન રૂ. ૧૧~ ગુદીઆંળી. એજન રૂ. ૯≈॥ ફતેગઢ. એજન રૂ. ૭॥)૦॥ કપાયા. એજન રૂ. ૯॥≈ માધાપર. એજન રૂ. ૬≈॥ ગોધરા. એજન રૂ. ૯≈ માનકુવા. એજન રૂ. ૩)≈॥ બાયઠ. એજન રૂ. ૫। ગાંગોદર. એજન રૂ. ૩~ ખેડોઇ. એજન રૂ. ૧૦) પલાસવા. એજન રૂ. ૧૦॥)૦॥ કોટડી. એજન રૂ. ૭)≈॥ લાકડીઆ. એજન રૂ. ૬)~॥ બેલા. એજન રૂ. ૩॥ નાગ્રેચા. એજન રૂ. ૫) મંગવાણા. એજન રૂ. ૪॥≈ વાંઢીઆ. એજન રૂ. ૩) ખોભડી. એજન રૂ. ૪≈ લાયજા. એજન રૂ. ૪॥≈॥ અંટાવાડા. એજન. રૂ. ૩)≈ આસંબીઆ. એજન રૂ. ૪॥≈ બેરાજા. એજન રૂ. ૩॥~ વળાપધર. એજન રૂ. ૩॥≈ ગેડી. એજન રૂ. ૩॥≈॥ ફરાદી. એજન રૂ. ૩)≈। કુમરા. એજન રૂ. ૫) મેરઉ. મે. મહારાજા હુઝુર સાહેબ રૂ. ૩) નળીઆ નાઇટ. એજન રૂ. ૩ નારાયણ સરોવર એજન રૂ. ૫-૭-૬ અંગીઆ. એજન રૂ. ૫॥≈ બળદીઆ. એજન રૂ. ૩) વીઝાણ કન્યા. એજન રૂ. ૭॥

ઝાલાવાડ પ્રાંત. દસાડા. મલેકશ્રી સદાદખાનજી રૂ. ૬) મલેક ઉમરખાનજી રૂ. ૪) મહેતાજીને દસાડા કન્યા. મલેકશ્રી સદાદખાનજી રૂ. ૩) પાલીઆદ. તાલુકદારો રૂ. ૩) આનંદપુર કન્યા. તાલુકદારો તથા થાણદાર રૂ. ૫) વઢવાણ કાંપ ઇંગ્લિશ સ્કુલ. મે. આસિ. પોલિટિકલ એજન્ટ રૂ. ૬૧) ડિસપેન્સરીના સરજન રા. બા. ઠાકોરદાસ ડીકાભાઇ રૂ. ૩૨) ચોટીલા. તાલુકદારો તથા થાણદાર સાહેબ તથા ગેરજરો વેપારીઓ રૂ. ૨૪)

ગોહીલવાડ પ્રાંત. રાજુલા. શેઠ કમળશી પ્રેમજી ૨૯-૮-૯ રાજુલા કન્યા. એજન રૂ. ૧૧॥~ કુંડલા. ગામ મહાજને રૂ. ૬) ધાંધળી. શેઠ હરજીવનદાસ જશમતભાઇ રૂ. ૬) શેઠ. રૂપજી સાલેમહંમદ રૂ. ૩) ચારોડીઆ. પટેલ શામજીરામ રૂ. ૩) દરેડ. કુમારશ્રી અખેરાજજી રૂ. ૩) જસદણ. પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ વશુ ફ્ડાનજી રૂ. ૩॥

ભાવનગર કન્યા. નામદાર મહારાજા સાહેબ રૂ. ૧૨-૧૩-૬ કુંડલા કન્યા. કુંડલાના વકીલ રૂ. ૧૧ાા જલાલપુર. મે. વિઠ્ઠલભાઇ સામળદાસ રૂ. ૨૨-૧૨-૩ ભીમડાદ મે. ઠાકોરસાહેબ રૂ. ૫) સોનગઢ. આસિ. પોલિ. એજન્ટ રૂ. ૩૬-૮-૦ સોનગઢ કન્યા. એજન રૂ.૪ાા બોટાદ કન્યા. મે. મહારાજા સાહેબ રૂ. ૫-૮-૩ નીગાળા. ખોજા ૨૫ભ્ભ સાલેમમદ રૂ. ૪) લાઠી. મે. ઠાકોરસાહેબ રૂ. ૨૪-૧૦-૬ લાઠી કન્યા. એજન રૂ. ૯)ાાા બાબરા. તાલુકદારો રૂ. ૮) વરતેજ કન્યા. ભાવનગરના નામદાર મહારાજા સાહેબ રૂ. ૬) ધાંધલી. શેઠ રતનશી લાલા રૂ. ૩) કોટડાપીઠા. વાલાલુણા દેસા કોટડાના તાલુકદાર રૂ. ૨૩) વરતેજ. રા. ગોરધન અમરશી રૂ. ૩) ધાંધલી. શેઠ. દેવીદાસ મૂલજી રૂ. ૧૦) ગઢડા. ખાચર હસુર દાતા રૂ. ૩) વીંછીઆ. ઠ. પ્રેમજીરામ રૂ. ૮) કુંડલા મુખ્ય. મેતા જીવરાજ અમરશી રૂ. ૩) શીહોર બ્રાંચ. ગઢવી પિંગળશી પાતાભાઈ રૂ. ૫૦) કોટડાપીઠા. ભટ. જગજીવન બાપુજી રૂ. ૭).

હાલાર પ્રાંત. બાલભા. મહારાજા જામસાહેબ રૂ. ૬૦) હડીઆણા. એજન રૂ. ૫૭-૧૪-૧૧ જાબુડા. ખોજા સુંદરજી હરજી તથા ઠાકરીઆ જીવા જસાણી રૂ. ૩ાા મોરબી. શેઠ મોતી રતનશી રૂ.૫) ધ્રોલ. રેવિન્યુ કમિશનર વજેરામ ઇંદરજી રૂ. ૩) અમરાપુર. મે. પ્રાફ્ટ. ચિફ્ કોનસ્ટેબલ અયોધ્યાપ્રસાદ રામપ્રસાદ વગેરે રૂ. ૬) રાજકોટ સિવિલ સ્ટેશન. મે. દેવળાના દરબારશ્રી શિવસિંગજી રૂ. ૬) નવાનગર કન્યા. નં. ૧ લી. દા. ભાણજી હંસરાજ હા. સુંદરજી રૂ. ૭) એજન નં. ૨ જો. એજન રૂ. ૪) જોડીઆ કન્યા. મહારાજા શ્રી જામવિભાજી રૂ. ૬૦) હડીઆણુ કન્યા. મહારાજા જામસાહેબ શ્રી વિભાજી રૂ. ૨૨-૧૩-૧૦ જોડીઆ ઇંગ્લિશ. મહારાજા જામસાહેબ રૂ. ૧૨ા જોડીઆ નાઇટ. એજન રૂ. ૩-૨-૮ નવાનગર તા નં: ૧ લો. મુંબઇના શેઠ મૂળજી જેઠા પૌત્ર ગોરધનદાસ સુંદરદાસ રૂ ૫૬) એજન. નં ૨ જો. એજન રૂ.૪૭)-એજન. સંસ્કૃત. મુંબઇના શેઠ મૂળજી જેઠાના પૌત્ર ગોરધનદાસ સુંદરદાસ રૂ. ૮) વણથલી. શેઠ મૂળચંદ દેવજી વગેરે રૂ.૪) બેડી. મે. મિસિ-

સ મેકલાંડ સાહેબ તથા કુમારશ્રી જશવંતસિંઘજી રૂ. ૧૫) ખંભાલીઆ. શેઠ હરિદાસ કાનજી રૂ. ૧૦) લાલપર. દા. પીરજી છવણદાસ રૂ.૧૬) જોડીઆ. મહારાજાશ્રી જામસાહેબ રૂ. ૩) આમરણ. મે. ઠાકોર સાહેબ રૂ. ૧૮) નવાનગર બ્રાંચ નં ૧ લો. મુંબઇના શેઠ મૂળજી જેઠા રૂ. ૨૦) સદર નં. ૨ જો. એજન રૂ. ૨૦) સદર નં. ૩ જો. એજન રૂ. ૧૫–૧૧–૦ ધોરાજી. શેઠ કાનજી જશરાજ રૂ. ૫) નવાનગર કન્યા નં ૧લો. મુંબાઇના શેઠ મૂળજી જેઠાના પૌત્ર ગોરધનદાસ સુંદરજી રૂ. ૨૨૯–૧૨–૬ સદર નં ૨જો. એજન રૂ. ૧૯૪) સદર નં ૩જો. એજન રૂ. ૧૧૪–૧૨–૬ ખંભાલીઆ કન્યા. શેઠ હરિદાસ કાનજી રૂ. ૪) રાજકોટ કન્યા. શેઠ અનોપચંદ મૂળચંદ રૂ. ૪) મોરબી બ્રાંચ દા. વાલાજી જેઠા રૂ. ૩) ધ્રોલ. મે. ઠાકોર સાહેબ રૂ. ૪૧ ધ્રોલ કન્યા. એજન રૂ. ૧૩–૯–૦ મોરબી. બાઇશ્રી રેમબાઇ રૂ. ૨ જોડીઆ. દા. કલ્યાણજી ખીમજી તથા ઓધવજી દયાલજી રૂ. ૮ ધોરાજી સોની કરપનજી કલ્યાણજી રૂ. ૪) મોરબી વખતુબા ચેરીટેબલ. મે. ઠાકોર સાહેબ વાઘજીભાઇ રૂ. ૬–૧૪–૦ બાઇશ્રી રેમબા રૂ. ૮॥ આટકોટ. કંડોરણાના આજમ પોલિસ ઇન્સ્પેક્ટર રૂ. ૫ સલાયા. જોશી ગીગાભાઈ પ્રધાન રૂ. ૨૦ ખંભાળીઆ તા. સ્કુલ. દા. દામોદર પ્રાગજી રૂ. ૪) દા. જેરામ કાનજી રૂ. ૮) માંડળીના મહંત કાશીગરજી રૂ. ૧૭) ખંભાળીઆ કન્યા. એજન રૂ. ૨૩) દા. જેરામ કાનજી રૂ. ૩॥

પાલણપુર વિ. ચંદીસર. મે.દીવાનસાહેબ રૂ. ૫–૯–૫ પાલણપુર કન્યાશાળા. મે. દીવાનસાહેબ તથા પોલિટિકલ એજન્ટ સાહેબ રૂ. ૩૬) પાલણપુર તા. સ્કુલ. રૂ. ૫૩–૩–૧૦ પાલણપુર ઉર્દુ. મે. દીવાન સાહેબ તથા પોલિટિકલ એજન્ટ સાહેબ રૂ. ૨૧॥ પીલુચા. રૂ. ૬) માલણ. મે. દરબાર સાહેબ રૂ. ૬ મેતા. રૂ. ૧૨॥ વડગામ. મે. દરબાર સાહેબ રૂ. ૭॥ ઉણ. મે. પોલિટિકલ એજન્ટ સાહેબ રૂ. ૫–૩–૨ સમૌ. મે. પોલિટિકલ એજન્ટ સાહેબ રૂ. ૮। કાણોદર. મે. દીવાન સાહેબ રૂ. ૧૫॥ ગઢ. મે. દીવાન સાહેબ રૂ. ૮–૧૩–૦

ડીસા. રૂ. ૩૦) રાજપુર. મહંત બાવા રૂ. ૩) રાધનપુર તા. સ્કુલ. મે. પોલિસ સુ. સાહેબ તથા નવાબ સાહેબ રૂ. ૪૨ા મહેતાજીને રૂ. ૧૦) રાધનપુર કન્યા. એજન રૂ. ૧૩ સ્ત્રી શિક્ષકને રૂ. ૭) રાધનપુર ઉર્દુ. મે. પોલિટિકલ એજન્ટ સાહેબ તથા નવાબ સાહેબ રૂ. ૧-૫-૩ તથા મુનશીને રૂ. ૫) ઉમરી. રૂ. ૫-૧૧-૪ ઉણ. ઠાકોરો રૂ. ૧૦) થરા. રૂ. ૧૨) તેરવાડા. રૂ. ૩) ગઢ. મે. દીવાન સાહેબના કુંવર રૂ. ૮) વરાહી. મે. પોલિટિકલ એજન્ટ સાહેબ તથા વાર્ષિક ઇનામ રૂ. ૧૭ા≈ વાવ. મે. રાણાજી રૂ. ૧૭ા થરાદ. મે. ઠાકોર સાહેબ રૂ. ૨૪ા કણોદર. મે. દીવાન સાહેબ રૂ. ૧૪) મેતા. મે. દીવાન સાહેબ રૂ. ૧૦) ગોતરકા. રૂ. ૩) રાધનપુર કન્યા. વાર્ષિક ઇનામ તથા વાસ્તુ રૂ. ૫૧) સમી. રૂ. ૩૬-૭-૮ મુજપુર. રૂ. ૫-૭-૩ ચંદુર રૂ. ૭)≈ દુવડ. રૂ. ૪ા સંખેશ્વર. રૂ. ૪ા દુધંકા. રૂ. ૫-૧૨-૦ પંચાસર. રૂ. ૬) રાફુ. રૂ. ૪ાા≈ ભોરવાડા. રૂ. પા≈ કુંવર. રૂ. ૫)≈ લોલાડા. રૂ. ૮ા વેડ. રૂ. ૩) સુઇગામ. રૂ. ૮)≈ ઢીમા. રૂ. ૫)≈ા વાવ. ૧૬-૧૫-૯ થરાદ. રૂ. ૨૩ા≈ા ધાનેરા રૂ. ૧૨) રેલવે ખાતાના ઇનજીનીયર સાહેબ રૂ. ૧૩)≈ ખીમત. રૂ. ૯ા દુધંકા. તેહસીલદાર રંગપ્રસાદ રૂ. ૩) ડીસા. મે. તેહસીલદાર સાહેબ રૂ. ૨૧).

ઝાલાવાડ પ્રાંત ટીકકર. મહેતા જેઠા ખોડીદાસ રૂ.૧૦ વાંકાનેર. રા. બા. ગણપતરાવ નારાયણરાવ રૂ. ૪) ઝીંઝુવાડા, સ્ટેટ તરફથી રૂ.૩ા લીંમડી કન્યા. સંઘવી દેવકરણ ભૂધર રૂ. ૫) ધ્રાંગધ્રા કન્યા. કુમારશ્રી અજીતસિંહજી રૂ. ૫) સાયલા. કામદાર માણેકચંદભાઇ રૂ. ૧૦) ઝીંઝુવાડા કન્યા. મે. તાલુકદાર સાહેબ રૂ. ૭)~

સોરઠ પ્રાંત. જેતપુર તા. સ્કુલ. મે. તાલુકા કોર્ટના મેંમબર સાહેબો રૂ. ૩૩-૬-૬ સદર બ્રાંચ. એજન રૂ. ૧૩-૧૧-૭ ખંઢીઆ. કુંવર સાહેબ મહમદખાં રૂ. ૨૦) રા. રા. જેસુખલાલ ભગવાનલાલ રૂ. ૯) ચીતલ. ભાગદારશ્રી વાલા નાજા માસૈયા રૂ. ૩) જાફ્રાબાદ. મે. મામલતદાર સાહેબ રૂ. ૪) માણાવદ કન્યાશાળા. સ્ટેટ તરફથી રૂ. ૫) જાફ્રાબાદ. નગરશેઠ મોહનદાસ ત્ર્યંબકદાસ રૂ. ૪)

દસ્કત શિક્ષક કોપીબુકોનાજ દરેક ભાગના જુદા જુદા કદના અ-ક્ષરોનેજ બંધબેસની ખાસ ઇંગ્લાંડથી મોટે ખરચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો, ગુજરાતી મરાઠી, ઉરદુ, અને ફારસી લખવાને ઘણી પ્રગવડ કરી આપી છે. દરેક બાકસમાં દજન—૬ કીંમત ૨ ના વે-લ્યુપેબલથી ૧ થી ૬ બાકસ મંગાવનારને ખરચના ૨ આના વધારે લાગશે. ભૂલીજતાના.

આ સુધરેલી દબના, ઘડવાની કડાકુટ વિનાના અને ટકાઉ કિત્તા તથા લેખણોના નમુનાઓનો એક કાર્ડ અરધા આનાની ટીકીટ મોકલી આપવાથી મફત મોકલી આપવામાં આવશે.

આદરજી કાવસજી માસ્તર.

દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમીશન એજંટ. ધોબી તળાવ મુંબઈ.

---

## ન્યુ જનરલ બુક ઓફીસ.

અમારી ઓફીસમાંથી સરકારે મંજુર કરેલી તમામ જાતની ડીપોની ચોપડીઓ, સિવાય હરકોઇ ગ્રહસ્થની બનાવેલી ગમે તે જાતની શાળોપયોગી ચોપડીઓ મળી શકશે. વ્યાજબી કમીશન આપી, પ્રમાણિકપણે કામ કરવામાં આવેછે. એકજવાર અમારી સાથે કામ પાડવાની સર્વ મેહેતાજી સાહેબોને અરજ કરવામાં આવેછે.

કોઇપણ ગ્રહસ્થે છપાવેલી કોઇપણ જાતની બુક વેચવા માટે યોગ્ય કમીશને અમારી ઓફીસમાં રાખવામાં આવશે. એટલુંજ નહિ પણ તે ખપાવવા માટે અમારા 'માસિક અને વર્તમાન તત્વસંગ્રહ' માં વગર લવાજમે ખબર અમારી મરજી મુજબ છાપીશું. નીચેને શિરનામે લખવું. મગનલાલ ઝવેરચંદ શાહ,

અધિપતિ—માસિક અને વર્તમાન તત્વસંગ્રહ. લીંબડી—કાઠિયાવાડ.

---

શાળાઓમાં ખાસ ઉપયોગી થઈ પડેલાં પુસ્તકો.

૧. સરલ દેશીનામાની પદ્ધતિ છઠી આવૃત્તિ. કી. ૪ આના. ૨. ખાતાએ મંજુર કરેલ અંકગણિત શીખવવાની પદ્ધતિ બીજી આવૃત્તિ સુધારા વધારા સહિત. એમાં મોટા ગણિતનાં અઘરાં મનો મળ, પરચુરણ, ને અઘરા પરચુરણ દાખલા પણ સમજુતિ સાથે ગણી આપેલા છે. કી. ૯ આના. ૩. વ્યાકરણ શીખવવાની પદ્ધતિ.

એ હજારમાંથી અડધથી વધારે નકલો ખપીગઇ છે, કચ્છની શાળાઓમાં આજ વ્યાકરણ ચાલેછે. કી. ૭ આના. ૪. ભૂતળવિદ્યા. ટ્રે. કો. સ્કો. ને છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીને ઉપયોગી છે. કી. ૩ આના. કમીશન ૫, ૧૦, ૧૫, ૨૦ નંગથી ૧૦, ૧૫, ૨૦, ને ૨૫ ટકા; પરંતુ અંકગણિત ને વ્યાકરણ શીખવવાની પદ્ધતિ સાથે ખરીદનારને બે નંગથી ૨૫ ટકા એટલે બે નંગ ૧૨ આનામાં મળશે. પોસ્ટેજ સઘળાનું માફ. વે. પે. ખર્ચ મંગાવનારને શિર છે. પ્રેમચંદ કરમચંદ, હે.મા.બા. ફી.ટ્રે. કો. રાજકોટ.

---

મોટા અંકગણિતના ૨૨૧ પરચુ. દા. ની નોટ. અનુક્રમના વધારા સાથે. કિ.૩ આ. પોષ્ટેજ સાથે. ૫ થી ૧૨. ૧૦ થી ૨૦,૨૦ થી ૩૩ ટકા કમી. ગીરધર મૂળજી મહેતાજી ખસ. તા. ધંધુકા.—

---

☞સસ્તી નવીન રકમ શું છે !.! મોટા નકશા. ☜

સ્કુલોના નકશા મુજબ, તમામ હકીકત વાળા, હિંદુ. કાઠિયા. ને મું. ઇ. ના નકશા. ધોરણ બીજા, ત્રીજા ચોથાને ઘેર રાખી જોવાના કિ: ૦)—ા તે રાકડેથી ૦)ાા મળશે. વઢવાણ—ગોવિંદજી લક્ષ્મીરામ દવે.

---

"સુંદરી ગુણ મંદિર"—"ઇનામ", તથા "લાયબ્રરી" માં રાખવા સારૂ મુંબઈ ઇલાકાના શ્રી. ડિરેક્ટર સાહેબે મંજુર કર્યુંછે. ગાયકવાડ સરકારના કેળવણીખાતાએ પણ મંજુર કર્યુંછે. સત્તાવાળા તથા સાક્ષરોએ વખાણેલા આ ગ્રંથથી લાયબ્રરી શોભાવવા સારા શિક્ષકોએ ભૂલવું નહિ: પૃષ્ટ ૧૫૦ પાકું પુંઠું ને સોનેરી નામ. ત્રીજી આવૃત્તિ. કીમત દશ આના. ટપાલ ૧ આનો. લખો, કર્ત્તા મહાસુખરામ હરગોવિંદદાસને ભૂલેશ્વર, મુંબઈ.

---

"ભૂગોળવિદ્યા"—શાળોપયોગી આ પુસ્તક વિષે મુંબઈના અનુભવી ડે૦ એ૦ ઇ૦ સાહેબ લખેછે કે, ખાનગી ભૂગોળો જે મારા જોવામાં આજ સુધી આવીછે તે બધી કરતાં મી૦ મહાસુખરામની ચોપડી સારી છે. શાળાઓમાં ચલાવવા લાયક છે. ભાષા શુદ્ધ છે. ત્રીજી આવૃત્તિ. કીમત ત્રણ આના. પૃથ્વીનું દર્શન કીમત ત્રણ આના. મુંબઈ ઇલાકાનું વર્ણન. કીમત બે આના. કમીશન ઘણું સારૂં મળશે. લખો, કર્ત્તા મહાસુખરામ હરગોવિંદદાસને ભૂલેશ્વર, મુંબઈ.

---



---



---



---

આ લોક છે તેજ પરમ સંપદ નથી, આપણે પરલોકના અધિકારી છીએ. ફોકટ જીંદગી ગુમાવશોમાં. જે કોઇનું બુરૂં ઇચ્છે છે તે પોતાનું બુરૂં કરેછે. કીનો છે તે કલેજું કોરી ખાનાર કીડો છે, ભલું કરનારનું ભલું થશેજ.

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન આપશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખીછે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના, દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦–૧૨–૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વિગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ૧ થી રૂ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ.

બાર માસ લગી લાગ લગટ દરી તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહીના લગી પાગણો ચાર્જ પડશે. બાર મહીનાથી ઓછી મુદત સુધી તો પહેલે મહીને પૂરો ચાર્જ અને પછીને દરેક મહીને અરધો ચાર્જ લેવાશે.

### હેંડબીલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અરધા તોલા સુધીના રૂ.૧૦–૦–૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨–૦–૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૯ મો.   પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper

# ગુજરાત શાળાપત્ર.

સપ્ટેંબર સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.

પૃષ્ઠ.



(કેળવણી ખાતાના હુકમથી)

અમદાવાદ

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.

ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કતશિક્ષક કૉપીબુકો.

### આઠ ભાગમાં.

કેળવણીખાતાના હાલના તથા આગલા ઈન્સ્પેકટરો તથા ડેપ્યુટી ઈન્સ્પેકટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો પ્રીન્સીપાલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુંબઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સંતોષકારક ખાત્રીપત્રકો.

મેહેરબાન ડીરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મેહેરબાન ઈન્સ્પેકટર. ઈ. જાઈલ્સ સાહેબે દસ્કત શિક્ષક કૉપીબુકોને સઘળી મંજુર કરેલી કૉપીબુકોમાં શ્રેષ્ઠ ગણીછે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કૉપીબુકજ વાપરવાને નગરૂરી ધરાવશે.

મુંબઈ તથા સુરત શહેરની જોઈન્ટસ્કૂલ કમીટીના અનુભવી સદગૃહસ્થોએ પણ સઘળી કૉપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત-શિક્ષક કૉપીબુકોનેજ સર્વે કૉપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે. અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એજ કૉપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

એ કૉપીબુકો માટે જે જે સદગૃહસ્થો તરફથી સરટીફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે:

### ડીરેક્ટર સાહેબ તથા એજ્યુકેશનલ ઈન્સ્પેકટરો.

કે. એમ. ચેટફીલ્ડ. એમ. એ. ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન.
ટી. બી. કેંડીસ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર.
ઇ. જાઈલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર.
ખા. સા. દોરાબજી એદલજી ગીમી. બી. એ., ઉ. વિ. ના ગાજી એ. ઈ. અને રાજકોટ હાઈસ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેસાઈ, ઉ. વિ. ના કેળવણી ખાતાના આ. ઈ.
રા. બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા, વડોદરાના કેળવણી ખાતા.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઈન્સ્પેકટર.

### દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઑનરેબલ ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.
ઑનરેબલ. કાશીનાથ ત્ર્યંબક તેલંગ., એમ. એ., એલ. એલ. બી. સી. આઈ. ઈ., મુંબઈની હાઈકોર્ટના જડજ.
રા. સા. શંકર પાંડુરંગ પંડીત, એમ. એ. સરકારના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને હાલ પોરબંદર સ્ટેટના કારભારી.
રા. રા. નગીનદાસ તુલસીદાસ મારફતીયા, બી. એ., એલ. એલ. બી.

સુરત જોઇન્ટ સ્કૂલ કમીટીના સંદ્‌ગૃહસ્થોએ પસંદ કરેલી,
અને સૌમાં એપ્ટ લેખેલી અને પોતાના તાબાની
સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખડાવેલી.

| | |
|---|---|
| મે. રેવરંન્ડ જે. શીલેડી. | મે. ભાનુશંકર નારણશંકર. |
| મે. મનછારામ ઘેહેલાભાઈ. | મે. હરીલાલ તુલજારામ ધરૂ. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીયાં બક્ષુમીયાં શેખ. |

**પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને હેડમાસ્તરો.**

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલ
ખા. બા. જમશેદજી આરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી., ગાયક-
વાડના અમરેલી પ્રાંતના સુબા અને માજી ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ દોસાભાઈ નસરવાનજી વાડીયા, એમ. એ., પ્રિન્સપાલ, સર જ.
જી. પા. એ. ઈન્સ્ટીટયુશન, મુંબઈ.
ખા. બા. જમશેદજી નવરોજી ઉનવાલા, એમ. એ. ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલના
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ., પ્રોફેસર, પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સયાની, બી. એ., હેડમાસ્તર ભરૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપાલ, ટ્રેનીંગ કોલેજ,
મી. એ. એસ. જર્વીસ, સુરત મીશન સ્કૂલના પ્રિન્સિપાલ.
મી. વીલીયમ બીટી, બી. એ., સુરત મીશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ બેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ.
શેઠ હોરમજી જાંગીર પ્રોપ્રાયટરી સ્કૂલના માલેક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇસ્કૂલના માલેક.
શેઠ માણેકજી બેજનજી કુપર માજી ફોર્ટ હાઈસ્કૂલના હેડમાસ્તર.
શેઠ. બરજોરજી ખરશેદજી સંજાણા, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. જમશેદજી. ખ૦ દુબાસ, બી. એ. હેડમાસ્તર, એલફીન્સ્ટન મીડલસ્કૂલ
શેઠ. માણેકશા. બેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર
રા. રા. લક્ષ્મીદાસ. દી. હેડમાસ્તર આલફ્રેડ હાઇસ્કૂલ; ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એ. વ. સ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, હબીબભાઇ સ્કૂલ ખોજા ખાનમહમદ
શેઠ. રૂશતમજી મેરવાનજી માસ્તર હેડમાસ્તર ફરામજી પટેલ સ્કૂલ.

**મુંબઇની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.**

| | |
|---|---|
| મી. ગુલાબદાસ સુંદરદાસ ચોકસી. | શેઠ. ફકીરજી શોરાબજી મદ્રાસના. |
| મે. પ્રાણજીવનદાસ કાહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યાર. |
| મે. હરકીસનદાસ બ્રીજલાલ. | મે. આતમારામ જેકીશનદાસ. |
| મે. શીવશંકર કેશુજી બટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મેરવાનજી શોરાબજી દલાલ. | |

**મુંબાઇ અને ગુજરાતના જાહેર છાપાના મતો.**

રાસ્ત ગોફતાર, મુંબઇ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિંદ; ગુજરાતી; ધર્મદાં પરસ્ત; રીપન રીપોર્ટર; ઇન્ડયન

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. સપ્ટેંબર. ૧૮૯૩. અંક ૯ મો.


## मास.

બાળકને નાનપણથી કરકસરની ટેવ પાડવા માટે યુરોપની ઘણી નિશાળોમાં સેવિંગ બેંકો કાઢવામાં આવી છે. સને ૧૮૯૦-૯૧ માં ફ્રાન્સની પ્રાથમિક નિશાળોનાં ૪૭૮૧૭૩ બાળકોનાં બેંકોમાં ખાતાં હતાં, અને તેમને ખાતે એકંદર ૧૨૬૮૩૩૧૨ ફ્રાંક એટલે સુમારે સાડી એકાવન લાખ રૂપીઆ જમા થયા હતા. એમ કહેવાય છે કે ફ્રેંચ બાળકોને આ પ્રમાણે કરકસરની ટેવ પાડવામાં આવે છે તેથી મોટાં થયે તે સારી રીતે ઉદ્યમમાં લાગે છે અને સુખી થાયછે, અને તેજ કારણથી સને ૧૮૭૦ ની મોટી ખુવારી વાળી લડાઇ પછી બહુ ટુંકી મુદતમાં એ દેશ પાછો ઠેકાણે આવી ગયો હતો. બેલજીયમમાં માત્ર સાઠ લાખ માણસની વસ્તી છે છતાં ત્યાંનાં પ્રાથમિક નિશાળે જતાં સવા ૭ લાખ માંથી સુમારે પોણા બે લાખ બાળકનાં નિશાળની સેવિંગ બેંકોમાં ખાતાં છે અને લગભગ ત્રણ લાખ ફ્રાંક એટલે સુમારે સવા લાખ રૂપીઆ જમા થયા છે. ઈંગ્લાંડમાં પણ દસબાર વરસ થયાં એવી બેંકો કાઢવા પ્રયાસ કરવામાં આવે છે, અને ફ્રાન્સ જેટલો નહીં તોપણ દર વરસ વધારો થતો જાય છે. સને ૧૮૯૦ સુધીમાં સુમારે પચીસસે બેંકો થઈ હતી. માત્ર બોધથી કરકસર જેવા ગુણું શિખાતા નથી, ટેવ પાડવાની જરૂર છે અને તે માટે નિશાળની સેવિંગ બેંકો બહુ ઉપયોગી છે. મુંબઈની કોઈ કોઈ નિશાળોમાં આવો પ્રયત્ન કરવા માંડ્યો છે, પણ સાધારણ રીતે એ તરફ આ દેશના મહેતાજીઓનું અને માબાપોનું લક્ષ ખેંચાયું જણાતું નથી. છોકરૂં પાઈ પૈસો બચાવે તે નિશાળની સેવિંગ બેંકમાં જમા કરાવે, અને તેમાં ચાર આના જેટલી રકમ એકઠી થયેથી તેના નામની પોસ્ટઑફિસ સેવિંગબેંકની ચો-

પડીમાં જમા કરાવવામાં આવે તો બની શકે તેવું છે. ગાંધા અને ડહાપણથી કામ કરવામાં આવશે તો આપોઆપનો વિશ્વાસ ચોટશે અને હરકત પડશે નહીં. નિશાળનું કામ માત્ર ધોરણોના વિષય શિખવવાનું નથી, પણ તે ઉપરાંત બાળકને નીતિમાન અને લક્ષણવંતાં તથા મોટાં થયે સંસારમાં ઉપયોગી નિવડે તેવાં કરવાનું છે. કરકસર એ પણ નીતિનો ભાગ છે.

---

સ્કૂલ મિસ્ટ્રેસમાં એક લખનાર કહેછે કે આંકમાં શૂન્યનો પાડો અને પલાખાં નહીં હોવાથી ગુણાકાર શિખવતાં હરકત પડે છે, માટે તેવો એક પાડો અને દરેક પાડામાં એક એક પલાખું વધારવું જોઈએ. પાડો આ પ્રમાણે થાય: ૧×૦=૦, ૨×૦=૦, ૩×૦=૦, વગેરે. વળી એકામાં ૦×૧=૦, દુમાં ૦×૨=૦, તરીમાં ૦×૩=૦, એ પ્રમાણે પાડાઓમાં એક એક પલાખું પણ વધારાય. આ ભલામણ હમે મહેતાજીઓના વિચાર માટે મૂકીએ છીએ. આવી ગોઠવણ કોઈ કરવા ધારે તો હમે ધારીએ છીએ કે એકા, દુ, વગેરે કેટલાક આંકની સમજણ પાડયા પછી શૂન્ય સંબંધી સમજણ પાડવાથી ઓછી મુશ્કેલી પડશે, અને શૂન્યની ખરી કિંમત પણ સમજાશે.

---

ફ્રાન્સ દેશની નિશાળોમાં બાળકને પ્રજાના હક અને ફરજ વિષે શિક્ષણ આપવામાં આવેછે અને તે બાબત ક્રમ ઠરાવવામાં આવ્યો છે. પ્રાથમિક નિશાળોમાં પહેલાં બે વરસ એટલે સાતથી નવ વરસની ઉપરનાં બાળકને દેશવાસી, સીપાઇ, લશ્કર, કસ્બો, પરગણું, જીલ્લો, પ્રજા, કાયદો, ન્યાય, વગેરે એટલે શું તેની સમજ પાડવામાં આવે છે. નવથી અગીઆર વરસનાં બાળકને ફ્રાન્સવાસીના કાયદેસર હક અને ફરજો, તથા કસ્બો, જીલ્લો, અને રાજ્ય એ ત્રણ વચ્ચેના સંબંધ વિષે શિક્ષણ અપાય છે. પ્રાથમિક શાળાઓના ઉપલા વર્ગમાં એટલે તેર વરસ સુધીનાં છોકરાંને રાજ્ય બંધારણ, લશ્કર, નૌકા, કેળવણી પ્રસારવાની અને ન્યાય આપવાની રીત વિષે વિશેષ માહીતી આપવામાં આવે છે. ઉપલા દરજ્જાની નિશાળોમાં અને પાઠશાળાઓમાં એજ પદ્ધતિએ વ-

ધારે જ્ઞાન અપાય છે, અને પાઠશાળાઓમાં ઇતિહાસ અને ભૂગોળના શિક્ષણ સાથે આ બાબતનો સંબંધ જોડવામાં આવે છે. ફ્રાન્સમાં દરેક માણસને રાજ્યસભાના મેંબર નીમવામાં મત આપવાનો હક છે, તેથી મત આપનાર વિચાર કરી શકે તથા સમજીને મત આપી શકે તે મતલબથી આ વિષય દાખલ કરવામાં આવ્યો છે. વિષય અઘરો અને રસ વિનાનો હોવા છતાં વાર્તા રૂપે શિક્ષણ આપવાથી હરકત પડતી નથી.

---

# किन्डर गारटन शिक्षण.

( ચાલુ પાને ૨૦૬ થી. )

### તોલ.

કેટલાક પદાર્થ હલકા અને કેટલાક ભારે હોયછે તથા સરખા કદના પદાર્થનું વજન હમેશ સરખું હોતું નથી એ પ્રથમ બાળકના ધ્યાનમાં ઉતારવું. એક લાકડાનો કકડો અને તેવડોજ પત્થરનો કકડો અથવા રૂનો લોચો બાળકના હાથમાં આપવો અને ભારે હલકાની અટકળ કરાવવી. લુગડાની બે સરખી કોથળીઓ બનાવી એક રેતીથી અને બીજી પીછાંથી ભરવી અને બાળકના હાથમાં આપી તોળાવવી. વળી તેવડીજ એક કોથળીમાં લાકડાનો વહેર ભરી તેનો ઉપરની બે કોથળીઓ સાથે મુકાબલો કરાવવો. બાળક સ્હેજ કહી શકશે કે પીછાં કરતાં વહેર ભારે છે, અને વહેર કરતાં રેતી ભારે છે. બધી તરફથી એક ઇંચ થાય તેવો સીસાનો એક ઘન લાવી ફ્રોબલની ત્રીજી બક્ષીસમાંના એક ઇંચીઆ લાકડાના ઘન સાથે મુકાબલો કરાવવો; બાળક તરત સમજશે કે બંનેનું કદ સરખું છે છતાં સીસાનો ઘન લાકડાના ઘન કરતાં ભારે છે. બૂચનો તેવડોજ ઘન કરી મુકાબલો કરવાથી લાકડા અને સીસા બંને કરતાં તે હલકો માલમ પડશે.

પછી તોળવાનો એક કાંટો રજુ કરી તેનો ઉપયોગ સમજાવવો. એક પલ્લામાં એક બાળક પાસે લાકડાનો અને બીજામાં બીજા બાળક પાસે સીસાનો ઘન મૂકાવવો; આખા વર્ગને જણાશે કે ભારે ઘનવાળું પલ્લું નીચું જાયછે અને હલકા ઘનવાળું ઉંચું જાયછે. પીછાં, વહેર, અને

રેતીની કોથળીઓ માટે, તેમજ લાકડા, પત્થર, અને રૂના લોચાં માટે તેજ પ્રયોગ કરી જોવો, એટલે ભારે વસ્તુવાળું પલ્લું હમેશ નીચું જાય છે અને હલકીવાળું હમેશ ઉંચું જાયછે તેવી બાળકની ખાત્રી થશે, અને ભારે હલકાનો તફાવત વધારે સ્પષ્ટ સમજાશે. આગળ માપની બાબતમાં કહ્યું છે તેમ હવે એક માણસ જેને ભારે કહે તેને બીજો હલકું કહે માટે વજનના નિયમિત સાધનની જરૂર છે તે તરફ બાળકનું લક્ષ ખેંચવું. બાળકને કહેવું કે "ભારે કોથળી લાવો." એક કદાચ વહેરની કોથળી લાવશે કારણકે તે પીછાંથી ભારે છે, અને બીજો રેતીની લાવશે કારણ તે ત્રણેમાં સૌથી ભારે છે. આવા પ્રયોગથી બાળકને નિયમિત વજનની અગત્ય જણાશે, અને "કેટલું ભારે" એમ કહેવાની જરૂર લાગશે. હવે કાંટામાં એક તરફ શેર વહેર અને બીજી તરફ શેર રેતી મૂકી તોળી બતાવવું, એટલે બાળકને સમજાશે કે તે દરેક શેર વજનનું લોઢાનું નાનું કાટલું છે તેની બરાબર થાય છે. એક શેર પીછાં, એક શેર સીસાની ગોળીઓ, તેટલાજ વટાણા, ઘઉં, બાજરી, વગેરે તોળાવી જોવાં. આથી બાળક સમજશે કે એ બધી વસ્તુઓનું વજન સરખું છે પણ કદમાં તફાવત છે.

ઉપરના પ્રયોગોથી સમજાયું હશે કે ભારે વસ્તુવાળું પલ્લું નીચું જાયછે અને તે હલકી વસ્તુવાળા પલ્લાને ઉંચું ખેંચે છે. ભારે વસ્તુ નીચે બેસે છે અને હલકી ઉપર જાય છે તે લક્ષમાં ઉતારવા નીચે પ્રમાણે પ્રયોગ પણ કરવા. એક ચોખ્ખો ગ્લાસ લઈ તેમાં થોડું તેલ ભરવું; પછી તે ઉપર પાણી નાંખવું એટલે જણાશે કે પાણી નીચે બેસે છે અને તેલ ઉપર આવી તરે છે. પારો મળે તો તે પણ નાંખી જોવો એટલે તે સૌથી નીચે બેસશે, અને એકજ વાસણમાં પારો, પાણી, અને તેલ એમ ત્રણ થર થશે. ગ્લાસને ખૂબ હલાવી પાછો મૂકવો; થોડીવાર સ્થિર રહેશે એટલે પહેલાંની માફક પાછા ત્રણ થર થશે. બાળક આથી સમજશે કે પારા કરતાં પાણી અને પાણી કરતાં તેલ હલકું છે. વળી બે સરખા માપ અને તોલની શીશીઓ લાવી એક પાણીથી અને બીજી તેલથી ભરવી, અને બેને કાંટાના જુદા જુદા પલ્લામાં મૂકવી. પાણી કરતાં તેલ હલકું છે તેની આથી વધારે ખાત્રી થશે.

હવે અટકળથી વજન કહેવડાવવા તજવીજ કરવી. જુદી જુદી પેટીઓમાં રેતી, વહેર, ચોખા, ઘઉં, વટાણા, સીસાની ગોળીઓ, વગેરે લાવવું, અને તેમાંથી લુગડાંની કોથળીઓમાં અટકળથી શેર શેર ભરવા બાળકને કહેવું. પછી દરેક કોથળી તોળાવી જોવી અને કોની અટકળ ખરી પડી, કોણે વધારે ભર્યું, કોણે ઓછું ભર્યું, એ તપાસરાવવું.

ઉપર કહેલા પ્રયોગોથી બાળકના સમજવામાં આવશે કે પદાર્થોના વજનમાં ફેર હોય છે, એકજ કદના પદાર્થોનું વજન હમેશ એક હોતું નથી, ભારે અને હલકું એ સ્વતંત્ર અર્થના નહીં પણ સંબંધી શબ્દ છે, એકજ વસ્તુ એકથી ભારે અને બીજીથી હલકી હોઈ શકે છે, નિયમિત વજનની જરૂર છે, શેર એ નિયમિત વજન છે, ભારે પદાર્થવાળું ત્રાજવાનું પલ્લું નીચે નમે છે, અને ભારે પ્રવાહી વાસણમાં નીચે બેસે છે અને હલકો ઉપર તરે છે. વળી તેઓને શેર વજનની અટકળ કરવાનો પણ મહાવરો થશે. આટલું પાકું થયા પછી જરૂર પ્રમાણે અચ્છેર, પાશેર, નવટાંક, અધોળ, વગેરે શેરનાં વિભાગો ઉપર જઇ શકાશે, તેમજ બશેર, ત્રણશેર, વગેરે વધારે વજનની પણ અટકળ કરાવી શકાશે.

ભરવાનાં માપ.

શેરની ઉપર બતાવ્યા પ્રમાણે સમજ પડયા પછી બધી વસ્તુઓ તોળીને લેવાતી નથી પરંતુ ભરીને પણ લેવાય છે એ વાતની સમજ પાડવી. દૂધ હમેશ લોટી કે પવાલાથી ભરીને લેવાય છે, પૈસા બે પૈસાનું તેલ દિવેલ લેનારને ઘાંચી તે ભરીને આપે છે, મ્યુનિસિપાલિટીનાં ફાનસ સળગાવનાર હજામ દરેક ચિમનીમાં ભરીને તેલ રેડે છે, ઘરમાં બૈરાં પવાલી કે વાડકીએ ભરીને સીધું કાઢે છે, અને મુંબઈ તથા બીજે કેટલેક ઠેકાણે પાલીએ ભરીને અનાજ વેચાય છે. દૂધ ભરવાનું પવાલું વર્ગમાં લાવવું અને દૂધ ભરી બતાવવું. શેરીઆ પવાલું હશે તો તેમાં શેર દૂધ માશે. પવાલાનો ઘડો કાઢી દૂધ જોખી જોવું અને તેમાં શેર માય છે તેની છોકરાંને ખાત્રી કરાવવી. પવાલું ભરી દૂધ એક મોટા વાસણમાં ઠલવાવવું, વળી બીજીવાર તેમજ કરાવવું, અને મોટા વાસણમાં બશેર દૂધ થયું એમ બાળક પાસે કહેવડાવવું. વળી તેજ પવાલામાં

પાણી, તેલ, બાજરી, ચોખા, ચણા, રેતી, સીસાની ગોળીઓ, વગેરે ભરાવી તે દરેક તોળાવી જોવું, અને દરેકનું વજન દૂધથી ઓછું વધારે થાય છે તેની સમજ પાડવી. (કોઇક શિખવતાં મોટી ઉમ્મરનાં બાળકને પણ યાદ દેવડાવવું કે જે કોઠીમાં કળશી ચોખા માય છે તેમાં કળશી ચણા માતા નથી.) પહેલાં બાળક શિખ્યાં હતાં કે સરખા વજનની ચીજોનું કદ સરખું હોતું નથી; હવે તેઓ શિખશે કે સરખા કદની વસ્તુઓનું વજન સરખું હોતું નથી. તેજ રીતે પાશેર, અચ્છેર, અશેર, વગેરે દૂધ માય તેવાં પવાલાં લાવી પ્રયોગ કરાવી સમજણ પાડવી, અને છેવટ અટકળ કરાવી મપાવી જોવું. માપવા ભરવાનું કામ બાળક પાસેજ કરાવવું કે દરેક વાત તે જાતે ખોળી કાઢે. શિક્ષકનું કામ બધું બાળકને જાતે કરી આપવાનું નથી; તેણે માત્ર તેમને રસ્તો બતાવવો, અને તે પોતે અવલોકન કરી ખોળી કાઢે અને યાદ રાખે તેવા ઉપાય લેવા.

---

# इतिहास शिखववाना फायदा.

ઇતિહાસ શિખવવાથી નીચેના લાભ થાયછે:—

(૧) ઇતિહાસનું જ્ઞાન કોઇપણ સાધારણ ચોપડી કે વર્તમાન પત્રની હકીકત સમજવામાં મદદ કરેછે.

(૨) અગત્યનો નીતિનો બોધ ઠસાવવાને ઇતિહાસના પાઠમાં સારાં દૃષ્ટાંત મળી આવે છે. એ વડે સત્ય, મોટું મન, હિમત, ખંત, ઉદ્યોગ, ધૈર્ય, અને બીજા સદ્ગુણો તથા તેથી થતો લાભકારી પરિણામ બાળકના મનપર ઠસાવી શકાય છે. જૂઠ, કપટ, હલકાપણું, આળસ, કૃતઘ્નતા, વગેરે દુર્ગુણોનો કંટાળો પણ પેદા કરી શકાય છે. ઇતિહાસમાં બંને જાતનાં પુષ્કળ દૃષ્ટાંત સ્હેલથી મળી આવે છે. કોઇ પુરૂષ અથવા પ્રજાએ કરેલાં દુષ્કર્મનો તેનાપર પડેલી આફતો સાથે સંબંધ જોડવાથી નીતિનું ઉત્તમ શિક્ષણ આપી શકાશે. ઇતિહાસના પાઠથી એમ પણ બાળકની ખાત્રી કરી શકાશે કે ખાનગી માણસની પેઠે આખી પ્રજા પણ સદ્ગુણથી ચઢેછે

અને પાપથી નઠારી પડી તેની દુર્દશા થાય છે. આવી રીતે આ-પેલું નીતિનું શિક્ષણ ઘણું અસરકારક નિવડે છે.

(૩) બાળકની દેશાભિમાનની વૃત્તિ કેળવાય છે. પોતાના દેશે બુદ્ધિ, હિંમત, સાહસ, વગેરે ગુણોથી જે મોટાં કામ કર્યાં હોય અને સુકીર્તિ સંપાદન કરી હોય તે વિષે તે જ્યારે માહીતી મેળવે છે ત્યારે તેવા દેશ માટે મગરૂર થતાં શિખે છે, અને આ વૃત્તિને યોગ્ય વલણ આપવામાં આવે તો દેશની કીર્ત્તિને ઝાંખ ન લાગે તે પ્રમાણે વર્ત્તવાની ફરજ તેના સમજવામાં આવે છે.

(૪) મહાન પુરૂષોનાં જન્મ ચરિત્રો પરથી ભારે અડચણો છતાં તે ખસેડવાને ખંત, ઉદ્યોગ, અને સખ્ત મહેનત કરવાની વૃત્તિ કેળવાય છે. જેઓ મહત્ત્વનાં કામ કરી ગયા છે તેમાંના ઘણા શરૂ-માં ઘણી ગરીબ સ્થિતિમાં હતા અને તેમણે હિંમતથી સખ્ત મહેનત કરીને પોતાના કામમાં ફતેહ અને કીર્ત્તિ સંપાદન કરીછે.

(૫) બાળકની કલ્પના શક્તિ કેળવી શકાય છે. શિક્ષકમાં આવડ હોય તો તે જેમ કોઈ આગલા જમાનાનાં માણસ, અને તેમનાં ઘર, પહેરવેશ, ખોરાક, રમતો, રીવાજ, રીતભાત, વગેરેનું વર્ણન કરતો જાય છે તેમ બાળકના મનપર તેમનું આબેહુબ ચિત્ર પડતું જાય છે. આ કામ સારી રીતે થવા માટે ઇતિહાસના પાઠમાં ચિત્રોનો પુષ્કળ ઉપયોગ કરવો. છાપેલાં ચિત્ર ન મળે તો શિક્ષકે તે પોતાને હાથે પાટીઆપર દોરવાં.

(૬) જે બાળકને આ પ્રમાણે શિક્ષણ મળવાથી ઇતિહાસનો શોખ ઉત્પન્ન થશે તે નિશાળ છોડયા પછી પણ એ વિષયનાં પુસ્તક વાંચ્યા વિના નહીં રહે. નિશાળમાં માત્ર મૂળતત્ત્વ શિખવી શકાય છે, પણ તે એવી રીતે શિખવવાં જોઇએ કે આગળ અભ્યાસ વધા-રવાનો બાળકને શોખ ઉત્પન્ન થાય.

(૭) નિબંધના વિષય અને તેમને માટે દષ્ટાંતો ઇતિહાસમાંથી પુષ્કળ મળી આવે છે. ભૂગોળનું શિક્ષણ પણ ઐતિહાસિક હકીકતથી

મનોરંજક થાય છે. નકશા વિના ઇતિહાસ શિખવવો નહીં. જે કાળનું વર્ણન ચાલતું હોય તે કાળને લાગુ પડે તેવો નકશો હોય તો વધારે સારૂં. તેવો તૈયાર નકશો ન મળતો હોય તો શિક્ષકે જાતે દોરવો.

---

# ઇંગ્લાંડની જાહેર પ્રાથમિક નિશાળો.

( ચાલુ પાને ૨૦૮ થી. )

૪. **વિદ્યાનાં મૂળતત્ત્વ.**—આ વિષયનો એક સામાન્ય ક્રમ છે અને બીજા વિષયવાર જૂદા જૂદા ક્રમ પણ ઠરાવ્યા છે. જે વિષય ખાસ વિષય તરીકે લેવામાં ન આવે તે વર્ગીય વિષય તરીકે લેવાની છૂટ છે. જે ક્રમ પસંદ કરવામાં આવે તે આખી નિશાળમાં શિખવવો જોઈએ; નીચેનાં ધોરણોમાં પદાર્થો સંબંધી પાઠ વડે અને ઉપરનાં ધોરણોમાં ચોપડીની મદદ લઈ વ્યવસ્થાપૂર્વક શિક્ષણ આપવું જોઇએ. આ વિષયો મુખ્યત્વે કરી પ્રયોગ અને પ્રદર્શન દ્વારા ( ચિત્ર, નમુના, વગેરેથી ) શિખવવા જોઈએ. માત્ર મ્હોએથી વર્ણન અથવા વ્યાખ્યાન કરી શિખવવાથી છોકરાંની અવલોકન શક્તિ કસાતી નથી અને કેળવણીના સાધન તરીકે તે નિરૂપયોગી થઈ પડે છે. પસંદ કરેલા વિષય વિષે છોકરાંએ પોતે જે વિચાર બાંધ્યા હોય તે પરીક્ષા વખત તેમની પાસે તેમની પોતાની ભાષામાં કહાવવા ઇન્સ્પેકટરોને સૂચના કરવામાં આવી છે. જો નાની નિશાળોમાં ત્રણજ વર્ગ કરવા માટે બબ્બે ધોરણોનો અભ્યાસ એકઠો કરી ચલાવવામાં આવે તો નીચેના ધોરણનો અભ્યાસ પહેલા વર્ષમાં અને તેથી ઉપલાનો બીજા વર્ષમાં, અથવા આખી બાબતનાં મૂળતત્ત્વ પહેલા વર્ષમાં અને વધારે વિગત બીજા વર્ષમાં ચલાવવા ઠરાવ છે. ઠરાવેલા ક્રમમાં પાઠ આપવાના સામાન્ય પદાર્થ માત્ર નમુના દાખલ ગણાવ્યા છે.

| ધોરણ. | ક્રમ પહેલો, સામાન્ય. | ક્રમ બીજો, યંત્ર શાસ્ત્ર. | ક્રમ ત્રીજો, ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્ર. |
|---|---|---|---|
| ૧ લું. | સામાન્ય પદાર્થો વિષે ત્રીસ પાઠ; જેવા કે, ટપાલની ટિકિટ, ટપાલ, નાણું, સીસાપેન, રેલવે ગાડી.<br>ખોરાક પોશાકના પદાર્થ, જેવા કે, રોટલી, દૂધ, રૂ, ઊન.<br>ખનિજ પદાર્થો, જેવા કે, સોનું, ખાણનો કોયલો.<br>કુદ્રતી બનાવ, જેવા કે, દિવસ, વરસ, ઇત્યાદિ. | પદાર્થો વિષે ત્રીસ પાઠ; જેવા કે,<br>ત્રાજવાં,<br>ધમણ,<br>હથોડો,<br>ઘડીઆળ,<br>ગાડીનું પરડું,<br>ઘરની બાંધણી,<br>લોઢું અને પોલાદ,<br>સોનું. | સામાન્ય પ્રાણીઓના શરીરના બહારના બાંધા વિષે અને તેમની ટેવો વિષે ત્રીસ પાઠ. |
| ૨ જું | સામાન્ય પદાર્થ, જેવા કે પ્રાણીઓ, છોડવા, અને સાધારણ વ્યવહારમાં વપરાતી ચીજો વિષે ત્રીસ પાઠ; જેમકે,<br>ઘોડો, કૂકડો, બૂચ, ચકલી,<br>પાંદડાં, કાગળ, મૂળ, મિણબત્તી,<br>ઘડ, સાબુ, ઇત્યાદિ. | | |

| | | | |
|---|---|---|---|
| ૩ જું. | છોડ અને પ્રાણીઓની વર્ગણીનાં સામાન્ય મૂળતત્ત્વો. ઉદ્યોગ અને હુન્નરમાં વપરાતા પદાર્થ. પૃથ્વી અને વાતાવરણ સંબંધી બનાવો. | પદાર્થની ત્રણ સ્થિતિ,<br>નક્કર,<br>પ્રવાહી,<br>વાયુરૂપી. | મનુષ્યના શરીરનો બાંધો. |
| ૪ થું. | સામાન્ય પદાર્થોના ખાસ વર્ગોનું વિશેષ જ્ઞાન; જેવા કે,<br>(૧) ખેતીને ખાસ સંબંધે પ્રાણીઓ અથવા છોડવા, અથવા<br>(૨) ઉદ્યોગ અને હુન્નરમાં વપરાતા પદાર્થો, અથવા<br>(૩) પદાર્થ વિજ્ઞાન અને યંત્ર શાસ્ત્રને લગતાં સાદાં સાહિત્યો, જેવાંકે, ઉષ્ણતા માપક યંત્ર, વાયુ માપક યંત્ર, ઉચ્ચાલન, ગરગડી, રેંટ.<br>(spirit level) સ્પિરિટ લેવલ. | દરેક સ્થિતિને લગતા યાંત્રિક ગુણ;<br>છિદ્રવાળું,<br>દબાય તેવું,<br>સ્થિતિસ્થાપક. | મનુષ્યના શરીરના અંદરના મુખ્ય ભાગોનાં નામ અને જગાઓ. |
| ૫ મું. | (૧) વનસ્પતિ અથવા પ્રાણી જીવન, અથવા<br>(૨) ઇંગ્લાંડના મુખ્ય ઉદ્યોગો પૈકી એકમાં | કારીગરો લેછે તેવાં માપ; લંબાઇનું, વખતનું, વેગનું, | માંસના લોચાના ગુણ, આખા શરીરના અને અવ- |

| | | | |
|---|---|---|---|
| | લાગુ પડતાં મૂળતત્ત્વો અને રીતિઓ, અથવા<br>(૩) સામાન્ય હથિયારો અને સાદાં ઉદ્યમના ખપનાં યંત્રોની બનાવટમાં લાગુ પડતાં પદાર્થ વિજ્ઞાન અને યંત્ર શાસ્ત્રનાં મૂળતત્ત્વો. | જાણવું. | પશુના મુખ્ય ચલન વલન માટે કરેલી રચના. |
| ૬ ઠું. | (૧) વનસ્પતિ અને પ્રાણી જીવન, અથવા<br>(૨) સામાન્ય તત્ત્વો અને તેમનાં મિશ્રણો, અથવા<br>(૩) યાંત્રિક શક્તિઓ. | ગતિમાન પદાર્થ, પદાર્થનું વજન, જડત્વ ગુણ, ગતિનું જોર., | પાચન ક્રિયા, લોહીનું ફરવું, અને શ્વાસોચ્છ્વાસ માટે ઉપયોગી શરીરના ભાગ, અને તેમનાં કામ. |
| ૭ મું. | (૧) દેશ પ્રમાણે વનસ્પતિ, પ્રાણીઓ, તથા મનુષ્ય જાતોની વહેંચણ, અથવા<br>(૨) સામાન્ય ગ્યાસોના ગુણ, અથવા<br>(૩) અવાજ, પ્રકાશ, ઉષ્ણતા, અથવા ઇલેક્ટ્રિસિટિ (વિજળી) વિષે, ઉપયોગો સાથે. | ઉચ્ચાલન, રેંટ, ગરગડી, ઢોળાવ, ફાચર, પેચ; વેગનો સમાંતર બાજુ ચોખૂણ. બળનો સમાંતર બાજુ ચોખૂણ. સામાન્ય વસ્તુઓ યાંત્રિક શક્તિઓના દૃષ્ટાંત તરીકે લેવી. | જ્ઞાન તંતુની સામાન્ય ગોઠવણ.<br>જ્ઞાન તંતુના ગુણ.<br>ઇંદ્રિઓ વડે થતું જ્ઞાન. |

# સંખ્યાવિષે પાઠો.

પગથીઉં ૧૭ મું. પાઠ ૬ ઠો.

( સાંધણ પાને ૨૦૯ થી. )

કહેલા અપૂર્ણાંકમાં કેટલા ઉમેરીએ તો કહેલી સંખ્યા આવે તે સોધી કાઢવા વિષે.

૧ અર્ધામાં કેટલા ઊમેરીએ તો ૨ આખા થાય ?
૩ „ „ „ „ ૨ „ „ ?
૩ „ „ „ „ ૩ „ „ ?
૨ આખામાં „ „ „ ૩ „ અને ૧ અર્ધો થાય ?
૩ „ „ „ „ ૪ „ „ ૧ „ „ ?
૨ આખા અને ૧ અર્ધામાં કેટલા ઊમેરીએ તો ૪ આખા અને ૧ અર્ધો થાય ?
૩ „ „ ૧ „ „ „ „ ૫ આખા થાય ?
૫ આખામાં કેટલા ઊમેરીએ તો ૭ આખા અને ૧ અર્ધો થાય ?
૪ આખા અને ૧ અર્ધામાં કેટલા ઊમેરીએ તો ૮ આખા થાય ?
૩ અર્ધામાં કેટલા ઊમેરીએ તો ૬ આખા થાય ?
૫ „ „ „ „ ૫ „ „ ?

---

૧ તૃતીયાંશમાં કેટલા ઊમેરીએ તો ૧ આખો થાય ?
૨ „ „ „ „ ૧ „ અને ૧ તૃતીયાંશ થાય ?
૧ આખામાં „ „ „ ૨ આખા „ ૧ „ „ ?
૧ „ „ „ „ ૨ „ „ ૨ „ „ ?
૧ „ „ „ „ ૩ „ „ ૧ „ „ ?
૧ આખો અને ૨ તૃતીયાંશમાં કેટલા ઊમેરીએ તો ૩ આખા થાય ?
૧ „ „ ૨ „ „ „ „ ૪ „ „ ?
૧ „ „ ૨ „ „ „ „ ૩ „ અને ૨ તૃતીયાંશ થાય ?

૧ આખો અને ૨ તૃતીયાંશમાં કેટલા ઊમેરીએ તો ૩ આખા થાય ?
૨ આખા ,, ૧ ,, ,, ,, ,, ૩ ,, અને ૨ તૃતીયાંશ થાય ?
૩ આખામાં કેટલા ઊમેરીએ તો ૫ આખા અને ૧ તૃતીયાંશ થાય ?
૫ ,, ,, ,, ,, ૭ ,, ,, ૨ ,, ,, ?
૧૦ આખા અને ૧ તૃતીયાંશમાં કેટલા ઊમેરીએ તો ૧૨ આખા થાય ?

---

૧ પામાં કેટલા ઊમેરીએ તો ૧ આખો થાય ?
૨ ,, ,, ,, ,, ૧, ૨, અને ૩ આખા થાય ?
૩ ,, ,, ,, ,, ૧, ૨, અને ૩ ,, ,, ?
૧ આખામાં ,, ,, ,, ૨ આખા અને ૨ પા થાય ?
૧ આખા અને ૩ પામાં કેટલા ઊમેરીએ તો ૨ આખા અને ૧ અર્ધો થાય ?

---

૧ અર્ધો ૨ પાની બરોબર છે એવું બાળકને ધ્યાનમાં રાખવાનું કહેવું.

૨ આખા અને ૩ પામાં કેટલા ઊમેરીએ તો ૫ આખા થાય ?
૨ ,, ,, ૧ અર્ધામાં ,, ,, ,, ૪ ,, ,, ?
૨ ,, ,, ૧ પામાં ,, ,, ,, ૬ ,, ,, ?
૩ ,, ,, ૩ ,, ,, ,, ,, ૭ ,, અને ૧ અર્ધો થાય ?
૪ આખામાં કેટલા ઊમેરીએ તો ૮ આખા અને ૧ પા થાય ?
૫ ,, ,, ,, ,, ૧૦ ,, ,, ૩ ,, ,,
૩ પામાં ,, ,, ,, ૧૦ ,, થાય ?
૧ આખો અને ૩ પામાં કેટલા ઊમેરીએ તો ૧૦ આખા થાય ?

ઇત્યાદિ.

ટીપઃ—દ્વિતીયાંશ, તૃતીયાંશ, અને ચતુર્થાંશના જેટલાં બીજાં અપૂર્ણાંકોનાં મનોયત્નો આપવાની જરૂર નથી, પરંતુ વિદ્યાર્થીને તેમનું કાંઇક ભાન કરાવવા માટે તેની પાસે તેમનાં થોડાં થોડાં મનોયત્ન કરાવવાની

જરૂર છે. અર્થાત્ તેમની ઉમ્મર અને જ્ઞાનનાં પ્રમાણમાં આ વિષયને થોડો અથવા વધારે ખિલવવો. એટલા માટે પંચમાંશ, પષ્ઠાંશ, અને સંસમાંશનાં ઉપર આપ્યાં છે તેવાં કેટલાંક મનોયત્ન આપવાં.

---

# સ્થળવિષે પાઠો.

## ત્રીજું પગથીઉં. પાઠ ૧ લો.

( સાંધણ પાને ૨૧૧ થી. )

### જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તે વિષે.

શિક્ષકે પ્રથમ બાળકોને એવે રસ્તે ચઢાવવા કે જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેના કોરી જમીન અને પાણી એવા બે ભાગ થયેલા છે એવું તેમના સમજવામાં આવે. તે બન્ને વચ્ચેનો તફાવત તેમની પાસેથી કઢાવવો. કોરી જમીન નક્કર અને જડ છે અને પાણી પ્રવાહી અને વહેતું છે.

જમીન અને પાણી શાશા ઉપયોગમાં આવે છે તેનો વિચાર કરાવવો.

નક્કર જમીન આપણને હીંડવાના અને ઘર બાંધવાના કામમાં આવે છે તેમજ તેમાં આપણો ખોરાક ઊગે છે એવું બાળકો શોધી કાઢશે.

પાણી શા શા ઉપયોગમાં આવે છે ?

પાણી ન હોયતો પ્રાણીઓ, વનસ્પતિ, અને આપણે મરી જઇએ. તેના ઉપર આપણા પોષણનો કેટલોક આધાર છે, અને એક સ્થળથી બીજે સ્થળ સહેલથી જવાને તે ઉપયોગી થઈ પડે છે.

પાઠનું પુનરાવર્તન કરાવવું. પરમેશ્વરે પૃથ્વી ઉપર કોરી જમીન અને પાણી બનાવ્યાં છે. તે બન્ને વગર આપણને ચાલતું નથી અને તેથી આપણા ઉપર પરમેશ્વરની કૃપા જણાઈ આવે છે.

---

## પાઠ ૨ જો.

### કોરી જમીનના ભાગ—પર્વતો અને સપાટ પ્રદેશ.

પૃથ્વી સંબંધી ઉપરનો પાઠ યાદ દેવરાવીને શિક્ષકે કોરી જમીન સંબંધી કાંઈક વધારે ખોળી કઢાવવું. બાળકોને પૂછવું કે નિશાળના ઓરડામાં તમે જેટલી સહેલાઇથી હીંડી શકો છો તેટલી સહેલાઇથી રમવાની જગામાં હીંડી શકો છો? એક જગા કરતાં બીજી જગાએ હીંડતાં તમને કોઈ વખત વધારે અઘરૂં લાગ્યું છે? ગાડે જોડેલા બળદને ઉતાવળે ચાલતા જોયા છે? કોઈ વખત મુશ્કેલીથી આગળ જવાય એવી જગાએ આવેલા તેમને કદી *જોયા છે? આ પ્રમાણે ચઢતી જમીન કે ડુંગર સંબંધી છોકરાંને યાદ દેવરાવવા શિક્ષકે પ્રયત્ન કરવો.

કેવી જમીન ઉપર તમે અને બળદ સહેલાઇથી હીંડી શકો?

સપાટ જમીન ઉપર.

કેવી જમીન ઉપર આપણાથી સહેલાઇથી હીંડી શકાતું નથી?

ચઢતી જમીન ઉપર.

ત્યારે જમીનમાં શો તફાવત છે તે કહો.

કેટલીક સપાટ અને સરખી છે અને કેટલીક ચઢતી છે.

શિક્ષક—તમારાથી હીંડતા ન જવાય એટલા બધા ગાઉ સુધી કોઈ કોઈ ઠેકાણે જમીન તદન્ સપાટ હોયછે. આવી જમીનને મેદાન અથવા સપાટ પ્રદેશ કહે છે.

સપાટ પ્રદેશ સંબંધી વાત કરીએ તો તમે શું સમજશો?

બધા સાથે બોલો—જમીનનો મોટો ભાગ તદન સપાટ અને સરખો હોય છે તેને સપાટ પ્રદેશ કહે છે.

જે જગા ચઢતી (ઉંચી) હોય છે તેને શું કહોછો?

ડુંગર.

---

*જે બનાવ બાળકોની નજર તળે આવ્યા હોય, પણ તે ઉપર પૂરતું ધ્યાન નહિ ખેંચાયાથી જેમના વિષે મનપર સ્પષ્ટ છાપ પડી ન હોય તેવા બનાવો ઉપર શિક્ષણની રચના કરવી. આથી તેમની સુરત જ્ઞાનેન્દ્રિયો જાગ્રત થશે અને પાઠ પોતાની મદદથી તૈયાર થાય છે એમ જાણીને છોકરાંને રસ લાગશે. ત્યાર પછી તેમને જે હકીકત કહેવામાં આવશે તે મનના વિચારો સાથે એકત્ર થવામાં મુશ્કેલ નહિ પડે.

તમારા જોવામાં ડુંગર આવ્યા હોય તેનાં નામ દો.

કેવી જમીનને ડુંગર કહોછો ?

તમારા જોવામાં જે જે ડુંગર આવ્યા છે તેના કરતાં કોઈ કોઈ ઠેકાણે જમીન ઘણીજ ઉંચી હોય છે—તે એટલી ઉંચી હોય છે કે તેની ટોચ વાદળાંને અડે છે. ત્યારે તેને પર્વત કહે છે.

શી શી બાબતમાં ડુંગર અને પર્વત સરખા હોય છે ?

બન્ને ઉંચા હોય છે.

શી શી બાબતમાં તે સરખા નથી ?

ડુંગર કરતાં પર્વત ઉંચા હોય છે.

બધા સાથે બોલો—ડુંગર કરતાં જે જમીન ઘણી વધારે ઉંચી હોય છે તેને પર્વત કહે છે.

---

# ડ્રોઇંગ.

( ચાલુ પાને ૨૧૩ થી. )

### ૭. કાળા પાટીઆપર ડ્રોઇંગ.

પાટીઆપર ચિત્ર કાઢવામાં શિક્ષકની મતલબ તે કેમ કાઢવું એ વિદ્યાર્થીને બતાવવાની છે.

ચિત્ર કાઢતી વખતે બે બાબતો લક્ષમાં રાખવી:—

૧. સ્વભાવિક આપના શિલ્પી રચનાનાં મૂળતત્ત્વ પ્રમાણે આકૃતિની લીટીઓ દર્શાવવાનો ક્રમ.

૨. વાસ્તવિક રીતે લીટીઓ દોરવાની રીત.

કાળા પાટીઆપર ચિત્ર કાઢતી વખતે શિક્ષકે આ બે બાબતો લક્ષમાં રાખવી, અને વર્ગ આગળ ચિત્ર કાઢવાની પોતાની રીતમાં તે સ્પષ્ટ દેખાડી આપવી.

આ પ્રકરણમાં પહેલી બાબત વિષે કાંઈ લખવામાં આવશે નહિ. બીજી બાબતના એટલે પાટીઆપર વાસ્તવિક રીતે લીટીઓ દોરવાના સંબંધમાં શિક્ષકે બે સરતો પાળવી જોઇએ.

૧. જેવી રીતે વિદ્યાર્થીઓએ લીટીઓ દોરવી જોઈએ તેવી રીતે તેણે તે દોરી બતાવવી.
૨. બધા વિદ્યાર્થીઓ જોઈ શકે તેવી રીતે તેણે દરેક લીટી દોરવી. આખી આકૃતિનું અથવા તેના કોઈપણ ભાગનું ડોળીઉં કાઢી રહે ત્યાં સુધી કોઈપણ લીટી સ્પષ્ટ રીતે દેખાય એવી કરવાને તેણે થોભવું નહિ; પણ નવી લીટી શરૂ કર્યા પહેલાં દરેક દોરેલી લીટી વિદ્યાર્થીઓથી દેખાવી જોઈએ.

પહેલી સરતના સંબંધમાં આપણે વિચારવું જોઈએ કે લીટી દોરવાની ઉત્કૃષ્ટ રીત કઈ છે ? એકે સપાટે સ્પષ્ટ અને ચોકસ રીતે લીટી દોરવી એ દેખીતીજ ઉત્કૃષ્ટ રીત છે. ઘણી ખરી લીટીઓ દોરવામાં આવી સંપૂર્ણતા મેળવવાની કોઈ આશા રાખી શકતું નથી, પણ બનતા લગી આવી લીટીઓ દોરવાનો ઉદ્દેશ રાખવો જોઈએ.

વિદ્યાર્થીઓ ઘણું કરીને ગમે ત્યાંથી લીટી દોરવાનું શરૂ કરે છે અને પછી જે દિશામાં તે લીટી દોરવાની હોયછે તે દિશામાં વગર વિચારે અગણિત અનિશ્ચિત ફાંકા દોરતા આગળ વધે છે.

લીટી દોરવાની ખરી રીત તદન જુદી છે.

કોઈ લીટીની નકલ કરતી વખતે પહેલાં બીજી લીટીઓના સંબંધમાં તે લીટીની સ્થિતિ, આકાર, અને કદ બારીક નજરથી તપાસવાં અને મનમાં વિચારી કાઢવાં; ત્યારપછી કેટલાંક મુખ્ય બિંદુઓ મૂકીને તે લીટીની સ્થિતિ મુકરર કરવી, પણ ખરી જરૂર કરતાં એક પણ વધારે બિંદુ મૂકવું નહિ. પછી તે લીટી એકે સપાટે સ્પષ્ટ રીતે અથવા જેમ બને તેમ થોડા સ્પષ્ટ ફાંકાથી દોરવી.

શિક્ષકે કાળા પાટીઆપર લીટી દોરવાની રીત નીચે મુજબ છે.

૧. લીટીનાં બહુ અગત્યનાં બિંદુઓ એવી રીતે મૂકવાં કે વિદ્યાર્થીઓ તે જોઈ શકે. ખરી જરૂર કરતાં એક પણ વધારે બિંદુ મૂકવું નહિ.
૨. તે લીટી એકે સપાટે સ્પષ્ટ રીતે અને ભાર દીધા વગર અથવા બને તેટલા થોડા સ્પષ્ટ ફાંકાથી દોરવી.
૩. લીટી ખરી દોરાઈ છે કે નહિ તેની હવે સંભાળપૂર્વક તપાસ

કરવી, અને જો ખરી ન દોરાઈ હોય તો તેને આગળની પેઠે ભાર દીધા વગર દોરીને બદલવી.

૪. પછી કોઇપણ લીટી દોર્યા પહેલાં વર્ગના બધા વિદ્યાર્થીઓ દેખી શકે તેમ પેલી આછી લીટીપર સ્પષ્ટ લીટી દોરવી.

કાળા પાટીઆપર એવી સંભાળથી લીટીઓ દોરવી કે તે બદલવી કે કાઢી નાંખવી ન પડે; પણ લીટી દેખીતીજ ખોટી હોય ત્યારે તો તે કાઢી નાંખ્યા પહેલાં જે ઠેકાણેથી તે દોરવાની હોય તે ઠેકાણે નીશાની કરવી એ ઘણું કરીને ઉત્તમ રીત છે.

---

# प्राणी वर्णन.

( ચાલુ સન ૧૮૯૧ ના પૃષ્ઠ ૧૫૨ થી. )

## ભૂરૂં રીંછ.

વર્ગઃ—કરોડવાળાં. જાતઃ—સ્તનવાળાં. પ્રકારઃ—માંસાહારી.

૧. રીંછ ઘણી જાતનાં થાયછે, જેવાં કે ધ્રુવ આગળ થનારાં, કાળા રંગનાં, ભૂરા રંગનાં, વગેરે. ભૂરા રંગનું રીંછ ચાર ફૂટ લાંબું અને અઢી ફૂટ ઉંચું હોયછે, તેના શરીરપર જાડા ભૂરા રંગના વાળ હોયછે. એશિઆ અને યુરોપખંડનાં જંગલોમાં તથા પહાડી દેશોમાં તે મળી આવે છે. આ રીંછ રૂશિયામાં ઘણાં જોવામાં આવેછે. એક વખત ઇંગ્લાંડમાં પણ આવાં રીંછ થતાં હતાં. તેના પગ જાડા અને ભારે હોવાથી તે ધીમું ચાલે છે અને વખતે દોડી શકેછે. ઝાડ ઉપર ઝડપથી ચઢી શકેછે. તેના દરેક પગે પાંચ પાંચ આંગળાં હોયછે. ચાલતી વખતે પગનું આખું તળીઉં ભોંયપર મૂકીને ચાલે છે તેથી તેને "પ્લેન્ટિગ્રેડ" (આખે પગલે ચાલનારે) નામની પેટા જાતમાં ગણવામાં આવેછે. રીંછ પોતાના પાછલા પગપર ઉભું રહી શકેછે તેથી ભક્ષ મેળવવા સારૂ ઝાડ પર ચઢી શકેછે. ઘણે ભાગે તો તે વનસ્પતિ ખાઈને જીવે છે. તે ન મળે ત્યારે માંસ ખાય છે; તોપણ નાળીએર અને ફળફળાદિ ખાવાં તેને બહુ ગમે છે.

૨. રીંછના મોંનો આકાર વિચિત્ર છે. તેનાં નાકનું [illegible] લાંબું અને છૂટું છે. તેનાં નસકોરાં વડકારી બાયડ [illegible] મળતાં આવેછે. તેની પૂંછડી ઘણી ટુંકી હોયછે. [illegible] લા અને ઝભા વગેરે તેના ચામડાનાં બનેછે. તેના ચરબી માણસો માથામાં ઘાલેછે. કામસ્કાટકાના લોકો તેનાં આંતરડાને પાણી પીવાના પ્યાલા તરીકે વાપરે છે. ભૂરૂં રીંછ માણસો જોડે હળી જતું નથી. તેને એકાંતમાં અને શાંત જંગલમાં રહેવું બહુ ગમે છે. તે દહાડે તાપમાં બહાર નીકળતું નથી, પણ રાત્રે બહાર નીકળી પડેછે.

૩. શિયાળામાં તેને સુષુપ્ત અવસ્થા આવેછે. ત્યારે તે કોઈ ગુફા કે ઝાડના પોલાણમાં ભરાઈ ઉંઘેછે. વસંત ઋતુમાં તે જાગે છે ત્યારે સુકાઈ ગયેલું, ભૂખ્યું, અને વિકરાળ હોયછે. રીંછ બહુ જોરાવર પ્રાણી છે. પોતે જાતે કોઈ સાથે લડાઈ ઊભી કરતું નથી; તેમ લડવાનો તેને છેક કંટાળો પણ નથી. બીજા પ્રાણીપર હુમલો કરવાની તેની સાધારણ રીત એવીછે કે પોતાના પાછલા પગપર ઊભું થઇ આગલા પંજાવડે દુશ્મનને ભેટી તેને ભચરડીને મારી નાંખે છે.

---

# વાળ ગીત.

## બિલાડી. (રાગ—ભોજા ભગતના ચાબખાનો.)

બિલ્લી વાઘ તણી માશી, જોઈને ઉંદર જાય નાશી.—ટેક.
ચામડી ઉપર ચટાપટા ને, પુછડી પટપટ થાય,
ખુણા વચાળા બોળી ખોળીને, ઝડપી ઉંદર રહાય. બિલ્લી. ૧
ભૂરી આંખોએ ભલું સુઝેરે, હોય અંધારૂં ઘોર,
એકજ ઘરમાં ગોઠે નહીં એ, આખા ગામની ચોર. બિલ્લી. ૨
ઢબવતે એ પાણી પીએ ને, આંખો મીચીને ખાય,
કુતરૂં એનો કાળ છે માટે, દેખીને નાશી જાય. બિલ્લી. ૩

જેઠાલાલ દામોદર ચેવાડી.

# ઈનામી પ્રશ્નના ઉત્તર.

પ્રશ્ન—$\frac{1}{4}$ અને .૨૫ એ એકજ અપૂર્ણાંક છે એવું દશાંશ શરૂ કરનાર બાળકને કેવી રીતે સમજાવશો ?

**પહેલી રીત.** એક રૂપિયાનાં પાવલાં કેટલાં ? જવાબ ૪. ત્યારે $\frac{1}{4}$ રૂપિયો કહીએ તો શું સમજવું ? જવાબ. એક રૂપિયાના ચાર સરખા ભાગમાંનો એક ભાગ એટલે પાવલું, અથવા ૦। રૂપિયો. ૧ રૂપિયાના દોકડા કેટલા ? જ. ૧૦૦. $\frac{1}{2}$ રૂપિયાના કેટલા ? જ. ૫૦. $\frac{1}{4}$ રૂપિયાના કેટલા ? જવાબ ૨૫. ત્યારે ૨૫ દોકડા એ આખા રૂપિયાના કેટલા ભાગમાંથી કેટલા ભાગ લીધા બરાબર છે ? જવાબ એક રૂપિયાના ૧૦૦ સરખા ભાગમાંના ૨૫ ભાગ છે. એ અપૂર્ણાંક શી રીતે લખાય ? જવાબ $\frac{25}{100}$. હવે પચીશ દોકડાની કિંમત કેટલી થાયછે વારૂ ? જવાબ ૦। રૂપિયો. ૦। રૂપિયો એ કઈ જાતનું અપૂર્ણાંક કહેવાય? જવાબ વિવિધ અપૂર્ણાંક. ત્યારે વ્યવહારી અપૂર્ણાંકમાં ૦। શી રીતે લખાય ? જવાબ $\frac{1}{4}$. માટે કહો જોઈએ $\frac{1}{4}$ ની બરાબર કયાં કયાં અપૂર્ણાંકો થયાં. જવાબ ૦। અને $\frac{25}{100}$. શા કારણથી બરાબર ? કિંમત ત્રણની સરખી છે માટે. ત્યારે યાદ રાખો કે $\frac{25}{100}$ એ દશાંશ અપૂર્ણાંક છે. એને એમ કહેવાનું કારણ એકે તેના છેદ ૧૦–૧૦૦–૧૦૦૦ એમ દશ કે તેના દશ દશ ગણા આવે છે. બોલો ત્યારે શું શિખ્યા ? જવાબ $\frac{1}{4}$ અને $\frac{25}{100}$ (.૨૫) એ બરાબર છે.

**બીજી રીત.** આવી બે સમચોરસાકૃતિઓ સરખી દોરીને છોકરાઓને કહેવું જે આ બંને સરખી આકૃતિઓ છે. તેમાં પહેલીના ૧૦૦ અને બીજીના ૪ ભાગ કરેલા છે. હવે છોકરાને કહેવું જે $\frac{1}{4}$ એટલે શું? જ. એક વસ્તુના ચાર સરખા ભાગમાંનો ૧ ભાગ. $\frac{1}{4}$ એને આપણે વિવિધ અપૂર્ણાંકમાં શું કહી-

એ છીએ? જવાબ ૦।. ઉપલી આ-કૃતિમાંથી કેટલા ભાગ લઈએ તો ૦। એટલે $\frac{૧}{૪}$ થાય? જવાબ ૨૫. શા માટે ૨૫? જ. સોએ પા પચીશ. પછી ૨૫ ભાગ લઇ જાડી લીટી દોરી એક છોકરાને બોલાવી એ ૨૫ ભાગ નીચેના ૪થા ભાગ સાથે ભરાવી ખાતરી કરવી કે તે ૨૫ ભાગ અને આ એક ભાગ બરાબર છે. હવે ત્યારે એ ૨૫ ભાગ લેવાથી જે ભાગ થયો તે શી રીતે લખાય? $\frac{૨૫}{૧૦૦}$. ત્યારે $\frac{૨૫}{૧૦૦}$ એ કોની બરાબર છે? જવાબ $\frac{૧}{૪}$ ની બરાબર છે. સમજો ત્યારે $\frac{૧}{૪}$ દશાંશમાં $\frac{૨૫}{૧૦૦}$ લખાય છે, કારણકે એમાં ૧૦–૧૦૦–૧૦૦૦ એવા છેદવાળાં અપૂર્ણાંકજ આવેછે.

અમીરમિયાં હમ્દૂમિયાં ફારૂકી.

---

## જૂની ગુજરાતી—गद्य कथा संग्रह.

(સાંધણ પુ. ૩૨ ના પૃ. ૨૧૮ થી.)

*ब्राह्मणी बोली । तु अपार स्वामी । तह्मे प्रधान पुत्र नइ द्यु । ........ पणि ते माहरा बोल [1]ऊवरि थाइ नहीं । राजा कहि । तूं शूं करावइ छइ । ते बोली । परण्यां पछी रामेश्वरनी यात्रा कराशि ? । .... प्रधान पुत्रि ए बोल मांन्यु । हूं........रामेश्वरनी यात्रा करेशि । विवाह कीधु । पछइ

---

૧ મારા કહેવા ઉપરાંત થાય નહિ, હું કહું તે કરે.

---

* અસભ્ય લાગે એવું લખાણ વચ્ચે વચ્ચે મૂકી દેવું પડ્યું છે. કોઈ કોઈ ઠેકાણે સભ્ય શબ્દથી છાવરવું પડ્યું-તે જૂજ ફેરફાર કરી છાપ્યું પણ છે.

प्रधान पुत्रि........विमासूं । स्त्रीनइ माहरी वडी वहू* क-न्हलि मूकूं । पछइ प्रधान पुत्रि वडी वहूनइ कहूं । जां लगइ यात्रा करी आवूं तां लगइ ए स्त्रीनइ [1]जमली राखे । एहवूं कही तीर्थयात्रा करवा नीकल्युं । ✻पछइ प्रधानपुत्रनी स्त्री अनइ तेह ब्राह्मणी जमली रहि । दिवस जतइ बिहूनि प्रीति हुई । प्रीति शूं दिवस निर्गमन करतां छ मसवाडा गया । एहवइ प्रधान पुत्र आव्युं । पछइ ते विमासण करवा लागां । हवइ आपणि एक [2]बुद्धि कीजइ । जेतलइ एहनइ लोक [3]वधाइ तेतलइ आपणि नीकली जैइ । ते वेहू नीकल्यां । आघेरां गयां । तेतलइ ब्राह्मणि मूलदेव सार्यु । मूलदेव आव्यु । मूलदेव आगलि सघलु वृत्तांत कहु । पछइ मूलदेवइ वि गोली आपी । मुख माहि रखावी । ते [4]विहि अदृष्ट थयां। मूलदेव आपणइ नगरि लेई गयु । ते ब्राह्मणनइ घणु एक ग्रास आप्यु । पछइ तीणइ ब्राह्मणि मूलदेवनइ कहूं । हे मूल-देव मूझनइ राजकन्या आणी आपि । तिहां माहरु गर्भ छइ । वली ‡वृद्ध ब्राह्मणनूं रूप मूलदेवि कीधूं । †ब्राह्मण-पुत्रनूं रूप सहदेवि कीधूं । पछइ राजद्वारि ग्या । राजाइ आसन आप्यूं । तिहां वइठु । राजानि कहूं । अहो राजेन्द्र माहरा पुत्रनी वहू आपि । राजा बोल्यु । तह्मारी वहू प्रधान-

---

१ बेगीराखजे. २ अक्कल लडाविये, युक्ति करिये. ३ सामे लेवा जाय. ४ बन्ने.

---

* असल राणी. ✻ आ अने तेनी पछीनां बे वाक्य मूकी दी-धेला वाक्य बदले कर्या, संबंध समजाववा दाखल करेल छे.

‡ आ शब्द उमेर्यो छे. † आ वाक्य नवुं उमेर्युं छे.

पुत्रनइ दीधी । वृद्ध ब्राह्मण बोल्यु । तु माहरु शाप झालि । ताहरूं राज्य सघलूं भस्म करूं । नही तु ताहरी पुत्री दि । पछइ [1]तीणइ राजानि शापना भय थिकी दीकरी दीधी । सहदे परण्यु । कन्या घरि लेई आव्यु । ते कन्यानइ काजि सहदे ब्राह्मण [2]विढवा लागा । एक कहि । माहरी भार्या । बीजु कहि । माहरी भार्या । *तेतलइ आकाशवाणी हुई । ए सहदेनी भार्या । ब्राह्मणि तु चोरी कीधी । सहदेवि लोक विख्यात पाणिग्रहण कीधूं । तेह भणी[3] सहदेवनी भार्या.

वेताल अनि वीर विक्रम ।

एक....देवशर्मा एहवि नांमि ब्राह्मण हतु । तेहनि....पुत्र बि हता । एकनूं नांम हरिदास । बीजानूं नांम देवदास । ...........तेहनी माता मरण पांमी । [4]तेणि ब्राह्मणि *क्रियाकार्य सर्व कीधूं । ते बेहू बालक पाल्या न जाइ । पछि ब्राह्मणि एहवूं ×विचार्यूं । एहनि [5]क्यहीं भणवा मूकी आवूं । इम कही नि ते बालकनि लेई नीकल्यो । तेटलि एक महा वन आव्यूं । मध्यान्ह थयूं । त्रिषा लागी । क्षुधाइ करी दुख पांमवा ‡लागा । ते वननुं पार नहीं । अपार दिग्मूढ थया । एहवि समि एक जोगी नीकल्युं । ते ब्राह्मणि ते दीठु । तेह-

---

१ તે રાજાએ. ૨ વઢવા લાગ્યા. ૩ તેટલા માટે. ૪ તે બ્રાહ્મણે. ૫ કોઈક ઠેકાણે.

---

* મૂળમાં ફેરફાર કરી આ તથા તે પછીનું વાક્ય અહિં છાપેલ છે.
* અસલ કીયા. × અસલ વીચાર્યું; બધે આ ધાતુમાં પ્રથમ સ્વર દીર્ઘજ કર્યો છે. ‡ અસલ લાગાં એમ છે.

नि पूछयूं । आहां क्यही पांणी म्यलशि । ते जोगी बोल्यो । आ गफा माहि पांणी छि । ते ब्राह्मण ते बालक साथिं साहां [*]गयो । जूइ तु महा एक कूप [1]विहि छि । तेणि साहां जै पांणी पीधूं । सुखी थया । आगलि जाइ तो एक दिगंबर छि । तेहनि पासि ब्राह्मण जै विठो । जोगीइ पूछ्यूं । सामी क्याहां थकी आव्या । तेणि ब्राह्मणिं कह्यूं । जोगेन्द्र आ बालकनी माता मूई । अनि मिं पण सचवाइ नहीं । ते माटि क्यही मूंकवा जाऊं छूं । ते जोगेन्द्र बोल्यो । तो आहां वेहू बालकनि....मूंको । एकनि तह्मनि आपेश । एक भणाव्या माटि हूं लेईश ।

અધૂરૂં.

કે. હ. ધ્રુવ.

---

# चर्चापत्र.

બાળકૃષ્ણ નરોત્તમઃ—

૧. છઠ્ઠી ચોપડીનો પાઠ ૮ મો—કવિતાની ૭ મી કડીમાં "ભૂલતાં ભૂલ જે ભાખે તો તેને લડવા તડે" આનો અન્વય "ભૂલતાં ભૂલ જે બતાવે તેને સામો લડવા ધાય" એવો કરીએ તો વાક્યમાં "જે" શબ્દ કર્તા થાયછે. પણ તેમાં "તો" નો ઉપયોગ થતો નથી. માટે "જે" ની જગોએ "જો" મૂકવામાં આવે તો વાક્ય રચના બરોબર થઈ શકે.

૨. છઠ્ઠી ચોપડીનો પાઠ ૨૧ મો—કવિતા ચોપાઈ છે. ચોપાઈમાં પિંગળશાસ્ત્ર પ્રમાણે છેવટે એક ગુરૂ ને લઘુ જોઈએ. પણ આ કવિતામાં ઘણે ઠેકાણે તેમ નથી, ને કોઈ ઠેકાણે બે લઘુ, લઘુ ગુરૂ, અથવા બંને ગુરૂ આવેછે. આથી શિખાઉ બાળકોને ગુંચવણ પડે છે. માટે તે-

---

૧ વહે છે.

[*] અસલ ત્યાહાં ગયા એમ છે.

નો ખુલાસો શી રીતે કરવો ? મથાળે "ચોપાઈ" ને ઠેકાણે "ચોપાઈની રાહ" લખ્યું હોય તો આવો શક પડે નહીં.

ચોથી કડીમાં "તરફડતું તે આંગણુ વચ્યું" આમાં "વચ્યું" શબ્દનો અર્થ શો કરવો ? અને "વચે" ગણીએ તો "વચ્યું" શી રીતે થયું હશે ?

૩. વ્યુત્પત્તિ પ્રકાશના પાઠ ૧૦ મા માં લખ્યુંછે કે "કેટલાક શબ્દોમાં क નો ख, ग, કે ड થાયછે". આ નિયમ પ્રમાણે क નો ड થયો હોય એવું કોઈ ઠેકાણે મારા જોવામાં આવ્યું નથી. તેમજ નીચે આપેલા દાખલાઓમાં તેવો દાખલો છે પણ નહીં. ફક્ત कीलकः ઉપરથી ખીલડો અને काकः ઉપરથી कागडो આ બે છે. પણ તે તો મૂળ શબ્દને ड्रो લઘુતા દર્શક પ્રત્યય લાગેલો છે. માટે એ નિયમ ખરો છે કે શી રીતે? અને ખરો હોય તો તેના દાખલા આપશોજી.

૪. સાતમી ચોપડીના (પાઠ ૧૦૮ મો) "મહેનત અને સુડી"ના પાઠમાં લખ્યુંછે કે "ખેડુતને હળ, સાંથીડું, વગેરે સામાન જોઈએ એટલુંજ નહીં." આમાં "સાંથીડું" શબ્દનો અર્થ શો હશે? ગુજરાતના લોક જેને હળ કહેછે તેને સુરતી લોક સાંથીડું કહેતા હશે. માટે આ પુનરૂક્તિ કરી હશે કે લખનારનો ભાવ બીજો હશે ? ગદ્યમાં પુનરૂક્તિ ઘણું કરી નજ હોય.

૫. પાંચમી ચોપડીમાં માના ગુણ વિષેના પાઠમાં કવિતાની કડી ૫ મી માં "ટળે તાપ પાપે મળે જેથી મુક્તિ" આમાં પાપ+એ=પાપે, ત્રીજી વિભક્તિ કારણ અર્થે ગણતાં પાપથી દુઃખ ટળે આવું થાય તે યથાર્થ નથી. માટે આ ઠેકાણે છોકરાઓને કઈ વિભક્તિ કહેવી અને શી રીતે અન્વય કરાવવો ?

ઉત્તર.—

૧. કવિતામાં ફેરફાર કર્યા સિવાય એનો અન્વય "જે ભૂલતાં ભૂલ ભાખે તેને તો લડવા તડે" એમ થઈ શકે પણ તે ઠીક લાગતું નથી. તમે કહોછો તે કેટલેક દરજ્જે ઠીક છે.

૨. પિંગળમાં અલક છંદ વિષે પૃષ્ઠ ૧૨ મામાં જે માપ આપેલું

છે. તેમાં લખેલું છે કે તાળ બરોબર હોવાના કારણથી ચોપાઈ, જેકરી, ચરણાકુલ ને અલક છંદને સાધારણ રીતે ચોપાઈ છંદ લખેછે. એ લક્ષમાં લઈએ તો ચોપાઈની રાહ લખવાની જરૂર રહેતી નથી. વળી ચોપાઈની રાહ એમ લખવાથી છોકરા કાંઈ વધારે સમજવાના નથી.

અનુપ્રાસને માટે કવિએ એ રૂપ વાપરેલું જણાયછે.

૩. તમે લખોછો તેમ ડો, ડી, ડું લઘુતા વાચક છે. સંસ્કૃતમાં क તેવુંજ કામ કરેછે.

૪. "હળ કે સાંથીડું" જોઈએ.

૫. અન્વય—તાપ અને પાપ એ ટળે (અને) જેથી મુક્તિ મળે. પાપ શબ્દનું પદચ્છેદ કરતાં કર્ત્તા અર્થે પહેલી વિભક્તિ થાય. એ=પણ.

---

## જાહેર ખબર.

### वडोदरा कला भवननी प्रवेशक परीक्षाओ.

કલાભવનની ચિત્રશાળા, શિલ્પશાળા, યંત્રશાળા, રંગશાળા, શિક્ષણપદ્ધતિશાળા અને કૃષિશાળામાં દાખલ થવાની ઇચ્છા રાખનારા વિદ્યાર્થીઓની પ્રવેશક પરીક્ષાઓ સોમવાર તા. ૧૬ મી ઑક્ટોબર ૧૮૯૩ ને રોજ સ્હવારના દશ વાગતે ભવનના મકાનમાં શરૂ થશે.

૧. પરીક્ષાઓ દેશી કેળવણી ખાતાના છઠ્ઠા ધોરણના વિષયોમાં લેવામાં આવશે. ઉમેદવારો ગુજરાતી અથવા મરાઠી ભાષામાં પરીક્ષા આપી શકશે. શિક્ષણપદ્ધતિશાળામાં મરાઠી ભાષા ભણનાર વિદ્યાર્થીઓ માટે તે ભાષાનાં સાહિત્યશિક્ષણ સંબંધી યોગ્ય વ્યવસ્થા કરવામાં આવશે.

૨. શિક્ષણપદ્ધતિશાળામાં દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીની વય ઓછામાં ઓછી ૧૭ વર્ષની હોવી જોઈએ અને એ સિવાય ઇતર શાળાઓમાં દાખલ થવા ઇચ્છનારની ઓછામાં ઓછી તેર (૧૩) વર્ષની જોઈએ.

૩. શિક્ષણપદ્ધતિશાળા સિવાય બીજી શાળાઓમાં કારીગર વર્ગમાંના લગભગ બધા ઉમેદવારોને દાખલ કરવામાં આવશે. જો તેમાં-

ના કોઈને વાંચતાં લખતાં નહીં આવડતું હોય તો કલાની સાથે તેપણ શિક્ષણાનુભવશાળામાં શિખવવામાં આવશે.

૪. પ્રવેશક પરીક્ષામાં ઉપલે નંબરે પાસ થનારા વિદ્યાર્થીઓને અને કારીગર વર્ગના બધા યોગ્ય ઉમેદવારોને શિષ્યવૃત્તિઓ (સ્કૉલરશિપો) આપવામાં આવશે.

૫. બધી શાળાઓના કારીગર વર્ગ સિવાયના ઉમેદવારોએ છઠ્ઠા ધોરણમાં પાસ થયાનાં સર્ટિફિકેટો બતાવવાં પડશે.

૬. પરીક્ષામાં બેસવા માટેનાં વિજ્ઞપ્તિ પત્રો સપ્ટેંબરની ૩૦ મી તારિખની અંદર આ તરફ રવાના કરવાં. વિજ્ઞપ્તિ પત્રનાં છાપેલાં ફૉર્મો આ આફિસમાંથી પત્રદ્વારા મળી શકશે.

૭ શિક્ષણપદ્ધતિશાળામાં દાખલ થવા ઇચ્છનારે પોતે વડોદરા રાજ્યના વતની છે એમ સાબિત કરવાને સર્ટિફિકેટો પણ મોકલી આપવાં.

કલાભવન, વડોદરા. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર.
તા. ૧૪–૮–૯૩ પ્રિન્સિપાલ, કલાભવન.

---

# केळवणी खातानी खबरो.

## મેલ ટ્રેનિંગ કૉલેજના ધારાનો સંગ્રહ.

### જાહેર ખબર.

ઇ. નં. ૨૩૧૨.

મેલ ટ્રેનિંગ કૉલેજના ધારાનો સંગ્રહ જે સને ૧૮૮૮ ના શાળાપત્રને ૭૩–૮૪ મે પાને પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેમાં નીચે મુજબ સુધારો વધારો કરવોઃ—

ધારો ૩ જો, વાક્ય ૨ જું.

ઉમેદવારોની ઉમ્મર ૧૭ વર્ષની ઉપર અને ૨૨ વર્ષની અંદર હોવી જોઈએ, પબ્લિક સર્વિસની અથવા યુનિવર્સિટીની પરીક્ષામાં તે

પાસ થયેલા હોવા જોઈએ, અને સરકારી નોકરી કરવાને લાયક છે એવું ખાતરીપત્રક તેમણે વૈદ્યક ખાતાના યોગ્ય અધિકારી તરફથી મેળવવું જોઈએ.

### ધારો ૧૮ મો.

આવો અન્ટ્રેન્ડ શિક્ષક પહેલા વર્ષની પરીક્ષામાં પાસ થયા પછી ઇન્સ્પેક્ટરની ખાસ મંજુરીથી બીજા વર્ષની પરીક્ષા આપી શકશે; પણ એવા કોઈ પણ શિક્ષકને કૉલેજમાં ત્રીજા વર્ષના વર્ગમાં આખું વર્ષ હાજર રહ્યા વગર ત્રીજા વર્ષની પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ. જે અન્ટ્રેન્ડ શિક્ષકો યુનિવર્સિટી સ્કૂલ ફાઇનલની અથવા મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા હશે અને સંતોષકારક નોકરી કરી હશે તેઓને ઇન્સ્પેક્ટરની ખાસ મંજુરીથી બીજા વર્ષની પરીક્ષામાં દાખલ કરવામાં આવશે અને તેમાં પાસ થયેથી કૉલેજમાં ત્રીજા વર્ષના વિદ્યાર્થી તરીકે દાખલ કરવામાં આવશે.

### ધારો ૧૯ મો.

જે શિક્ષકોને પેન્શન લાયક પગાર મળતો હશે અને ટ્રેનિંગ કૉલેજમાં સ્કૉલરશિપ સાથે અથવા તે વગર રહેવાની પરવાનગી મળી હશે તેઓની કૉલેજમાં ગાળેલી મુદત સરકારના તા. ૨૮ મી મે સને ૧૮૯૧ ના ઠરાવ નં. ૧૦૪૯ મુજબ પેન્શન લાયક નોકરીમાં ગણાશે.

તા. ૨૧ મી જુલાઈ સને ૧૮૯૩. E. GILES.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## જાહેર ખબર.

મહેરબાન ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરના ઇ. પત્ર નંબર ૨૪૫૯ તા. ૨૯ મી જુલાઈ સને ૧૮૯૩ મુજબ ખબર આપવામાં આવે છે કે અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજની આ વર્ષની પ્રવેશક પરીક્ષા તા. ૧૩ મી નવેંબર સને ૧૮૯૩ ને સોમવારને રોજ તથા તે પછીના દિવસોએ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

૨ ઉમેદવારોની પરીક્ષા હમેશ મુજબ છઠ્ઠા ધોરણના વિષયોમાં લેવાશે.

૩ ઉમેદવારોની ઉમ્મર ૧૭ વર્ષની ઉપર અને ૨૨ વર્ષની અંદર હોવી જોઈએ. તેઓની પાસે ત્રીજા દરજ્જાનાં અથવા જૂના બીજા દરજ્જાનાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટો હોવાં જોઈએ, અને તેઓ સરકારી નોકરીને માટે લાયક છે એવું વૈદક ખાતાના યોગ્ય અધિકારીનું સર્ટિફિકેટ તેમણે મેળવવું જોઈએ.

૪ ગઈ સાલમાં અને તે પહેલાં પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા બધા ઉમેદવારોએ પોતપોતાનાં તે પરીક્ષાનાં સર્ટિફિકેટ સાથે લેતા આવવું. તે પૈકી જેઓ ચાલતી સાલમાં માપકરણની પરીક્ષા આપવા જવાથી એ વિષયના દોકડા ભરવા સારૂ પોતાનાં સર્ટિફિકેટ તે પરીક્ષાના પ્રેસિડેન્ટને આપી આવ્યા હોય તેમણે પ્રેસિડેન્ટની સહીનો કાગળ રજુ કરવો કે એ પ્રમાણે સર્ટિફિકેટ રાખવામાં આવ્યું છે. તે કાગળમાં નીચેની હકીકત પણ આવવી જોઈએ.

ઉમેદવારનું નામ, બાપનું નામ, અને અટક.
વતનનું ગામ, તાલુકો, જીલ્લો.
જન્મ તારીખ ઇસ્વીસન પ્રમાણે.
પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયાની સાલ.
તે પરીક્ષામાં એકંદર મેળવેલા દોકડા.

સર્ટિફિકેટ અથવા ઉપરના કાગળ વિના પ્રવેશક પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહીં. જે ઉમેદવારો ચાલતી સાલની પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થશે તેમની હકીકત હમારા તરફ આવશે માટે તેમને સર્ટિફિકેટ કે કાગળ લાવવાની જરૂર નથી.

ગુજરાત ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.
તા. ૭–૮–૯૩.

Madhavlal Harilal Desai,
પ્રિન્સિપાલ, ગુજરાત ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.

## જાહેર ખબર.

જોસેફવાન સામરન ટેલર સાહેબનું "ગુજરાતી ભાષાનું વ્યાકરણ" જેની હાલ ત્રીજી આવૃત્તિ બહાર પડીછે તે શાળાખાતાના અમલદારોને નીચે સહી કરનાર પાસે મંગાવ્યાથી મળી શકશે. કિંમત રૂ ૧-૮-૦ ટપાલ ખર્ચ જાદું.

N. V. Patwardhan,

આકટિંગ ક્યુરેટર, ગ. સેં. બુક ડીપો, મુંબઈ.

---

નં. ૨૩૬૮ સને ૧૮૯૩-૯૪.

ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસ,

પુના, તા. ૭ મી અગસ્ટ સને ૧૮૯૩.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ,

સાહેબ, ઉત્તર ભાગ.

તમારા ગયા માસની તા. ૨૮ મીના પત્ર નં ૨૪૪૬ ના જવાબમાં લખવાનું કે સોદાગર પ્રેસની નં. ૧થી નં. ૫ સુધીની ચોપીચુકોની નવી આવૃત્તિ તમારા ભાગની ગુજરાતી નિશાળોમાં વાપરવા મંજુર કરીછે.

હું છું (વગેરે)

R. G. OXENHAM,

આકિટંગ ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

---

સર્ક્યુલર જા. નં. ૫૨ સને ૧૮૯૩-૯૪.

### ીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

ાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિ·

સ્ટરો, અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવેછે કે રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવા જે બાઈઓ ઉમેદવાર હોય-તેમની ઉમ્મર, અભ્યાસ, વગેરે સાથેના નમુનામાં માગેલી હકીકત પ્રમાણે બરાબર પૂરી જેમ બને તેમ અમને સપ્ટેંબર માસની આખર સુધીમાં પહોંચે તેમ ભરી મોકલવી.

૨. બાઈઓની ઉમ્મર ૧૫ વર્ષથી ઓછી ન જોઈએ, તેમજ ૨૫ વર્ષથી વધારે ન જોઈએ. કદાપિ કોઈ બાઈ પત્રકમાં માગેલી બધી બાબતમાં સારી હશે, અને અભ્યાસ પણ સારો હશે તો ૨૫ વર્ષ ઉપરાંતની ઉમ્મર હશે તોપણ ચાલશે.

૩. પ્રવેશક પરીક્ષા કન્યાશાળાના પાંચમા ધોરણ પૂરતી લેવામાં આવશે. જે બાઈઓને દાખલ કરવામાં આવશે તેમને પહેલા વર્ષના વર્ગમાં ૭ રૂપિઆ, બીજા વર્ષના વર્ગમાં સાત રૂપિઆ, અને ત્રીજા વર્ષના વર્ગમાં આઠ રૂપિઆ સ્કૉલરશિપ મળશે.

૪. પ્રવેશક પરીક્ષામાં જે બાઈ પહેલે નંબરે પાસ થશે, તેને પહેલા વર્ષની સ્કૉલરશિપ ઉપરાંત એક વર્ષ માટે લાંગ સ્કૉલરશિપ દર માસે રૂપિઆ પાંચની મળશે.

૫. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટિનું, અથવા સારા જાણીતા આબરૂદાર ગૃહસ્થોનું પત્રક સાથે મોકલું. શરીર સંબંધી કોઈ જાતની ખામી હોવી ન જોઇએ.

૬. જે ઉમેદવાર બાઈઓ સદરહુ કૉલેજમાં દાખલ કરવા લાયક માલૂમ પડશે, તેમને મહેતાજીઓ માર્ફત પ્રવેશક પરીક્ષાની તારીખ જણાવવામાં આવશે. એ પરીક્ષા ઘણુંકરીને અક્ટોબર માસના પાછલા ભાગમાં થશે.

મુ. રાજકોટ.<br>
તા. ૨૦-૭-૯૩.

Gertrude Spencer.<br>
લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ,<br>
બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

| નંબર. | નામ. | જાત. | ઉમ્મર. | ફરસીઆત પ્રમાણે જન્મ દિવસ. | પરણેલી, કુંવારી, કે વિધવા. | પરણેલી હોય તો તેના ધણીનો ધંધો તથા નામ, ને કુંવારી કે વિધવા હોય તો તેના બાપનો ધંધો તથા નામ. | કન્યાશાળાના કયા ધોરણ સુધીનો પાકો અભ્યાસ. | કોઇ પણ કેળવણી ખાતાના અમલદારની, પરીક્ષામાં ક્યારે અને કયા ધોરણમાં પાસ. | શરીરમાં કાંઇ ખોડ ખાંપણ છે કે નહિ. | જો દાખલ થાય તો કોલેજના ધારા પાળશે કે કેમ. | કોલેજમાં અભ્યાસથી તેના ધણીનો સમાસ કરવાને આપણું બંધાઉં નથી. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| | | | | | | | | | | | | |

તા. માહે સને ૧૮૯૩.
મુ.
પત્રક મોકલનાર મહેતાજીની સહી.

ઉમેદવાર બાઈની સહી.
ઉમેદવાર બાઈના ધણી યા વાલીની સહી.

સ્પેક્ટેટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર; ભરૂચ સમાચાર; હિતેચ્છુ.

**દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧ રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨ ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ મળશે, પણ રેલવે પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વે ખરચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકશાન પુગે તેના જોખમદાર માલ મંગાવનારછે.

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલવે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કોપીબુકોની સાથે અમારાથી બીજી કોઇપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેપ કાગળો લીધામાં આવશે નહીં.



## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઇએ. હેંડબીલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઇએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ પડવાનો સંભવ છે. પોસ્ટની ટીકીટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટીકીટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખીછે. પોસ્ટેજ માફ. છુટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦–૧૨–૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ ૧ થી રૂ ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| ૨ | લીટી. |
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ. | |

બાર માસ લગી લાગ લગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહીના લગી પાગણો ચાર્જ પડશે. બાર મહીનાથી ઓછી મુદત હશે તો પહેલે મહીને પૂરો ચાર્જ અને પછીને દરેક મહીને અડધો ચાર્જ લેવાશે.

### હેંડબીલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અડધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨–૦–૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૧૦ મો.　　　　　　　　　　　　　　　પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

અકટોબર સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી).

અમદાવાદ.

યુનાઈટેડ પ્રિંટિંગ પ્રેસ.

# जाहेर खबरो.

## કેળવણી ખાતાના વડાએ મંજુર કરેલી
## સસ્તામાં સસ્તી સોદાગર સ્ટાનડર્ડ કોપી બુકો
### નંબર ૧ થી ૬ સુધીની.

### કમીશનમાં વધારો.
### તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૮૯૧ થી.

નવી આવૃત્તિ.

નવા વધારા અને સુધારા સાથે.

**સંન ૧૮૯૩ ના જાન્યુઆરીથી બહાર પડશે.**

કિંમત દરેક પ્રતના રૂ ૦—૧—૩

કેટલાંક વરસો થયાં ગુજરાત, કાઠિયાવાડ વીગેરે ઠેકાણાઓ પર અમારી સસ્તી કીંમતવાળી અને તેમાં પુરી પાડેલી અગત્યની અને કીંમતી બાબતોથી ભરપુર કાપીબુકોથી કદરદાન ગ્રાહકો જાણીતા છે. માટે વધુ કહેવાની જરૂર નથી. ખરીદદારોએ પોતાનાં ઇનડેંટ જોડે રોકડાં નાણાં વાળવાં. કમીશન નીચે પ્રમાણેઃ—

(૧)—૧૦થી વધારે અને ૨૦ રૂપીયાથી ઓછી ખરીદીપર કમીશન ૨૦ ટકા પ્રમાણે.

(૨)—રૂ ૨૫) ની ખરીદીપર કમીશન રૂ ૫ા

(૩)—રૂ ૫૦) ની ખરીદીપર કમીશન રૂ ૧૧ા

(૪)—રૂ ૧૦૦) અને તેથી ઓછી કીંમતની નહીં એવી ખરીદી પર કમીશન રૂ ૨૫)

(૫)—૨૫, ૫૦ અને ૧૦૦ રૂપીયાની ખરીદી કરનાર સીરે રેવાનગી ખર્ચ પડશે નહીં.

"સોદાગર પ્રેસ હાઉસ," ઠે. દરીયામહેલ. } નગીનદાસ ડાહ્યાભાઈ.
સુરત તા૦ ૧ લી જાન્યુઆરી સન ૧૮૯૨. } માનેજર સોદાગર પ્રેસ.

---

### વાંચો વાંચો કમિશનમાં પુષ્કળ લાભ.

ભૂમિતિનાં મૂળતત્વો, દેશીનામાનાં મૂળતત્વો અને વ્યાકરણ શિક્ષણશૈલી, એ મારાં રચેલાં પુસ્તકો તૈયારછે. દરેક નંગની કીમત સાર આના. પણ એક યા ત્રણે જાતનાં મળીને સામટાં પાંચ નંગે પોસ્ટેજ માફ, દશ નંગે દશ ટકા, વીશે વીશ ટકા, પચાસે પચીશ, પોણોસોએ ત્રીશ અને તેથી વધારે નંગોમાં તેત્રીશ ટકા કમિશન મળશે. પૈસા પ્રથમ કે વેલ્યુપેબલ મળશે. માણેકલાલ નાગરદાસ શાહ તાલુકા સ્કુલ માસ્તર રાજકોટ.

---

મહેતાજી સાહેબો, 'માસિક અને વર્ત્તમાન તત્વસંગ્રહ' આપને બહુ ઉપયોગીછે. પુષ્કળ ગામડાંના મહેતાજીઓ તેના ગ્રાહક થયાછે તેમાં હિંદુસ્તાનની અંદર નિકળતાં સારાં સારાં વર્તમાનપત્રનો સાર બહુ સરસ રીતે આપવામાં આવેછે. બુદ્ધિપ્રકાશ જેવડાં ૩૨ પ્રષ્ટ છતાં કિંમત પોષ્ટ સુદ્ધાં એક રૂપિયો. એકવાર જરૂર જુઓ. મગનલાલ ઝવેરચંદ શાહ, લીંબડી—કાઠિયાવાડ.

સુરત 'જોઇન્ટ' સ્કૂલ કમીટીના સદ્‌ગૃહસ્થોએ પસંદ કરેલી
અને સૌમાં શ્રેષ્ટ લેખેલી અને પોતાના તાબાની
સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખડાવેલી.

મે. રેવરંન્ડ જે. શીલેડી.
મે. મનછારામ ઘેલાભાઈ.
મે. સૈયદ મૌલવી અબદુલ કાદર.

મે. ભાનુશંકર નારણશંકર.
મે. હરીલાલ તુલજારામ ધરૂ.
મે. નનુમીયાં બક્ષુમીયાં. શેખ.

**પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને હેડમાસ્તરો.**

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી., ગાયકવાડના અમરેલી પ્રાંતના સુબા અને માજી ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ દોસાભાઈ નસરવાનજી વાડીયા, એમ. એ., પ્રિન્સિપાલ, સર. જે. જી. પા. બે. ઈન્સ્ટીટયુશન, મુંબઈ.
ખા. બા. જમશેદજી નવરોજી ઉનવાલા, એમ. એ. ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલના
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ., પ્રોફેસર પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સયાની, બી. એ., હેડમાસ્તર ભરૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપાલ, ટ્રેનીંગ કોલેજ,
મી. એ. એસ. જર્વીસ, સુરત મીશન સ્કૂલના પ્રિન્સિપાલ.
મી. વીલીયમ બીટી, બી. એ., સુરત મીશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ બેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈસ્કૂલ
શેઠ હોરમજી જાંગીર પ્રોપ્રાયટરી સ્કૂલના માલેક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇસ્કૂલના માલેક.
શેઠ માણેકજી બેજનજી કુપર માજી ફોર્ટ હાઈસ્કૂલના હેડમાસ્તર.
શેઠ. બરજોરજી ખરશેદજી સંજાણા, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચંદનવાડી. સ્કૂલના માજી માલેક.
શેઠ. જમશેદજી. ખ० દુબાસ, બી. એ. હેડમાસ્તર, એલફીન્સ્ટન મીડલસ્કૂલ
શેઠ. માણેકશા. બેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર
રા. રા. લક્ષ્મીદાસ. દી. હેડમાસ્તર આલફ્રેડ હાઇસ્કૂલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એ. વ. સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, હબીબભાઇ સ્કૂલ. ખોજા ખાનમહમદ
શેઠ. રૂસતમજી મેરવાનજી માસ્તર હેડમાસ્તર ફરામજી પટેલ સ્કૂલ.

**મુંબઇની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.**

મી. ગુલાબદાસ સુંદરદાસ ચોકસી.
મે. પ્રાણજીવનદાસ કાહાનદાસ.
મે. હરકીસનદાસ બીજલાલ.
મે. શીવશંકર કૃષ્ણાજી ભટ.
શેઠ. મેરવાનજી શોરાબજી દલાલ.

શેઠ. ફકીરજી શોરાબજી મદ્રાઇના.
મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ.
મે. આતમારામ જેકીશનદાસ.
મે. મોહનલાલ પ્રસાદરાય.

**મુંબાઇ અને ગુજરાતના જાહેર છાપાના મતો.**

રાસ્ત ગોફતાર, મુંબઇ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિંદ; ગુજરાતી; ફરજંદે પરસ્ત; ડીપન રીપોર્ટર; ઇન્ડયન

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. ઓકટોબર. ૧૮૯૩. અંક ૧૦ મો.


## मास.

વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતામાં સુધારો વધારો કરવાની તજવીજ માટે શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારે એક કમિટિ નિમ્યાનું અગે થોડા માસપર જણાવ્યું હતું. એ કમિટિનો રિપોર્ટ બહાર પડી ચૂક્યો છે તેની હમે વખતે વખત નોંધ લઈશું. રિપોર્ટની શરૂમાં ગાયકવાડી રાજ્યના કેળવણી ખાતાનો આજ સુધીનો ઇતિહાસ આપ્યો છે તે જોતાં એ રાજ્યે થોડાં વરસમાં સંતોષકારક વધારો કર્યાનું જણાય છે. ત્યારપછી ફરજીયાત કેળવણી બાબત જુદા જુદા ગૃહસ્થોએ આપેલા અભિપ્રાયનું વિવેચન કરી કમિટિ પોતાનો અભિપ્રાય આપેછે. કમિટિનો અભિપ્રાય એકંદરે ફરજીયાત કેળવણીની તરફ છે, પણ તે "સાવચેતી રાખી ફરજીયાત કરવાની અજમાયશ કરી જોવાની" ભલામણ કરેછે. એકદમ આખા રાજ્યમાં ફરજીયાત કેળવણી દાખલ કરવાનો કમિટિનો અભિપ્રાય નથી એ જોઈ હમે ખુશી થઈએ છીએ. વસ્તીના દરેક માણસને પોતાના ખપ જેટલું લખતાં વાંચતાં અને ગણતાં આવડે અને તે પોતાના હક તથા ફરજો સમજે એ બહુ જરૂરનું છે અને તેજ કારણથી યુરોપના ઘણા દેશોમાં ફરજીયાત કેળવણી દાખલ કરવામાં આવી છે. તેની સાથે એ પણ વિચારવાનું છે કે આ દેશની મોટી વસ્તી ઘણી ગરીબ છે, ખેતી અથવા ખેતીની મજુરી કરી અને દેર ચારી પરાણે ગુજરાન નભાવે છે, અને ફરજીયાત કાયદા તથા તેમના અંગની સજાઓ વધવાથી હલકી પ્રતિના સરકારી નોકરોની સત્તામાં અને તેથી આવા કંગાળ લોકોના બોજામાં વધારો થવાનો સંભવ છે. હમે ધારીએ છીએ કે ઠેકાણે ઠેકાણે નિશાળો કાઢવી, બધા ગરીબ લોકોને મફત ભણાવવા, તેમને ચોપડીઓ, સ્લેટો, તથા કેળવણીનાં બીજાં

સાહિત્યો મફત પૂરાં પાડવાં, અને ટોપીઓ, બદન, વગેરેનાં ઈનામથી ઉત્તેજન આપવું, એ આ દેશમાં કેળવણીનો પ્રસાર કરવા માટે ફરજી-યાત કાયદા કરતાં વધારે સારો રસ્તો છે. જ્યાં જ્યાં નિશાળો સ્થાપ-વામાં આવેછે ત્યાં થોડાં વધારે છોકરાં નિશાળે જાયછે અને કાળે કરી તેમની સંખ્યા વધે છે, એટલે હમે ધારીએ છીએ તે રસ્તે કેળવણી-નો બહોળો પ્રસાર કરવામાં હરકત આવવાનો બહુ સંભવ નથી. છતાં વડોદરાનું રાજ્ય થોડાં ગામમાં જ્યાં લોકમત બહુ વિરુદ્ધ ન હોય ત્યાં પ્રથમ અજમાયશ કર્યા પછી છેવટના નિર્ણયપર આવવા વિચાર રાખે છે તે સ્તુતિ પાત્ર છે. એ અજમાયશના પરિણામની હમે ઇંતેજારીથી રાહ જોઈશું. અને તે ફતેહમંદ નિવડશે તથા તેથી રૈયતને અઘટિત અનાડ નહીં થાય તો હમને બહુ સંતોષ થશે. આખા હિંદને પણ તેથી ધડો લેવાનું મળશે. યુરોપમાં કેટલેક ઠેકાણે કંગાળ આબાપોનાં છોકરાં-ને પૂરૂં ખાવાનું ન મળવા છતાં નિશાળે જવાની ફરજ પડવાથી તેમ-ની તનદુરસ્તીમાં હરકત થાયછે એવી ફર્યાદ થવાથી સખી ગૃહસ્થો તેમને મફત યા ઓછે પૈસે ખાવાનું આપેછે. ફ્રાન્સમાં તેવાં બાળકને સ-રકાર તરફથી પણ ખાવાનું મળેછે.

---

ફરજીયાત કેળવણીના સંબંધમાં એક બીજો પણ વિચાર કરવા જેવો છે. હાલમાં ઘણે ઠેકાણે નિશાળોનાં મકાનોમાં જોઈએ તેવી સ-ગવડ હોતી નથી, હવા અજવાળાની ખામી જોવામાં આવેછે, બાળકોને ખુરશી અને ઘણીવાર ભેજવાળી જમીન ઉપર બેસવું પડેછે, અને લ-ખવા વાંચવાનું કામ કમરમાંથી વાંકાં વળી કરવું પડેછે. તેમને પાઠ આપવા માટે ચિત્રો, રમકડાં, અને પદાર્થસંગ્રહ જોવામાં આવતા નથી. રમવા માટે નિશાળ પાસે મોટો કંપાઉંડ હોતો નથી. આ કારણોથી જ્યારે નિશાળે નહીં આવતાં ગરીબ લોકોનાં છોકરાં ખુલ્લી હવામાં રમતાં ફરી યા પોતાથી થાય તેવી હલકી મજૂરી કરી શરીરે મજબૂત અને તનદુરસ્ત થાયછે ત્યારે ૭ કલાક સુધી નિશાળમાં પૂરાઇ -રહી આંક અને ધોરણના વિષયો શીખનાર બાળકો ફિમાયલાં, નાજુકત,

રોગી, અને લોહી વગરનાં નિર્માલ્ય જોવામાં આવેછે. થોડાજ દિવસ ઉપર હમે એક મોટી નિશાળની ભેટ લીધી હતી ત્યાં ઉપર ગણાવેલી ના-દુરસ્તી સિવાય લગભગ દરેક વર્ગમાં બબ્બે, ત્રણ ત્રણ, કે ચાર ચાર છોકરાંની આંખ બગડી ચૂકેલી, અને કેટલાંકને તેમ થવાની શરૂઆત થયેલી જોવામાં આવી હતી. હાલનો વહિવટ કાયમ રાખી ફરજીઆત કેળવણી દાખલ કરવી યા નિશાળો વધારવી એ સમગ્ર પ્રજાની તનદુ-રસ્તીને જોખમકારી છે. આ દેશમાં ગમે તેવા ભાડાના કે મફત મ-ળેલા મકાનમાં પ્રથમ નિશાળ સ્થાપવામાં આવેછે અને કેટલેક વર્ષે પૈસાનો જોગ થાય તો તેને સારૂ લાયક મકાન બંધાવવાનો વિચાર થાય છે. તે દરમ્યાન બાળકોની તનદુરસ્તીને જાણું નુકસાન થાય છે. ઇગ્લાં-ડમાં એથી ઉલટી રીત છે, એટલે સરકારના નિયમ પ્રમાણે સગવડ-વાળું અને હવા અજવાળા વગેરેની ખામી વિનાનું મકાન પ્રથમ પૂરૂં પાડ્યા પછી નિશાળ સ્થાપવામાં આવેછે. એ દેશના કેળવણી ખાતાના છેલ્લા રિપોર્ટપરથી જણાય છે કે સને ૧૮૯૧ ના વરસમાં ત્યાંની પ્રાથ-મિક નિશાળોમાં બાળકની રજીસ્ટર સંખ્યા ૪૮૩૩૩૨૯ અને સરાસરી હાજરી ૩૭૫૪૪૫૩ હતી છતાં એકંદર વસ્તીનો છઠ્ઠો ભાગ નિશાળમાં હાજર હોવો જોઈએ એમ ગણી ૫૬૪૧૩૬૦ બાળક સગવડથી માય તેટલાં મકાનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં. મકાન અને રમવાની જ-ગા મળી દર ૨૫૦ બાળકે ૦। એકર એટલે દર છોકરે સુમારે ૪૪ ચોરસ ફીટ જમીન પૂરી પાડવાની ત્યાં ફરજ છે. વર્ગના ઓરડામાં દર બાળકે ૧૦ ચોરસ ફીટ જગા હોવી જોઈએ એમ પણ ફરજ છે. હવા અજવાળાની જોગવાઈ માટે વિગતવાર નિયમ ઠરાવ્યા છે તેનો પણ અમલ કરવો પડેછે.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

આ માસથી શરૂ થતા ત્રિમાસિક માટે નીચેના પ્રશ્ન આપવામાં આવેછે. તેમના ઉત્તર તા. ૨૦મી નવેંબર સુધીમાં હમને પહોંચવા જોઈએ.

(૧) અંશ અને છેદને એકજ રકમે ગુણવાથી અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી એ કેવી રીતે ક્યા દૃશ્ય સાધનથી એ વિષય શરૂ કરનાર બાળકને સમજાવશો.? ઈનામ રૂ ૧)

(૨) વર્ગને સારામાં સારી રીતે લેખન પાઠ આપવાના થોડા સાદા નિયમ આપો. ઈનામ રૂ ૨).

(૩) નીચેનામાંથી ગમે તે એક વિષય ઉપર આપવાના કથિત પાઠની પૂર્ણ નોંધ લખો. જ્યાં પ્રદર્શનની જરૂર પડતી હોય ત્યાં ક્યાં પ્રદર્શન કેવી રીતે કરશો તે પણ લખવું. ઈનામ રૂ ૨).

(અ) ઋતુ ભેદ.
(આ) રૂપિયો (બાળ વર્ગ માટે).
(ઈ) વિશેષણ,વિશેષણરૂપી શબ્દસમૂહ,અને વિશેષણરૂપી વાક્ય.
(ઉ) કાયદાનો ઉપયોગ.

ટીપ.—આ બાબતના નિયમ ગયા એપ્રિલ માસના શાળાપત્રને ૭૬ મે પાને જોવા.

---

ગયા ત્રિમાસિકની સ્પર્ધામાં નીચે પ્રમાણે ઈનામો આપવામાં આવ્યાં છે.

(૧) પ્રશ્ન ૧ લો.—

પ્રભુરામ ગંગારામ આચાર્ય, તાલુકામાસ્તર, ચમારડી, રૂ ૧).
પ્રેમાનંદ સેવકરામ, વળાદ તાલુકે દસક્રોઇના મહેતાજી, રૂ ૧).

(૨) પ્રશ્ન ૨ જો.—પુરૂષોત્તમ બાપુજી ભટ્ટ, મુખ્ય મહેતાજી, ઉજેતી, તા. હાલોલ, જીલ્લે પંચમહાલ, રૂ ૧).

(૩) પ્રશ્ન ૩ જો.—ગણપતરામ અંબાશંકર, ધોળકા બ્રાંચ સ્કૂલ નં. ૧લા ના મહેતાજી, રૂ ૧).

પોપટલાલ કેવળચંદ, મુખ્ય મહેતાજી, દેલવાડા, કાઠિયાવાડ, રૂ ૧).

ટીપ.—કેટલાક લખનાર જુદા જુદા પ્રશ્નના જવાબ એકજ કાગળ ઉપર લખે છે તેથી જુદા જુદા પરીક્ષકોના હાથમાં તે મૂકતાં અવઘડ પડે છે અને તેમને ઈનામ મળી શકતું નથી. સ્પર્ધાના નિયમ પ્રમાણે બરાબર વર્તવાની સઘળાને ફરી સૂચના કરીએ છીએ.

આ વખતની સ્પર્ધામાં આશરે સાઠેક શિક્ષકોએ ભાગ લીધો છે તેથી સ્પર્ધાની હજી શરૂઆત છે તે જોતાં હમને સંતોષ થાય છે. શિક્ષકોની એકંદર સંખ્યાના પ્રમાણમાં આ સંખ્યા ઘણી નાની છે પરંતુ

હમે આશા રાખીએ છીએ કે દિન પ્રતિદિન સ્પર્ધા કરનારની સંખ્યામાં વધારો થશે.

આવેલા ઉત્તરોમાં જેમના જવાબ ઉત્કૃષ્ટ જણાય છે તેવા થોડા માણસોને ઈનામ મળી શકેછે તેથી એમ સમજવાનું નથી કે બીજાના જવાબ કબૂલ રાખવા જેવા હોતા નથી.

વળી જે માણસો ઉત્તર લખવા પ્રયત્ન કરેછે તે બધાને ઈનામ ન મળે તોપણ વિચાર કરવો પડેછે, પોતાના વિચારને યોગ્ય રીતે ગોઠવવા પડે છે, અને વાંચી તૈયાર પણ થવું પડેછે એ એક મોટો લાભજ છે.

## ડ્રિલ.

લશ્કરને તથા પોલિસના સિપાઈઓને કવાયત કરાવતાં ઘણાએ જોઈ હશે. તેથી શરીરને કસરત મળે છે, પરંતુ તેનો વધારે મોટો ફાયદો એ છે કે ઘણાં માણસને વ્યવસ્થિતપણે સાથે કામ કરવાની તથા હુકમનો તરત અમલ કરવાની ટેવ પડે છે, અને ઘોટાળો થતો અટકે છે. નિશાળમાં મહેતાજીઓ બાળકને કવાયત કરાવે છે તેની પણ તેવીજ મતલબ છે. પાઠની વચમાં કવાયત કરવાથી શરીરને કસરત પહોંચે છે, લોહી ઝડપથી ફરવા માંડે છે, મનનો થાક ઉતરી જાય છે, અને જાગૃતિ આવવાથી પછીના પાઠમાં વધારે સારૂં ધ્યાન અપાય છે. પરંતુ આટલા ફળથી સંતોષ પામવું બસ નથી. બધાં બાળકને એકદમ હુકમ ઉઠાવવાની અને સાથે કામ કરવાની ટેવ પાડવા ભૂલવું ન જોઈએ. કેટલેક ઠેકાણે કવાયત વખત ઊભા થવાનું અથવા ડાબા જમણા વગેરે ફરવાનું મહેતાજી કહેછે ત્યારે બધા છોકરા સાથે તેમ કરતા નથી, કેટલાક હુકમ સમજતા નથી, અને ઘણો ઘોટાળો જોવામાં આવેછે. આવો ઘોટાળો દૂર કરવાનો પ્રયત્ન કરવાથી બાળકને એક સારી ટેવ પડશે, અને એક બાબતમાં પડેલી સારી ટેવ ઘણી બાબતોમાં જન્મારા સુધી ઉપયોગી થશે. નિશાળના દરેક કામમાં આવી વ્યવસ્થા દાખલ કરી શકાય. ધારો કે શિક્ષક હિસાબ કે ડિક્ટેશન લખાવવાનું શરૂ કરેછે. આવી વખતે આપણે સાધારણ રીતે તેને "હિસાબ લખો" એમ હુકમ

આપતો જોઈએ છીએ. હુકમ શાંભળ્યા પછી એક છોકરો પેન ખોળતો માલમ પડેછે, બીજો દફતરમાંથી સ્લેટ કાઢતો હોયછે, ત્રીજો તેને *સાફ કરતો હોયછે, અને ચોથો કોઈની પાસે પેન અથવા સ્લેટ માગતો હોયછે. શિક્ષકે આપેલા હુકમનો તરત અમલ થતો નથી, છતાં આ વહિવટ ખોટો છે એવું શિક્ષક કે છોકરા કોઈને ભાન હોતું નથી. ઉપર કહેલા હુકમના બદલામાં શિક્ષક નીચે પ્રમાણે ક્રમસર હુકમ આપે અને દરેક હુકમનો ઝટ સાથે અમલ કરવાની બાળકને ટેવ પાડે તો ગેરવ્યવસ્થા થાય નહીં:—

| | |
|---|---|
| ૧. સ્લેટ કાઢો. | ૪. ડાબા હાથથી ઝાલો. |
| ૨. સ્લેટ સાફ કરો. | ૫. પેન કાઢો. |
| ૩. સ્લેટ પગપર મૂકો. | ૬. પેન જમણા હાથમાં પકડો. |

૭. લખવા માંડો.

એટલું યાદ રાખવું કે દરેક હુકમનો બધાં છોકરાંએ તરત સાથે અમલ કરવો જોઈએ. કેટલાક દિવસ સુધી મહાવરો કરાવ્યા વિના તેમ થઈ શકશે નહીં. પણ ટેવ પડ્યા પછી કામ બહુ સરળ થશે અને શિક્ષકને કંટાળવાનો પ્રસંગ આવશે નહીં.

કોપી લખાવવામાં પણ ક્રમસર હુકમ આપી સાથે કામ કરવાની ટેવ પાડી શકાય:—

| | |
|---|---|
| ૧. ખડીઓ કાઢો. | ૩. ખડીઆનો દાટો કાઢો. |
| ૨. ખડીઓ જમણી તરફ મૂકો. | †૪. કલમ કાઢો. |

* સ્લેટ સાફ કરવા માટે કેટલાંક છોકરાંને થૂંકનો ઉપયોગ કરવાની ગંદી ટેવ હોયછે તે બંધ કરવી ઘટે છે. વર્ગ બહાર મૂકેલા પાણીના કુંડા પાસે સાફ કરવા જાય એથી પણ ગરબડ થવાનો સંભવ છે. તેઓ ચીની પતરાની દાબડીમાં ભીનું લુગડું મૂકી લાવશે તો ચોપડીઓ બગડ્યા વિના તે દફતરમાં રાખી શકાશે અને જગા છોડ્યા વિના વખતે વખત સ્લેટ સાફ કરી શકાશે.

† કેટલાંક છોકરાં બરાબર હાથમાં પકડી ન શકાય તેવી નાની કલમ, પેનસિલ, કે પેનથી લખેછે તે વહિવટ સારો નથી. એવી ટૂંકી કલમ રીતસર પકડી શકાતી નથી અને ચાકની પેઠે ઝાલવી પડેછે. પેન અથવા પેનસિલ ટૂંકી થયા પછી કાઢી નાંખવી ન હોય તો ભૂંગળીમાં ઘાલી વાપરવા કહેવું. ગુજરાતી અક્ષર, કલમને બદલે સ્ટીલપેનથી લખવાનો વહિવટ પણ સારો નથી.

| | |
|---|---|
| ૫. તે ખડીઆ પાસે મૂકો. | ૯. કલમ જમણા હાથમાં પકડો. |
| ૬. કૉપી બુક કાઢો. | * ૧૦. ખડીઆમાં બોળો. |
| ૭. કૉપી બુક સામી મૂકો. | ૧૧. પહેલી લીટી લખો. |
| ૮. તેનું અમુક પાનું કાઢો. | ૧૨. બીજી લીટી લખો. |

પ્રસાદિ.

આવી વ્યવસ્થા ઘણું કરી બધા પાઠમાં દાખલ થઈ શકશે. હુકમ આપવા માંડતાં પહેલાં તે તરફ બાળકનું લક્ષ ખેંચવું; નહીં તો જેનું ધ્યાન હશે તે સાંભળીને અમલ કરશે, ધ્યાન નહીં હોય તે તેમ નહીં કરે, અને ઘોટાળો દાખલ થશે.

કન્યાશાળાઓમાં સીવણ શિખવાય છે તેમાં પણ ઉપર પ્રમાણે ડ્રિલ કરાવી શકાશે.

પ્રથમ સોયની ડ્રિલ નીચે પ્રમાણે કરાવાય.

| | |
|---|---|
| ૧. જમણો હાથ ખુલ્લો કરી બતાવો. | ૫. બે હાથ નજીક લાવો. |
| ૨. ડાબો હાથ ખુલ્લો કરી બતાવો. | ૬. દોરો પરોવો. |
| ૩. ડાબા હાથના અંગુઠા અને પહેલી આંગળી વચ્ચે સોય પકડો. | ૭. દોરો પરોવેલી સોય ઉંચી કરો. |
| ૪. જમણા હાથના અંગુઠા અને પહેલી આંગળી વચ્ચે દોરો પકડો. | ૮. સોય નીચે મૂકી દો. |
| | ૯. અદબ કરો. |

અંગુઠીની ડ્રિલ નીચે પ્રમાણે ચાલશે.

| | |
|---|---|
| ૧. અંગુઠી કાઢો. | ૫. ડાબા હાથથી અંગુઠી ઉંચી કરો. |
| ૨. અંગુઠી સામી મૂકો. | ૬. અંગુઠી પહેરો. |
| ૩. જમણો હાથ બતાવો. | ૭. અંગુઠી પહેરેલી આંગળી બતાવો. |
| ૪. અંગુઠી પહેરવાની આંગળી ઉંચી કરો. | ૮. અદબ કરો. |

સોય અને અંગુઠીની ડ્રિલની ટેવ પડ્યા પહેલાં સીવણ શરૂ કરવું નહીં. બાળવર્ગમાં મણકા પરોવવાનું શિખવતા પહેલાં પણ સોયની ડ્રિલ શિખવવાની જરૂર છે.

સીવણની તૈયારી માટે, સીવવા માટે, અને મણકા પરોવવા માટે પણ એવીજ રીતે ક્રમસર એક પછી એક હુકમ આપી સાથે કામ કરાવી શકાશે.

---

* કૉપીબુક શરૂ કરતા પહેલાં કલમ ખડીઆમાં બોળવાની ડ્રિલ પણ કરાવવી જરૂરની છે, કે તે બહુ બોળી છાંટા પાડવાની કે હાથ બગાડવાની ટેવ પડે નહીં. કલમ ઘડતાં શિખવવાની પણ જરૂર છે.

# इंग्लांडनी जाहेर प्राथमिक निशाळो.

(ચાલુ પાને ૨૪૩ થી.)

વિદ્યાનાં મૂળતત્વ (ચાલુ)—

| ધોરણ. | ક્રમ ચોથો, વનસ્પતિ વિદ્યા. | ક્રમ પાંચમો, ખેતીનાં મૂળતત્વો. | ક્રમ છઠ્ઠો, રસાયન. |
|---|---|---|---|
| ૧ લું અને ૨ જું. | પદાર્થ વિષે ત્રીસ પાઠ, જેવા કે,<br>ચાહા ક્રોબીજ<br>ખાંડ બટાટા<br>ચૂન મૂળા<br>ઇત્યાદિ. | પદાર્થો વિષે ત્રીસ પાઠ, જેવા કે, ખેતરમાં રખાતાં પ્રાણીઓનો ઉપયોગ, અને માયાથી તેમની સંભાળ લેવાથી મળતો બદલો; મધમાખી; જમીનના કીડા; ઘઉનો દાણો; ઘાસ; ભઠ્ઠીમાં થતું કામ; જુદી જુદી ઋતુઓમાં ખેતરમાં ચાલતું કામ; બગીચો; બગીચાનાં ઓજાર. | જાણીતા પદાર્થો વિષે ત્રીસ પાઠ, જેવા કે, નિરિન્દ્રિય પદાર્થો. |
| ૩ જું. | છોડનાં મૂળ, થડ, અને પાંદડાંનાં લક્ષણ. સામાન્ય ફૂલના છોડનાં દૃષ્ટાંત લેવાં. | જમીનમાં છોડના ખોરાકનો જથો. | સામાન્ય ગ્યાસોનો ગુણ, જેવા કે ઓક્સિજન, હૈડ્રોજન, નૈટ્રોજન, ક્લોરિન. |

| | | | |
|---|---|---|---|
| ૪ થું. | ફૂલના અવયવનાં લક્ષણ. સામાન્ય ફૂલના છોડનાં દષ્ટાંત લેવાં. | ખેડની જરૂર. ખેડ વધારે ઓછી ફળદાયક થાયછે તેનાં કારણ. | સ્વચ્છ વાના ઘટકાવયવો,તથા રસાયનિક લક્ષણ; તેમાં કેટલીક વખત માલમ પડતા બગાડનો પ્રકાર. |
| ૫ મું. | જુદી જુદી જાતનાં ફળનું બંધાવું. બંધારણના પિંડ અને વાહિનીઓ. | છોડને વધારે ઓછો ખોરાક મળવા સંબંધી મૂળતત્વો. | સ્વચ્છ પાણીના ઘટકાવયવો તથા રસાયનિક લક્ષણ; તેમાં કેટલીક વખત માલમ પડતા બગાડનો પ્રકાર. |
| ૬ ઠું. | મૂળ, પાંદડાં, અને ફૂલના જુદા જુદા અવયવનાં કર્તવ્ય. છોડનો ખોરાક અને છોડ વધવાની રીત. | પાંચમા ધોરણના અભ્યાસનું પુનરાવર્તન. છોડને વિશેષ ખોરાક આપવા માટે ખાતર. | કારબન અને તેનાં મુખ્ય નિરિન્દ્રિય મિશ્રણોના ગુણ. અધાતુ પદાર્થો. |
| ૭ મું. | ફૂલના છોડના મોટા વર્ગ અને અગત્યના પેટા વર્ગનાં લક્ષણ. ફૂલના છોડ સાથે લીલ અને ફર્ન નામના રોપાનો મુકાબલો. | પાક થવા સંબંધી, અને તે વધારે ઓછો અથવા સારો નબળો થાય તે સંબંધી મૂળતત્વો. | ધાતુઓ. વજન અને કદ પ્રમાણે સંયોગ, રસાયનિક ચિન્હ અને સંજ્ઞાઓનો ઉપયોગ. |

વિધાનાં મૂળતત્વ ચાલુ—

| ધોરણ | ક્રમ સાતમો, અવાજ, પ્રકાશ, ગરમી. | ક્રમ આઠમો, મેગ્નેટિઝમ (લોહચુંબકનો ગુણ), અને વિજળી. | ક્રમ નવમો, ગૃહવ્યવસ્થા (છોકરીઓ માટે). | ક્રમ દસમો, આરોગ્યતાના સંરક્ષણને અને વ્યવહારને સંબંધે સામાન્ય પદાર્થના પાઠ. |
|---|---|---|---|---|
| ૧ લું અને ૨ જું. | પદાર્થો વિષે ત્રીસ પાઠ, જેવા કે, ઘંટ, રણશિંગુ, સૂર્યપ્રકાશ, મૂળ રંગ, મિણબત્તી, દેવતા, ઊકળતું પાણી, લાલ તપાવેલો સળીઓ. | પદાર્થ વિષે ત્રીસ પાઠ, જેવા કે, ફરસો. | ખોરાકમાં વપરાતા પદાર્થો વિષે ત્રીસ પાઠ, જેવા કે, લોટ, શાક, ચાહા, બ્રુન, દૂધ, ફળ, મીઠું, માંસ | પ્રાણીઓની મુખ્ય જાતો તથા તેમની ટેવો વિષે અને સામાન્ય છોડ તથા તેમના ઊગવા વિષે ત્રીસ પાઠ. |
| ૩ જું. | એક જગાએથી બીજી જગાએ ગરમી જવાની ત્રણ રીત. | આકર્ષણ, પ્રતિસારણ, અને ધ્રુવાનુગમન. લોહચુંબક, હોકા યંત્ર. | પોશાકમાં અને લુગડાં ધોવામાં વપરાતા પદાર્થ, જેવા કે, રેશમ, ઊન, શણ, રૂ, પીછાં, ચામડું, ધોવાના પદાર્થ. | સામાન્ય નિરિન્દ્રિય પદાર્થ અને તેમના ગુણ. |

| | | | | |
|---|---|---|---|---|
| ૪ થું. | નક્કર, પ્રવાહી, અને વાયુરૂપી પદાર્થોપર ગરમીની અસર, ગરમીથી ફૂલવું. ઉષ્ણતા માપક યંત્ર. | લાખ અને કાચ ઘસીને હલકા પદાર્થનું આકર્ષણ. બે જાતની વિજળી બાબત પ્રયોગો. આકર્ષણ, પ્રતિસારણ. | ખોરાક: તેના ઘટકાવયવો. પોષાક. ધોવું. | સામાન્ય વ્યવહાર અને ઉદ્યોગોને લગતા સાદા યાંત્રિક નિયમો. પ્રવાહી અને વાયુરૂપી પદાર્થોનું દબાણ. |
| ૫ મું. | પ્રકાશનો પ્રસાર, અતિશય પ્રકાશ, છાંયો, પરાવર્તન, આરસીઓ, પતન, દફ્કાચ. | સોનાના વરખનો ઇલેક્ટ્રોસ્કોપ. ઇલેક્ટ્રોફોરસ, વિદ્યુતનાં યંત્ર, અને લેડન જારની બનાવટ. | ખોરાક. પીવાના પદાર્થ. તેમના ગુણ, કામ, અને પૌષ્ટિક શક્તિ. ચામડી. શરીરની સ્વચ્છતા. | સામાન્ય વ્યવહાર અને ઉદ્યોગોને લગતા સાદા રસાયની નિયમો. |
| ૬ ઠું. | સૂક્ષ્મદર્શકયંત્ર, કેમેરા ઓબ્સ્કયુરા (છબી પાડવાનું યંત્ર), અને જાદુવી ફાનસની સ્હેલી સમજ. પતન અને પરાવર્તન કરનાર દુર્બિન. | વોલ્ટેઇક બેટરી. વિદ્યુત પ્રવાહ. પ્રવાહની લોહચુંબક જેવી અસર. ગેલ્વેનોમીટર. વિજળિક લોહચુંબક. | ખોરાક, તેની બનાવટ અને પાકશાસ્ત્ર. ઘર, તેની સ્વચ્છતા, હવા, ગરમી. | આરોગ્યતા અને મહેનતના સંબંધમાં ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રનાં મૂળતત્વ. |
| ૭ મું | અવાજનો પ્રસાર. ધ્રુજવાની, અને મોજાની સાદી સમજ. અવાજનું પરાવર્તન. પડઘા. | પૃથ્વીનું મેગ્નેટિઝમ. વિદ્યુત પ્રવાહની રસાયનિક અસર. ઇલેક્ટ્રો લાઇસિસ. વિજળિક તાર. | ખોરાક, સાદી ખોરાકની ચીજો, આરોગ્યતાના નિયમ. સાધારણ રોગ અને તેના ઉપાય. માંદા આદમીના ઓરડાની વ્યવસ્થા. | વિદ્યાનાં વ્યવહારિક ઉપયોગનાં જાણીતાં દ્રષ્ટાંત—ઘર, કાપડ, પોષાક, ખોરાક, અજવાળું અને ગરમી પેદા કરવી, વગેરે. |

# પ્રાણી વર્ણન.

(આગ્રુ પૃષ્ઠ ૨૫૧ થી.)

## ધ્રુવ રીંછ.

વર્ગઃ-કરોડવાળાં. જાતઃ-સ્તનવાળાં. પ્રકારઃ-માંસાહારી.

૧. આ જાતનાં રીંછ પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ ધ્રુવ આગળનાજ પ્રદેશોમાં થાયછે તેથી તેને ધ્રુવ રીંછ કહેછે. તે નવ ફૂટ લાંબાં અને ચાર ફૂટ ઉંચાં થાયછે. તેના શરીરપર જાડાં રૂપેરી ધોળાં રૂવાં હોય છે, તથા તેમાં પીળા રંગની છાંટ હોય છે. શરીરના પ્રમાણમાં તેનું માથું નાનું, નાક અણીદાર અને કાન નાના હોય છે. તેની ગરદન લાંબી અને ઘણી મજબૂત છે.

૨. તેનું શરીર ભારે અને કદાવર છે. બીજી જાતનાં રીંછ કરતાં એના પગ લાંબા છે. (ભૂરા રંગના રીંછનું ચિત્ર આના ચિત્ર સાથે સરખાવવું). તેના પગનો પંજો નરમ અને ગોળ હોય છે. તેના દરેક પગે પાંચ આંગળાં અને આંગળાંને છેડે જરાક વળેલા મજબૂત કાળા નહોર હોય છે. બિલાડીની પેઠે આ નહોર અંદરની બાજૂએ વાળી દેવાતા નથી. પગને તળીએ પણ શરીરના જેવાં રૂવાં હોય છે તેથી તેના પગ ગરમ રહેછે અને તે બરફપર ચાલતાં લપસી જતું નથી.

૩. ધ્રુવ રીંછ જમીનપર તેમજ પાણીમાં રહી શકે છે. તેને સારીરીતે તરતાં આવડે છે, તેથી પાણીમાં ડૂબકી મારી માછલીઓ ઝડપથી પકડે છે. તેનો મુખ્ય ખોરાક સાધારણ માછલાં, સીલમાછલીઓ, અને મુવેલાં વ્હેલ છે. ખોરાક સહેલાઈથી મળતો નથી તેથી તેનામાં સહન શક્તિ વધારે હોય છે. તે ઘણા વખત સુધી બરફપર પડી રહે છે. લાવેલો ખોરાક પણ સાંજ બેશીને ખાય છે, તેથી શીતકટિબંધની હવામાં એકાએક થતા ફેરફારોની અસર તેને વધારે લાગેછે.

૪. દરીઆ કિનારે બરફપર તે ઊંઘી જાયછે. ઘણી વખત બરફના કકડા છૂટા પડી પાણીમાં ઘણે દૂર ઘસડાઈ જાયછે ત્યારે નિરૂપાયે તે પણ તેની સાથે ઘસડાય છે. કિનારેથી દરીઆમાં બસો માઇલ છેટે ઘસડાઈ ગયેલા બરફના કકડાપર આવાં રીંછ જોવામાં આવ્યાના સંખ્યાબંધ દાખલા મળી આવ છે.

૫. રીંછણુ શિયાળામાં બરફની અંદર પોતાની બોડ ખોદે છે અને વગર ખાધે પીધે ત્યાં આખી ઋતુ ઊંઘી જાય છે. વસંત ઋતુમાં જાગે છે, તે વખતે તે વિહાય છે. ઘણું કરીને દર વેતરે બે બચ્ચાં જણેછે. તે બચ્ચાંની બહુ સંભાળ રાખે છે. તેવામાં જો કોઈ પ્રાણી તેની નજરે ચઢ્યું તો વિકરાળપણે તેના પર હુમલો કરેછે. દુઃખ પડે ત્યારે તે એકદમ મરી જતી નથી. લઢાઈમાં ગમે તેટલા ઝખમ પડે તોપણ મરતા સુધી લડેછે. રીંછ (નર) શિયાળામાં સુષુપ્ત થતો નથી. તેતો હમેશની માફક સખત મહેનતમાં પોતાનો વખત ગાળે છે. ધ્રુવરીંછનાં રૂવાંનાં કપડાં અને ઊનના જેવાં જાડાં લુગડાં બને છે.

ટીકા—એશિયાખંડમાં ઉપર બતાવેલાં રીંછ ઉપરાંત મલાયી રીંછ અને હિંદી રીંછ પણ થાય છે. હિંદી રીંછ હિમાલય, આબુ, મહાબળેશ્વર, મહીસૂર, વગેરે ઠેકાણે પહાડી અને જંગલોવાળા ભાગોમાં થાય છે. તેનું મોઢું લાંબું અને આખે ડિલે લાંબા જાડા કાળા વાળ હોય છે. એના પંજા માણસની આંગળીના જેવડા મોટા છે. હિંદી રીંછ ભોંય ખોદી તેમાંથી ઉધવડાં, ઉધાઈ, અને જંગલી વંદાને ખાઈ જાય છે. ગળપણ તેને બહુ ભાવે છે. ઝાડપર બાંધેલા મધપૂડા શોધી શોધીને ખાય છે. તે શેરડી, ખડબૂચ, ટેટી, અને મહુડાં બહુ ખાય છે.

---

# ફ્રિચનાં ભાષણોનો સાર.

( ચાલુ પાને ૧૪૫ થી. )

હવે અંકગણિત શિખવવાની પદ્ધતિનો વિચાર કરીએ.

અંકગણિતમાં જે બાબતો કૃત્રિમ અને મનસ્વીછે, તથા જે બાબતો સંખ્યાના ગુણપર આધાર રાખનારી અને નિત્ય સિદ્ધછે તે સ્પષ્ટ જૂદી પાડી બતાવવી. દાખલા તરીકે, આપણી સંખ્યાનો પાયો દસનો લીધો છે, પરંતુ તે વિના બીજો નજ લેવાય એમ નથી. દસને બદલે આઠ અથવા બારનો પાયો લઈ શકાય, પણ દસના પાયા જેટલી તેથી સગવડ પડે નહીં. તેમજ સંખ્યાના જમણી તરફના કરતાં ડાબી તરફના અંકની કિંમત દસ દસ ગણી ચઢતી જાયછે અને એ રીતે અંકના સ્થળ

ઉપરથી તેની કિંમત સમજાય છે. ૬૨૫ લખીએ છીએ એમાં ૬ શતક, ૨ દશક, વગેરે દરેક અંકના સ્થળ ઉપરથી તેની કિંમત જણાય છે. આ રીત પણ કૃત્રિમજ છે. રોમન લોક એ સંખ્યા આ રીતે લખતા—DCXXV. આ રીતે અંક માંડી દાખલો કરવાનું અવઘડ ભરેલું છે અને આપણી રીત સરળ છે એ મુકાબલાથી સમજાવવું. વળી આપણાં માપ તોલનાં કોષ્ટકો પણ કૃત્રિમ છે તે યોગ્ય સમયે સમજાવવું અને તેનો ફ્રેન્ચ લોકમાં ચાલતી દશક ગુણવાળી અથવા કોઈ અન્ય ધોરણની રીત સાથે મુકાબલો કરી બતાવવો. ટૂંકામાં અંકગણિતમાં જ્યાં જ્યાં મનસ્વી અને કૃત્રિમ રીતો જોવામાં આવે ત્યાં તેમનો તેવી બીજી સંભવિત રીતો સાથે મુકાબલો કરી પ્રત્યેકનું કૃત્રિમપણું ખુલ્લું કરી બતાવવું.

અંકગણિતનો આરંભ કરતાંજ આપણી સંખ્યાનો દસનો પાયો છે તે સમજાવવા એકમ દશક વગેરેનાં સ્થળની સમજ આપવી પડે છે, તેમજ શૂન્યનો અર્થ સમજાવવાની જરૂર પડેછે. આ પ્રસંગે દૃશ્ય પદાર્થની મદદ લેવાથી ઝટ સમજ પડે છે. ફ્રાન્સના એક બુદ્ધિમાન વિદ્વાને બાળકોને પરિમાણ વગેરેની સ્પષ્ટ સમજણ આપવાને નીચેની યુક્તિ સૂચવી છે.




ઉપરની આકૃતિમાં સૌથી જમણી તરફ ૬ લખોટા અથવા કાંકરા મૂકેલા છે તે એકમ સંજ્ઞા ૬ બતાવે છે. તેની ડાબી બાજૂએ દરેકમાં દશ દશ લખોટા ભરેલી એવી સાત કોથળીઓ છે તે દશક સંજ્ઞા ૭ દર્શાવે છે. એ કોથળીઓની ડાબી તરફ પાંચ પેટીઓ છે તે દરેકમાં દશકવાળી દશ દશ કોથળીઓ છે તેથી ૫ શતક સમજાય છે. એ પેટીઓની ડાબી

બાજૂએ ૩ ટોપલીઓ છે: દરેક ટોપલીમાં શતક દર્શક દશ દશ પેટીઓ ભરેલી છે તેથી તે ૩ હજારની સંજ્ઞા સૂચવે છે. ઉપર પ્રમાણે ટોપલી, પેટી, કોથળી, અને છૂટા લખોટાવડે ૩૫૭૬ એ સંખ્યાનો અર્થ સમજાવી શકાય છે.

આકૃતિ ગોઠવતાં જે જગા ખાલી રહેશે ત્યાં સંખ્યા માંડવામાં શૂન્ય મૂકાશે તેથી શૂન્યની કિંમત સમજાશે. જેમકે ૩૦૭૬ સંખ્યા હોતતો ઉપરની આકૃતિમાં શતકની એક પણ પેટી ન આવતાં તે જગા ખાલી રહેત.

અધૂરૂં.

---

# વાળ ગીત.

## બાળ ખેલ—વાછડી.

આવ્યો આવ્યો તે કળિયુગ આજ ખરે. એ રાગ (બાળલગ્નબત્રીશી).

આવો [1]આવો અહીં ગોઠીઆ ગાય પાસે;  
જોની [2]જોની આ વાછડી છે પાસે.  
ઊભી ઊભી તે વાછડી [3]આમ થઈને;  
મારે મારે તે ઠેકડા [4]ઝાપ દઈને.  
પગે [5]પગે તે ઝાંઝર [5]ઝમકે છે;  
કોટે [6]કોટે ને ઘુઘરા [6]ઘણકે છે.  
દોડી દોડી તે વાછડી ગાય પાસે;  
ઉંચી ઉંચી તે પૂછડી છે [7]વાંસે.  
[8]બોલે બોલે તે બેં બેં બેં જેવું,  
ધાવે ધાવે તે બચ્ચ બચ્ચ બચ્ચ કેવું.

જગજીવન કાળીદાસ પાઠક.

---

૧. પાસે બોલાવતા હોય એવી હાથવડે નિશાની કરે.  
૨. આંગળીથી બતાવે. ૩. વાછડીની પેઠે ઊભા રહે.  
૪. પછવાડેના બે પગે છલંગ મારે. ૫. એક હાથે પગ બતાવે ને પગ આગળ ઘુઘરો વગાડે.  
૬. એક હાથે ગળું બતાવે ને ગળા આગળ ઘુઘરો વગાડે.  
૭. પછવાડે હાથ ઉંચો રાખે.  
૮. માથું ઉંચું નીચું કરે.

# संख्याविषे पाठ.

## પગથીઉં ૧૭ મું. પાઠ ૭ મો.

(સાંધણ પાને ૨૪૬ થી.)

### પરચૂરણ દાખલા.

એક માણસે બે છોકરાંને પોણા બબ્બે જામફળ આપ્યાં; તો તેણે બધાં મળીને કેટલાં જામફળ આપ્યાં હશે?

બાળક દીઠ ૧$\frac{૧}{૩}$ જામફળ આપે તો છ બાળકને આપવાને બધાં મળીને કેટલાં જામફળ જોઈએ?

ચાર છોકરા વચ્ચે ૨ જામફળ આપેછે તો દરેકને ભાગે કેટલું આવશે? જવાબ. ૦॥

ત્રણ છોકરાં વચ્ચે ૨ જામફળ આપેછે; તેઓ તે સરખે ભાગે વહેંચી લેછે, તો દરેકને ભાગે કેટલું આવશે? જ. $\frac{૨}{૩}$

૭ છોકરાં વચ્ચે ૩, ચાર છોકરાં વચ્ચે ૩, અને આઠ છોકરાં વચ્ચે ૪ જામફળ આપવામાં આવે તો દરેકને ભાગે કેટલું આવશે?

એક છોકરાને ૧॥ પાનાં લખવાનું કહ્યું છે. તેણે ૦॥ પાનું લખ્યું છે; તો તેને હજી કેટલાં પાનાં લખવાનાં બાકી રહ્યાં છે? જ. ૧

તેને ૩॥ પાનાં લખવાનાં કહ્યાં છે અને તેણે ૧॥ પાનું લખ્યુછે; તો તેને કેટલાં પાનાં લખવાનાં બાકી રહ્યાંછે? તેને ૨॥ પાનાં લખવાનાં કહ્યાં છે અને તેણે ૧॥ પાનું લખ્યું છે, તો તેને કેટલાં પાનાં લખવાનાં બાકી રહ્યાં છે?

એક છોકરો ૩ શેર જામફળ લાવ્યો હતો તેમાંથી તેણે ૧॥ શેર ખાધાં, તો તેની પાસે હવે કેટલાં રહ્યાં?

હું દરરોજ સવારે દોઢ દોઢ કલાક કામ કરૂંછું; તો ૨, ૩, ૪, ૫, અથવા ૬ દિવસમાં થઈ એકંદર કેટલા કલાક કામ કરીશ?

હું રોજ પોણા ચચ્ચાર કલાક કામ કરૂંછું, તો ૨, ૩, અથવા ૪ દિવસમાં થઈ એકંદર કેટલા કલાક કામ કરીશ?

૨, ૨॥, અને ૧॥ કલાક મળીને કેટલા કલાક થાય?

નીચેનાં મનોયત્ન ધડીઆળની મદદથી કરાવવાં, અથવા ઘડી-

આળને નુકસાન થવાનો સંભવ લાગે તો તેને બદલે જાડા કાગળપર ઘડીઆળનો ચંદો કાઢી તેને ફરે તેવા કાંટા લગાડી તેનો ઉપયોગ કરાવવો.

તારો નાનો સોબતી ૩।। વાગે આવવાનો છે. હમણાં ૨। (સવા બે) વાગ્યા છે; તો તારે કેટલીવાર ખોટી થવું પડશે?

તારા પિતા ૧૨।। વાગે આવવાના હતા અને હમણાં ૨।।। વાગ્યા છે; તો ઠરાવેલા વખત કરતાં કેટલું મોડું થયું?

દહાડો ૨૪ કલાકનો હોયછે તેમાંથી તું ૯।। કલાક ઊંઘેછે તો કેટલા કલાક જાગતો હઈશ? જો ૧૦।। અથવા ૧૦।।। કલાક ઊંઘે તો કેટલા કલાક જાગે?

કાર્તિક માસમાં સૂર્ય ૬। વાગે ઊગેછે અને ૫।।। વાગે આથમેછે; તો કેટલા કલાકનો દહાડો અને કેટલા કલાકની રાત?

વર્ષના જૂદા જૂદા મહિનાનું દિનમાન ને રાત્રિમાન નીચેના દાખલા ઉપરથી કઢાવવું:—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| માગશર | માસમાં | સૂર્ય | ૬।। | વાગે | ઊગેછે | અને | ૫।। | વાગે | આથમે | છે. |
| માહ | ,, | ,, | ૬। | ,, | ,, | ,, | ૫।।। | ,, | ,, | ,, |
| ફાગણ | ,, | ,, | ૬ | ,, | ,, | ,, | ૬ | ,, | ,, | ,, |
| ચૈત્ર | ,, | ,, | ૫।।। | ,, | ,, | ,, | ૬। | ,, | ,, | ,, |
| વૈશાખ | ,, | ,, | ૫।। | ,, | ,, | ,, | ૬।। | ,, | ,, | ,, |
| અષાડ | ,, | ,, | ૫।।। | ,, | ,, | ,, | ૬। | ,, | ,, | ,, |
| ભાદરવો | ,, | ,, | ૬ | ,, | ,, | ,, | ૫।।। | ,, | ,, | ,, |
| આસો | ,, | ,, | ૬।। | ,, | ,, | ,, | ૫।। | ,, | ,, | ,, |

જો હાલ તારી ઉમ્મર ૫। (સવા પાંચ) વર્ષની હોય તો કેટલી મુદત પછી તને ૮ મું વર્ષ પૂરૂં થશે?

જો હાલ તારી ઉમ્મર ૭।। વર્ષની હોયતો કેટલી મુદતમાં તને ૯ વર્ષ પૂરાં થશે?

હાલ, તારી ઉમ્મર ૭।।। વર્ષની છે અને તારા સોબતીની ઉમ્મર ૮। વર્ષની છે; તો તારા કરતાં તે કેટલો મોટો છે?

તું ૧ાાં હાથ ઉંચો છે અને તારો ભાઈ ૨ હાથ ઉંચો છે; તો તારા કરતાં તે કેટલો ઉંચો છે?

તું ૧ાા હાથ ઉંચો છે અને તારો ભાઈ ૨ા હાથ ઉંચો છે, તો તે તારાથી કેટલો ઉંચો?

આના જેવા પુષ્કળ પ્રશ્નો પૂછવા. જુદી જુદી જગાને અનુકૂળ પડે તેવા જુદા જુદા સવાલ પૂછવાની તક જવા દેવી નહિ.

---

## સ્થળવિષે પાઠ.

૩ જું પગથીઉં. પાઠ ૩ જો.

( સાંધણુ પાને ૨૪૮ થી. )

શિક્ષકે બાળકોને પૂછવું કે પૃથ્વીના કયા કયા ભાગ થયેલા છે?

તમે જમીનમાં શો તફાવત કહી ગયા છો?

ત્યારપછી તેમને નમુનો અથવા ચિત્ર બતાવવું, અને ડુંગર કયા અને પર્વત કયા તે નક્કી કરાવવું.

પછી શિક્ષકે પર્વત તરફ તેમનું લક્ષ ખેંચીને તેના ભાગ શોધી કઢાવવા.

કયા ભાગ આગળ આપણે પહેલા આવીએ છીએ?

તળેટી આગળ.

આ પર્વતની તળેટીની આસપાસ તારી આંગળી ફેરવ.

બધા સાથે બોલોઃ—પર્વતના છેક નીચલા ભાગને તળેટી કહેછે.

તમારા પગ બતાવો.

તે શા કામમાં આવેછે?

ઊભા રહેવાના કામમાં.

શરીરના નીચલા ભાગને પગ કહેછે.

મેજ શેના ઉપર ઊભો રહેછે?

પાયા ઉપર.

મેજના નીચલા ભાગને પાયા કહેછે.

ઘર શેના ઉપર ઊભું રહેછે?

પાયા ઉપર.

પર્વત શેના ઉપર ઊભો રહેછે ?

તળેટી ઉપર.

ડુંગર અથવા પર્વતની તળેટી બતાવો.

ક્યાંથી ડુંગર ઉપર ચઢવા માંડશો ?

તળેટી આગળથી.

હવે કોઈ બીજો ભાગ બતાવો.

ટોચ બતાવે છે.

આને શિખર કહેછે.

પર્વતના કયા ભાગને તમે શિખર કહેશો ?

છેક ઉંચા ભાગને.

નજરે જોઈને કોઈ બીજો ભાગ બતાવો.

શિખર અને તળેટી વચ્ચેનો ભાગ.

આને પર્વતની બાજૂઓ કહેછે.

પર્વતના શિખર ઉપરથી જુઓ તો બાજૂઓ કેવી દેખાય ?

નીચલી તરફ ઢળતી દેખાય.

તળેટીથી તેમની તરફ જુઓ તો તે કેવી દેખાય ?

ઉપલી તરફ ઢળતી *દેખાય.

પછી છોકરાંએ પર્વતના ભાગ સાથે બોલી જવા અને તે કેવા અને ક્યાં છે તે કહી જવું. પછી જાણે છોકરા પર્વત ઉપર ચઢતા હોય તેમ કલ્પી તેમને સવાલ પૂછવા. પહેલાં હમે પર્વતની તળેટીએ આવ્યા; પછી કેટલીક મુશ્કેલીથી બાજૂ ઉપર ચઢવા માંડ્યું; છેવટે હમે શિખરપર આવી પહોચ્યા. ત્યાં તાજો પવન વાતો હતો અને ચારે તરફ ઘણે દૂર દેખાતું હતું. થાક ખાધા પછી હમે પાછા ફર્યા, અને બાજૂએ ઉતર્યા. ઉપર ચઢયા તેના કરતાં ઘણી સહેલાઈથી અને ઝડપથી નીચે ઉતરાયું અને છેવટે તળેટીએ આવી પહોચ્યા.

---

* આ ઘણું સહેલું અને સાદું છે અને શિક્ષકને કદાચ કંટાળા ભરેલું અને વગર જરૂરનું જણાશે; પણ આવા શિક્ષણ વિના શિખવવાની વસ્તુનો બાળકના મનમાં ખરેખરો ચિતાર આવતો નથી.

## જૂની ગુજરાતી—गद्य कथा संग्रह.

(સાંધણ પુ. ૩૨ ના પૃ. ૨૫૬ થી.)

ताहां इम न परख्यूं 'आ ताहारु' के 'आ माहारो'। एहवूं कही ब्राह्मणनि अन्नसामग्री आपी ते त्रेहणिय जम्या। पछि ब्राह्मण आज्ञा मागी नि घिरि गयो। पछि जोगेन्द्रइ विचार्यूं। जोईइ। बेहू माहि मूर्ख कोण अनि बुद्धिवंत कोण। एहवूं विचारी बेहूनूं पारखूं जोवा नि बेहूने जूजूआ ठाहारना घडा भरवा मोकल्या। कह्यूं जे ठाहारना घडा भरी आवो। हरिदास छि ते ठाहारनां घडा भरवा गयो पण भराइ नही। पछि एक बुद्धि करी। वस्त्र [1]ऊब्यूं हतूं ते लेई त्रिण ऊपिरि फेरवी नि घडा माहि नीचोयूं[2]। इम विं च्यार वार नीचोयूं। घडो [*]परिपूर्ण करी नि योगींद्र कन्हि आव्यो।.... देवदास गयो ते एक तृण तूंट ते बिंदु घडा माहि मूंकि। तेटलि ते सुकाई जाइ। इम करतां कांई ठार न भराइ। पछि पाछो ठालो गोर[3] कन्हि आव्यो। गुरि जाण्यूं जे एह मूर्ख। पछि हरिदासनि[6] शास्त्र सर्व भणाव्यां[*]। शणीआं [*]खीरोदक पिहिरवा आप्यां। दिन प्रति मोगरेलि मर्दन करावि। पछि जे हरिदासनि आपणी विद्या शीखवी तेहनि दिन प्रति भस्मि शरीर चोली। जटा वधारी....तेहनि पोतानी विद्या सघली शीखवी। [*]क्षपणक

१ પાયા ઉપર. ?[illegible] ઉપર. ૨ નીચોવ્યું. ૩ ગુરૂ.

[illegible]. ૬ અભ્યાસ તેહનિ.

माहि[1] हाथी थाइ । लगारेक ×घोडो थाइ । पोपट थाइ । एहवी गुह्य विद्या सघली शीखवी । पछि केटलेएक दाहाडे ब्राह्मणिं विचार्यूं जे माहारा पुत्रनि लेई आवूं । ते साहां आव्यो तो ते मढी भूलो । तेहलि हरिदास †फूल वीणवा नीकल्यो छि तेणि ते दीठो । ते ब्राह्मणि पूछयूं । आहां जोगीनु आश्रम *क्याहां छि । ते जोगीइ[2] ताहारि शूं कांम छि । ते ब्राह्मण बोल्यो । माहारा पुत्रनि लेवा आव्यो छूं । तेणि जोगीइ पूछयूं । तूं मूहूनि ओलखि छि । ते ब्राह्मण बोल्यो । हूं नथी ओलखतो । पछि तेणि *ओलखाव्यु । हूं ताहारो लघु पुत्र । हरिदास माहारूं नाम । ओ पेली मढीनूं बारणूं । पण तूं मूहूनि लेजे । मझ माहि विद्या घणी छि ते तह्मनि देखाडूं । तह्मे बीहीशो मां । ते हरिदास लगारेक माहि वाघ थयो । वली हाथी थयो । वली मोर थयो । एहवी विद्या देखाडी- नि जेहवो हूतो तेहवो थयो । पछि ते-ब्राह्मण प्रति बोल्यु । तूं मूहूनि ज लेजे । बीजूं ते दिगंबर[3] इम कहिशि । जे आतो मूर्ख छि । आ तो सर्व शास्त्र भण्यो छि । वेहूनि ऊभा राखि साहारि तूं इम किहि जे मूहूनि आ आपो । ए मूर्खनि कोण पालि । मूर्खनि बाप पालि । एहवी शीखामण देई नि ब्राह्मण मढीइ मोकल्यो । ब्राह्मण साहां आव्यो । जोगीइ मान महत्त्व[4] दीधूं । अन्नसामग्री[5]

---

१. વચ્ચે વચ્ચે વખતે વખતે ૨ તે લોકો સાથે. ૩ જૈન જતી. ૪ માન તથા મોટાઈ. ૫ સીધું.

---

× અસલ ઘોડા. † અસલ ન્યરીં. *અસલ क्याहा, आहा, स्याहा વગેરે શબ્દમાં ઘણું કરીને અનુસ્વાર હોય છે, કોઈ વખત નથી પણ હોતું. *અસલ ओलखाव्युं.

## જૂની ગુજરાતી—गद्य कथा संग्रह.

(સાંધણ પુ. ૩૨ ના પૃ. ૨૫૬ થી.)

ताहां इम न परख्यूं 'आ ताहारु' के 'आ माहारो'। एहवूं कही ब्राह्मणनि अन्नसामग्री आपी ते ब्रहीण्य जम्या । पछि ब्राह्मण आज्ञा मागी नि घिरि गयो । पछि जोगेन्द्रइ विचार्यूं । जोईइ । बेहू माहि मूर्ख कोण अनि बुद्धिवंत कोण । एहवूं विचारी बेहूनूं पारखूं जोवा नि बेहूने जूजूआ ठाहारना घडा भरवा मोकल्या । कह्यूं जे ठाहारना घडा भरी आवो । हरिदास छि ते ठाहारना घडा भरवा गयो पण भराइ नही । पछि एक बुद्धि करी । वस्त्र ऊन्यूं हतुं ते लेई त्रिण ऊपिरि फेरवी नि घडा माहि नीचोयूं । इम विं च्यार वार नीचोयूं । घडो परिपूर्ण करी नि योगींद्र कन्हि आव्यो । .... देवदास गयो ते एक तृण तूटि ते बिंदु घडा माहि मूंकि । तेटालि ते सूकाई जाइ । इम करतां

# ભૂમિતિ વિષે ખુલાસો.

( સાંધણ પૃષ્ઠ ૨૧૫ થી. )

પ્રતિજ્ઞા ૩૯ મી. એ પ્રતિજ્ઞાની સાહાય્યથી નીચે આપેલું ઉપયોગી અનુમાન સિદ્ધ થાય છે.

કોઈ પણ ત્રિકોણની બે બાજૂઓને દુભાગનારી લીટી ત્રીજી બાજૂને સમાંતર છે.

સાહાય્ય. સ્વીકૃત પક્ષ ૧ લો બેવાર.
૩૮ મી પ્રતિજ્ઞા બેવાર.
પ્રત્યક્ષ પ્રમાણ ૧ લું.
૩૯ મી પ્રતિજ્ઞા.

ત્રીજી બાજૂ દુભાગી ઉપલા અનુમાનની સાહાય્યથી નીચેનું બીજું અનુમાન સિદ્ધ થઈ શકે છે.

કોઈ પણ ત્રિકોણની બે બાજૂઓને દુભાગનારી લીટી ત્રીજી બાજૂની અર્ધ છે.

સાહાય્ય. સ્વીકૃત પક્ષ ૧ લો.
ઉપર કહેલું અનુમાન.
૩૪ મી પ્રતિજ્ઞા.

એ બે અનુમાનો નીચે પ્રમાણે એકત્ર થઈ શકે છે.

કોઈ પણ ત્રિકોણની બે બાજૂઓને દુભાગનારી લીટી ત્રીજીને સમાંતર છે અને તેની અર્ધ છે.

આ અનુમાન ૩૯ મી પ્રતિજ્ઞાની મદદ વગર પણ પુરવાર થઈ શકે છે. દુભાગનારી લીટીને એક બાજૂએ વધારી વધારેલો ભાગ તેની બરાબર કરો અને તેનો છેડો તથા તેજ તરફનો પાયાનો છેડો સાંધો. મુખ્ય સાહાય્ય ૪ થી તથા ૩૩ મી પ્રતિજ્ઞાની.

આ અનુમાનની સિદ્ધતા ઉપરથી (પહેલી રીત પ્રમાણે) સ્પષ્ટ જણાશે કે કહેલા ત્રિકોણના ચાર સરખા ભાગ થઈ જાય છે. માટે જો કોઈ પણ ત્રિકોણના ચાર સરખા ભાગ કરવા હોય તો ત્રણે બાજૂનાં મધ્ય બિંદુઓને સાંધવાં.

એકજ પાયા ઉપર અને તેની એકજ બાજૂએ અનેક સરખા

ત્રિકોણ થઈ શકે છે. એ બધાનાં શિરોબિંદુ સાંધવાથી જે લીટી બનશે તે પાયાને સમાંતર છે એમ ૩૯ મી પ્રતિજ્ઞાવડે તત્કાળ સિદ્ધ થઈ શકશે. બબ્બે ત્રિકોણ લઈ શિરોબિંદુ સાંધવાં.

એ ઉપરથી નીચેનું કૃત્ય ૩૭ મીની સાહાય્યથી બની શકે છે.

"એક એવી લીટી દોરો કે તેમાંનું કોઈ પણ બિંદુ એક કહેલા ત્રિકોણના પાયાના બે છેડા સાથે સાંધીએ તો જે નવા ત્રિકોણ થાય તે આપેલા ત્રિકોણની બરાબર થાય."

માત્ર કહેલા ત્રિકોણના શિરોબિંદુની આરપાર પાયાને સમાંતર લીટી દોરો એટલે તે માગેલી લીટી થશે.

જ્યારે બે ત્રિકોણ બરાબર પાયા ઉપર હોય પણ તેમનું શિરોબિંદુ એકજ હોય તો તેઓ એકજ સમાંતર લીટીઓની વચ્ચે છે એ ખુલ્લું છે.

જ્યારે બે ત્રિકોણ એકજ સમાંતર લીટીઓની વચ્ચે હોય ત્યારે તેમની ઉંચાઈ સરખી છે એ પણ ખુલ્લુંજ છે.

એ ઉપરથી ૩૯ મી પ્રતિજ્ઞા નીચેના રૂપમાં મૂકી શકાય.

"એકજ પાયા ઉપર અને તેની એકજ બાજૂએ બરાબર ત્રિકોણ હોય, તો તેઓની ઉંચાઇ સરખી છે."

**૪૦ મી.** આ પ્રતિજ્ઞા સુલટી રીતે પણ સિદ્ધ થઈ શકે છે.

બેમાંથી એક ત્રિકોણના શિરોબિંદુને બીજા ત્રિકોણના પાયાના છેડા જોડે સાંધો. આ નવો થયલો ત્રિકોણ તથા પ્રથમનો ત્રિકોણ બરાબર પાયા ઉપર છે અને એકજ સમાંતર લીટીઓની વચ્ચે છે માટે તેઓ (પ્રતિ. ૩૮ મી) બરાબર છે અને તેથી એ નવો ત્રિકોણ તેજ પાયા ઉપરના પ્રથમના બીજા ત્રિકોણ (પ્રત્યક્ષ પ્ર. ૧ લું) ની બરાબર છે, અને એ બે ત્રિકોણો એકજ પાયા ઉપર અને સરખા છે માટે (પ્રતિ. ૩૯ મી) તેઓ એકજ સમાંતર લીટીઓની વચ્ચે છે.

(અપૂર્ણ.)

ગોધરા.
૨-૯-૯૩.

કરમઅલી રહીમ નાનજીઆણી.
ડે. એ. ઇન્સ્પેક્ટર, પંચમહાલ-રેવાકાંઠા.

# ચર્ચાપત્ર.

૧. માણેકલાલ લલુભાઈ.—

૧. વાંચનમાળાની સાતમી ચોપડીના ૨૧૭ મા પાઠમાં માલિની છંદમાં "બહુ બહુ ઉપમાથી" એવા શબ્દ હતા ત્યાં "બહુ ઉપમા" થી છે તે વ્યાજબી છે? નવી આવૃત્તિમાં એવો સુધારો થયેલો છે. તો તે છંદનું માપ બરોબર છે કે નહિ?

## વાંચનમાળાની છઠ્ઠી ચોપડી.

૨. પાઠ ૧૪ મો. મથાળે મમરસ્થાન છે અને પાઠમાં મર્મસ્થાન છે. તો બે શબ્દો વપરાતા હશે? બીજો વિધાતા શબ્દ છે, ને પાઠના સંબંધમાં પણ વિધાતાના લેખ છે એમ કહેલું છે. પણ વિધાતાનો અર્થ તો બ્રહ્મા થાય છે. અને લેખ લખવા બ્રહ્મા આવતા નથી, પણ દેવી આવે છે એવું લોકો કહેછે. તો विधात्रा બ્રહ્માણી થાય છે. તો विधाता શબ્દ ખરો કે विधात्रा ને સુધારવો જોઈએ કે નહિ?

૩. પાઠ ૪૫ મો. અવગુણ વિષે કવિતામાં—"દેશ નહિ લવલેશ તો, વેશ નભે હમેશ." ભાવાર્થ. દેશ લગારે નહિ ને વેશ હમેશાં નભે. જો દેશ ન હોય તો વેશ હમેશાં શી રીતે નભતો હશે? ત્યાં 'ન નભે' ન જોઈએ વારૂ?

૪. પાઠ ૧૪૨. માણસ ઉપર વાનો પોણી આડત્રીસ ખાંડી ભાર થવો જોઈએ એમ છે. પણ બળવંતરામ મહાદેવ કૃત પદાર્થ વિજ્ઞાનમાં લખેછે કે—માણસનું કાઠું ૨૩૦૦ ચો. ઇચ છે, અને ચોરસ ઇચ ઉપર ૧૫ પૌન્ડનું દબાણ થાયછે, તો એ રીતે ગણતાં સાધારણ માણસ ઉપર વાનું દબાણ ૪૧।।। ખાંડીથી કંઈ વધારે થવું જોઈએ. પણ એમાં ઓછા છે તેનું કેમ હશે? શી રીતે ગણ્યું હશે?

## વાંચનમાળાની ચોથી ચોપડી.

૫. પાઠ ૩. મથાળે હરવું શબ્દ છે, પણ સંબંધમાં એકે ઠેકાણે નથી, તો તેનું શા મતલબથી ટાંચણ કરેલું હશે?

૬. પાઠ ૫૭. શબ્દમાં नीतिછે અને પાઠમાં नीति છે. આ બે શબ્દો વ્યવહારમાં એક તરીકે વપરાતા હશે વારૂ?

## ગણિત મોટું સાત આનાવાળું.

૭. પરચુરણ ૧૭મા હિસાબમાં કની પાસે અને ચના પૈસાની બાદ· બાકીના ૧ ૧/૨ જેટલા છે, તે રીતે ગણતાં હિસાબ આવતો નથી. તો જવાબમાં ભૂલ હશે કે શી રીતે, ને વ્યાજબી હોયતો રીત શી ? ૧ ૩/૪ જેટલા છે એમ ગણાય તો આવેછે; તો ખરૂં શું ?

૮. પરચુરણ ૬૦મો. ૫૦૦ની બાસુદીમાં ૧/૪ ફાયદો શી રીતે થયો વારૂ?

૯. પરચુરણ ૯૨મો. છેદમાં ૧ ખાંડી ૪૨ શેરછે તો ૪૨ શેર એ વ્યાજબી છે? અને એ રીતે ગણતાં જવાબ મળતો નથી. તો તેની કંઈ બીજી રીત હશે વારૂ ? ૪૨ શેરને બદલે ૩૨ શેર હોય તો જવાબ મળેછે તો તેનું કેમ ?

## હોપસાહેબ કૃત વ્યાકરણ.

૧૦. પૃ. ૧૩ મું. ટીપમાં કેટલાંક અવ્યય નામ તરીકે વપરાય છે. ત્યારે તેમને કેટલીક વિભક્તિઓ લાગેછે. જેમ ઉપરનો, ક્યારનો વગેરે દાખલા છે. જ્યારે આ નામ તરીકે વપરાય છે, ત્યારે તેમનું વ્યાકરણ નામ કહેવું કે અવ્યય ?

૧૧. અવ્યયની વ્યાખ્યાઃ—જે શબ્દના રૂપમાં કંઈ વધઘટ ન થતાં પોતાને રૂપે હમેશાં રહેછે તે. તો

તે માણસ તર્ફી ગયો.
તે માણસ તર્ફીથી ગયો.
તે માણસ પાસે ગયો.
તે માણસ પાસેથી ગયો.

આમાં તર્ફી અને પાસેને નામ કહેવું કે અવ્યય? જો અવ્યય હોયતો રૂપમાં કંઈ વધઘટ ન થવી જોઈએ; પણ આથી સંબંધ· માં પણ ફેર પડેછે, તો પાસે અને તર્ફી એ શબ્દોને અવ્યય કહીએ તો વ્યાખ્યા વ્યાજબી શી રીતે કહેવાય? તેમાં કંઈ ફેરફાર કરવાની જરૂરછે કે નહિ?

૧૨. ત્રીજી ચોપડીના પાઠ ૪૩ની કવિતામાં—

"ઘડ્યાં પાણીઆરાં રસોડાં રૂપાળાં,ચણ્યાં ઈંટથીને દીસેછે ચૂનાળાં."

એમાં ઘડ્યાંનો અર્થ શો હશે ? પાણીઆરાં, રસોડાંને શી રીતે ઘડતા હશે ?

ઘડ્યાં એટલે બનાવ્યાં એ અર્થ ન હોય તો બીજો શો અર્થ થતો હશે? તો તે પ્રમાણે સુધરતું જોઈએ કે નહિ? ને તેમ સુધારવાને શી હરકત છે?

ઉત્તર.—

૧. 'બહુ બહુ' જોઈએ.

૨. 'અમરસ્થાન' જોઈએ. ટાઇપની ભૂલ છે. વિધાતા ખરો શબ્દ છે.

૩. 'ન નમે' જોઈએ.

૪. માણસના શરીરપર વાતાવરણનું કેટલું દબાણ થાયછે તેનો આધાર તેના શરીરના કદ ઉપર છે. એક ચોરસ ઇંચના પૃષ્ઠપર દરીઆની સપાટીએ ૧૫ પૌંડનું દબાણ થાય છે. પુખ્ત ઉમ્મરના માણસના શરીરનું સરાસરી પૃષ્ઠ ફળ ૨૩૦૦ ચોરસ ઇંચ ગણાય છે તે હિસાબે તેના ઉપર સુમારે પંદર ટન એટલે ૪૩ ખાંડી દબાણ થાયછે. શરીરનું પૃષ્ઠફળ ઓછું વત્તું થાય તો દબાણમાં ફેર પડે. છઠ્ઠી ચોપડીમાં પૃષ્ઠ ફળ ૨૦૧૬ ચોરસ ઇંચ લીધેલું છે છતાં તેની અને પદાર્થવિજ્ઞાનની ગણતરીમાં વિરૂદ્ધતા નથી.

૫. આ પાઠમાં એનો સંબંધ નથી. ભૂલ થઈ હશે.

૬. 'નીતિ અને નીત' એક અર્થમાં વપરાતા નથી.

૭. ગણિતનો જવાબ મળતો આવવાને ૧ ટુ જોઈએ.

૮. જુઓ ખુશાલદાસ ગોકળદાસ કૃત અંકગણિતની સમજુતી પૃષ્ઠ ૮૪.

૯. બત્રીસ શેર જોઈએ.

૧૦. અવ્યય.

૧૧. બધા પ્રસંગ લાગતા નથી. થોડા લાગવાથી વ્યાખ્યાને બાધ આવતો નથી. એ શબ્દોના ઇતિહાસથી પ્રસંગો લાગવાનું કારણ સમજાશે.

૧૨ ઘડચો ને હામે ઘડાં (પાણીઆરામાં પાણી રાખી મૂકવાને દારેલાં નાનાં ઘડાં હોયછે તે) હોય તો ચાલે.

---

# ઈનામ.

ટ્રેનિંગ કૉલેજના કે ગુજરાતી નિશાળે જતા વિદ્યાર્થીઓને કૃપા કરી શાળાપત્ર દ્વારે જાણ કરશો કે જે કોઈ નીચેના બે દાખલા સૌથી ટૂંકી રીતે અક્ષર ગણિત કે દશરાશિની સાહાય્ય વગર નીચે સદી

કરનાર પ્રત્યે લખી મોકલશે તેને રૂ૧) એક ઈનામ આપવામાં આવશે અને તેની મોકલેલી રીત જો આપને હરકત નહિ હશે તો તેના નામ સહિત શાળાપત્રમાં છપાવવામાં આવશે. જવાબ તા. ૧૫ મી નવેંબર અંદર આવવો જોઈએ.

(૧) એક છોકરાની ઉમ્મર ૪ વરસની હતી ત્યારે તેના બાપની ઉમ્મર ૩૨ વરસની હતી, તો કેટલાં વરસ પછી બાપની ઉમ્મર છોકરાની ઉમ્મર કરતાં ત્રણ ગણી થશે ?

(૨) ૬૦ દિવસની બોલી કરીને એક માણસને મજૂર રાખ્યો. જે દિવસે તે કામ ઉપર આવે તે દિવસે તેને છ આના મળેછે, અને જે દિવસે ન આવે તે દિવસે ઉલટા ત્રણ આના દંડ થાય છે. ૬૦ દહાડા પૂરા થયા, ત્યારે એને રૂ૪ાા મળ્યા; તો એ કેટલા દિવસ કામ ઉપર આવ્યો હશે ?

તાજા કલમ.

આ દાખલામાં ગેરહાજર કેટલા દહાડા રહ્યો તે ઉપરથી હાજર દહાડા કાઢવાના નથી પણ એકદમ આટલા દહાડા કામ ઉપર આવ્યો એમ જવાબ લાવવો જોઈએ.

ગોધરા. કરમઅલી રહીમ નાનજીઆણી.
૧-૯-૯૩. ડે. એ. ઇન્સ્પેક્ટર, પંચમહાલ-રેવાકાંઠા.

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

ઈ. જા. નં. ૭૪.

વર્નાક્યુલર મહેતાજીઓને લગતા ધારાસંગ્રહના આઠમા પ્રકરણની સાતમી કલમની રૂઇએ સ. ૧૮૮૮ ની સાલમાં અને સ. ૧૮૯૨ ની સાલમાં રેવાકાંઠા-પંચમહાલના કેટલાક જૂના માસ્ટરોને તેમની નોકરીની મુદત અને તેમનાં કેટલાંક કામ નીવામાં લઈ ઉત્તર ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરે રેંક આપેલા છે જે

વિષેની જાહેરખબર સ. ૧૮૮૮ ના જાનેવારી માસના શાળાપત્રને પાને ૧૮ મે અને સ. ૧૮૯૨ ના ડીસેમ્બર માસના શાળાપત્રને પાને ૨૮૩ મે છપાયેલી છે તે ઉપરાંત ચાલતી સાલમાં રેવાકાંઠા પંચમહાલના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની ભલામણ ઉપરથી ઉત્તર ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરે પોતાના આ. નંબર ૧૫૫ તા. ૨ જી સપટેમ્બર સ. ૧૮૯૩ ના શેરામાં નીચે લખેલા મહેતાજીઓને તેમની આજ સુધીની નોકરીની મુદત અને કરેલાં કામ વિચારમાં લઈ તેમને રૅંક આપેલા છે.

| નામ. | હોદ્દો. | રૅંક. |
|---|---|---|
| નાથજી નરસીરામ. | મહેતાજી, કાનડ તાલુકે કાલોલ. | ૯ |
| દાભાઇ ઉદેશંકર. | પહેલો આસિસ્ટંટ, નાંદોદ કન્યાશાળા. | ૯ |
| ગોવરધન મલુકચંદ. | મહેતાજી, છત્રાલી, તાબે છોટાઉદેપુર. | ૯ |
| મૂળેશ્વર બાપુજી. | મહેતાજી, પાનવડ, તાબે છોટાઉદેપુર. | ૯ |
| મથુર બાપુજી. | મહેતાજી, વાંટા, તાબે છોટાઉદેપુર. | ૯ |
| ઇશ્વિરલાલ ઉત્તમરામ. | મહેતાજી, અસા, તાબે રાજપીપળા. | ૯ |
| મોહનલાલ દાજીભાઈ. | મહેતાજી, બચરવાડા, તાબે રાજપીપળા. | ૯ |
| ચુનીલાલ રણછોડ. | પહેલો આસિસ્ટંટ, બાલોદ. „ „ | ૯ |

ઉપર મુજબ રૅંક મુકરર કરી આપવામાં આવેલા છે અને હવે પછીથી સર્ટિફિકેટેડ માસ્ટરોને ટ્રેનિંગ કૅાલેજના જે જે ધારા લાગુ છે તે બધા આ લોકોને પણ લાગુ થશે. તા. ૫ મી સપટેમ્બર સ. ૧૮૯૩ મુ. ગોધરા.

K. R. Nanjiani.

ડેપ્યુટિ એ. ઇન્સ્પેક્ટર; પંચમહાલ-રેવાકાંઠા.

---

## નિશાળોનાં ઈનામ પત્રક.

ભૂજ વૃ. પાઠશાળા. જોધપુરના વિદ્યા ભાસ્કર પંડિતજી શ્રી લાલચંદ્રજી રૂ. ૨૫) સેહા. મે. ઠાકોર સાહેબ સુરસિંગજી તથા લાડીના કુમારશ્રી પ્રતાપસિંહજી રૂ. ૧૫ાાા દેસલપર. ઠા. પ્રાગજી ટોપણ રૂ. ૧ાા મહેતાજીને

રૂ. ૧॥ ભદ્રેસર. દા. ગીરધર કલ્યાણજી રૂ. ૩) રા. સુદ્રા વહિવટદાર રતનશંકર ભાઈશંકર તથા ગામનાં ગૃહસ્થો રૂ. ૩॥॥ પુરૂષોત્તમ નરસિંહ રૂ. ૩॥= પંડિત જેઠારામ મુકુંદજી રૂ. ૫॥~ લાકડીઆ કન્યા. ભચૌ ન્યાયાધીશ રા. વિજયનાથભાઈ પ્રભુજી રૂ. ૪॥ સાંધણ. રા. બિટ્ટા ન્યાયાધીશ હીરજીભાઇ ભગવાનજી રૂ. ૩॥ તથા મહેતાજીને રૂ. ૧ કોઠારા. ગો. તે. દા. મનજીભાઈ રૂ. ૬। આસંબીઆ. જાડેજા મેરૂજી ભારાજી રૂ. ૨॥ મહેતાજીને રૂ. ૧॥ મૉનિટરને રૂ.૦॥। બીટાં. ગામ સદ્ગૃહસ્થો રૂ. ૧= મહેતાજીને રૂ. ૧ મૉનિટરને રૂ. ૦॥

સુરત વિ. કઠોદ. શા. દલપતરામ બ્રિજભૂખણદાસ. રૂ. ૧૨ શા. નગીનદાસ નરોત્તમ રૂ. ૬) સચીન. નોકરો તથા ગૃહસ્થો રૂ. ૫) મે. ઓવરશિયર રૂ. ૪) મે. ખા. સા. પેસ્તનજી રૂ. ૧૦.) મે. રા. સા. મામલતદાર સાહેબ રૂ. ૩) અછારણ. હકુમતરાય ત્રીકમરાય વગેરે. રૂ. ૩। અલથાણ. ગામ સદ્ગૃહસ્થો રૂ. ૮) ડુમસ. શેઠ મંચેરજી ભીખાજી રૂ. ૧૯૫ ભીમપુર. મુંબાઈના શેઠ જગમોહનદાસ મંગલદાસ રૂ. ૫) દેગામ. રા. રા. રતનજી ખુશાલભાઈ રૂ. ૩).

ગોધરા ગુજરાતી મુખ્ય સ્કૂલ. ઉત્તર વિભાગના કમિશનર મે. રીડસાહેબ બહાદુર રૂ. ૯) ગોધરા બ્રાંચ. એજન રૂ. ૭) ગોધરા ઉર્દુ. એજન રૂ. ૪).

ઝાલાવાડ. વઢવાણ કન્યા. મે. ઠાકોર સાહેબની કુંવરી બયાકુંવરબા રૂ. ૨૦ સાયલા. મે. દરબાર સાહેબ રૂ. ૧૦) રાણાશ્રી શિવસિંગજી રૂ. ૩) મૂળી. વડોદરાના દેસાઈ લાલભાઈ રૂ. ૮॥ બજાણા. મે. દરબાર સાહેબ રૂ. ૩૦) બજાણા કન્યા. એજન રૂ. ૨૦) ઝીંઝુવાડા. મે. દરબાર સાહેબ રૂ. ૧૪) ઝીંઝુવાડા કન્યા. એજન રૂ. ૪) ચણોદ. શેઠ વસ્તા મોતીચંદ રૂ. ૨૦) ચણોસરા. ચોટીલા થાણદાર સાહેબ વગેરે રૂ. ૪)

વરવટ તાબે ધરમપુર. શેઠ ફીરોજશાજી કુંવરજી રૂ. ૫) મહેતાજીને રૂ. ૧૦)

અમદાવાદજીલ્લો. ધનસુરા. રાયેભાઈ હરીચંદ સબ ઓવરશિયર

રૂ. ૭) હાથીજણ. ભટ હરિલાલ વલ્લભરામ મુ. શાળાપત્રના માજી મેનેજર રૂ. ૩–૨–૩ તણસા. મહાજન રૂ. ૩) ભડીઆદ. રા. સા. ધંધુકા મામલતદાર સાહેબ રૂ. ૫) સરખેજ છોકરાની તથા કન્યાશાળા. રા. હરજીવનદાસ ત્રિભોવનદાસ ત્રિપાઠી ભૂજ દરબાર રાજકુંવર શિક્ષક રૂ. ૩૭ાા= ઉતેલીઆ. મે. ઠાકોરસાહેબ રૂ. ૩૦) ઉંવારસદ. પટેલ બલાભાઈ નાથાભાઈ રૂ. ૮.)

ઝાલાવાડ પ્રાંત. ભરડા. જોધરીના મહારાજ રૂ.૫) લીલાપુર. સ્કૉલર લીલાધર ઇશ્વિર રૂ. ૩ા મૂળી. વડોદરાના દેસાઈજી રણછોડલાલ અમરતરામ તથા મૂળીના મે. ઠાકોરસાહેબ રૂ. ૫) પાલીઆદ. ગે. જ્યુડીશિયલ આ. પો. એ. સાહેબ રૂ. ૩) પાલીઆદ કન્યા. એજન રૂ. ૧૬) ચુડા. મુંબાઈના શેઠ ગોકળભાઇ દોલતરામની વતી વીસનગરવાળા પટેલ મોહનલાલ ખીમચંદ રૂ. ૧૦)

નાવરા તાલુકે નાંદોદ. આમથા નરસિંહ રૂ. ૩) શા. મોતી ધરમચંદ રૂ. ૩) હાલોલ તા. સ્કૂલ. સ્કૂલ કમિટિના મેમ્બરો શાહુકારો તથા પટેલ તલાટી વગેરે રૂ. ૬)

ભરૂચ વિભાગ ખાનપુર. પીરજાદા સૈયદ જાફરઅલી રૂ. પાા

આણંદ તા. સ્કૂલ. વાર્ષિક ઇનામ રૂ. ૧૫) બાર. આસિસ્ટંટ મળી રૂ. ૩)

છોટાઉદેપુર. મે. દરબાર સાહેબ રૂ. ૪૩ાા એજન કન્યાશાળા. એજન રૂ. ૧૯).

ગોઠીબ તાબે ગુંથ.—મહારાણાશ્રી પ્રતાપસિંહજી. રૂ. ૭)

વડોદરા કેમ્પ. મે. દીવાન બહાદુર મણિભાઈ જશભાઈ રૂ. ૬૦)

હાલાર. કેડોરણા. મહારાજા જામશ્રી વીભાજી રૂ. ૫૨ાા પડધરી. મે. કળીદાસ દેવજી, ત્રિભોવનદાસ મથુરાંદાસ, તથા ગામ લોક મળી રૂ. ૯ાા નેવાસા. મહારાજા સાહેબ. રૂ. ૧૨ા ધ્રોળ. મે. ઠાકોર સાહેબ રૂ. ૧૩ રાજકોટ બ્રાંચ. રા. હિંમતરામ જગજીવન રૂ૧૨). મેંગણી. કુંવરશ્રી નાગસિંહજી રૂ. ૫) કાલાવાડ કન્યા. મહારાજા સાહેબ રૂ. ૨૪ ધ્રોલ કન્યા. એજન રૂ. ૭ાા= જોધપુર નાઇટસ્કૂલ.

---

આ લોક છે તેજ પરમ સંપદ નથી, આપણે પરલોકના અધિકારી છીએ. ફોકટ જીંદગી ગુમાવશોમાં. જે કોઈનું બુરૂં ઈચ્છે છે તે પોતાનું બુરૂં કરેછે. કીનો છે તે કલેજું કોરી ખાનાર કીડો છે, ભલું કરનારનું ભલું થશેજ.

---

એ પુસ્તક અતિ ઉત્તમ નિવડશે એમ અનેક વિદ્વાનોના અભિપ્રાયથી સિદ્ધ થઈ ચુકેલું છે તો તેનો લાભ લેવા દરેક ગૃહસ્થે તૈયાર થવું જોઇએ. એ પુસ્તકના ગ્રાહકો તરફથી જે આશ્રય મળશે તે આશ્રયપર મારી વિલાયતની મુસાફરીનો આધાર છે. તો એ પુસ્તકની ઉત્તમતાની ખાતર, અને લંડનની મુસાફરીમાં મદદની ખાતર તથા દેશના હિતની ખાતર આપ આ પુસ્તકની યથાશક્તિ નકલો અથવા છેવટ એક નકલ પણ અવશ્ય ખરીદશો એવી આશા રાખવામાં આવેછે

છેવટ આપે એટલુ અવશ્ય યાદ રાખવું કે સ્વદેશીનુ વિલાયત જવું એ કેવળ સ્વદેશીઓના લાભને માટેજ છે.

પુસ્તક કેવી ઢબથી લખાય છે ને જોવાની ઇચ્છા રાખનાર જો મંગાવશે તો તેનો નમુનો મોકલી આપવામાં આવશે.

પુસ્તકનું કદ ડેમી આઠ પેજી લગભગ પચ્ચાસ ફારમ એટલે ૪૦૦ ચારસો પૃષ્ટનું થશે. ગ્રાહક થનારે તુરતમાં લખી જણાવવું.

કિંમત રૂપિયા ૩ ત્રણ અને પોસ્ટેજ આના ૪ ચાર.

| જામનગર. | વૈદ્ય શાસ્ત્રી. |
|---|---|
| માનવ ધર્મ ઓફીસ. | મણીશંકર ગોવીંદજી. |

---

નામદાર કચ્છ દરબારના મહા આશ્રયથી છપાવેલાં, કેળવણી ખાતાએ ઇનામ અને સ્કૂલ લાયબ્રેરીઓ માટે મંજુર કરેલાં તથા વિદ્વાનો અને પ્રસિદ્ધપત્રોએ વખાણેલાં ઉત્તમ અને ઉપયોગીપુસ્તકો.

**વાર્તાવિનોદ.**—એમાં ઐતિહાસિક ઇ. ઓગણપચાસ(?) અપૂર્વ વાર્તાઓ છે. કિ. રૂ. ૧ાા. **ભગવત પિંગળ.**—એની બરાબરી કરનારો ગ્રંથ અદ્યાપિ કોઇ છપાયો નથી. રૂ. ૧); **કાવ્ય કળાધર.**—એમાં વિવિધ વિષયોપર રચેલી ગુજરાતી કવિતા છે. રૂ. ૦ાા; **મેઘાડમ્બર**—વર્ષાદ સંબંધીનું ભવિષ્ય કહેનારૂં ઉપયોગી પુસ્તક.રૂ. ૦ાા; **ખુશબુ કુમારી.**—ગદ્યપદ્યાત્મ રસીક હિંદુસ્તાની ( સટીક ગુ. ) વાર્તા. રૂ. ૦ાા; **મોજદીન મેહેતાબ.**—હિંદુસ્તાની દોહરા—ગુજરાતી ટીકાવાળી વાર્તા રૂ. ૦ા.

મળવાનાં ઠે. મુંબઈ-પં. જેઠારામ; **અમદાવાદ.** આર્યોદય પ્રેસ; **સુરત**—ખુદાબક્ષ પ્રેસ; **રાજકોટ**—મુ. બેહેચર મેઘજી અને કચ્છમાં અમારી પાસેથી.

ભુજપુર—કચ્છ. જીવરામ અજરામર, ગોર.

વિદ્યાર્થીઓને લાભ—વિદ્યાર્થીઓને આવતા ડીસેંબરસુધી આ પુસ્તકો અમારી પાસેથી અને **અમદાવાદ** આર્યોદય પ્રેસમાંથી અર્ધી કિંમતે મળશે.

---

## બે ઘડી આનંદમાં.

| | | |
|---|---|---|
| ૧ | ફારસી ઇંગ્રેજી ગુજરાતી તથા ઉર્દુ કહેવતોનો મુકાબલો (ઇનામ લાયબ્રેરી માટે મંજુર થએલી ) | રૂા. ૦ાા—ાા |
| | અંગ્રેજી તથા ગુજરાતી કહેવતો | રૂા. ૦ા— |
| ૨ | નિબંધ કુસુમાળા (ઇનામ માટેમંજુર થએલી. | રૂા. ૦ા= |
| ૩ | દુનિયા દર્પણ. સંસારી, ૭ અંકી નાટક. | રૂા. ૦ા≡ |
| ૪ | ક્વેન્ટીન દરવાર્ડ સરવાલ્ટર સ્કોટની જાણીતી નાવેલનું ભાષાંતર ભાગ ત્રણના સામાટા રૂા. ૨ાા દરેક છુટકના | રૂા. ૧)= |
| | હિંદુસ્તાનમાં મુસાફરી. | રૂા. ૦ાા |

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વ લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને, તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતી કરીએછીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ ટપાલખર્ચ (પોસ્ટેજ) માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. પત્રના ખરચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર ફારમે રૂ. ૨ થી ૩ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહીં.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ.

બાર માસ સુધી લાગ લગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના સુધી પોણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અડધો ચાર્જ લેવાશે.

### હેંડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અડધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૧૧ મો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

નવેમ્બર સને ૧૮૯૩.

---

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી ).

---

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ.

---

સુરત જોઇન્ટ સ્કુલ કમીટીના સદ્‌ગૃહસ્થોએ પસંદ કરેલી
અને સોમાં શ્રેષ્ટ લેખેલી અને પોતાના તાબાની
સ્કુલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડવેલી.

| | |
|---|---|
| મે. રેવરંડ જે. શાલેડી. | મે. ભાનુશંકર નોરણશંકર. |
| મે. મનછારામ ઘેહેલાભાઈ. | મે. હરીલાલ તુલજારામ ખંર. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીયાં બક્ષુમીયાં શેખ. |

**પ્રોફેસરો, પ્રીન્સીપાલો અને હેડમાસ્તરો.**

રા. સા. વામનરાવ આબાજી મોદેક, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કુલ
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ, એલ, બી., ગાયક
વાડના અમરેલી પ્રાંતના સુબા અને મોંજી ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ દોસાભાઈ નસરવાનજી વાડીયા, એમ. એ., પ્રિન્સિપાલ, સર. જે.
જી. પા. બે. ઈન્સટીટયુશન, મુંબઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઉનવાલા, એમ. એ. ભાવનગર કોલેજ
શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કુલના
શેઠ ફરદુનજી અનેરજી દસ્તુર, એમ. એ., પ્રોફેસર પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સૈયાની, બી. એ., હેડમાસ્તર ભરૂચ હાઇસ્કુલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપાલ, ટ્રેનીંગ કોલેજ,
મી. એ. એસ. જર્વીસ, સુરત મીશન સ્કુલના પ્રિન્સિપાલ.
મી. વીલીયમ બીડી, બી. એ., સુરત મીશન સ્કુલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ બેરામજી ફરામજી પટેલ બી. એ. મોંજી હેડમાસ્તર સુરત હાઈસ્કુલ
શેઠ હોરમજજી જાંગીર પ્રેપ્રાયટરી સ્કુલના માલેક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફ્રોટ હાઇસ્કુલના માલેક.
શેઠ માણેકજી બેજનજી કુપર મોંજી ફ્રોટ હાઇસ્કુલના હેડમાસ્તર.
શેઠ. ખરજેદજી ખરશેદજી સંજાણા, ચંદનવાડી સ્કુલના મોંજી માલેક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચંદનવાડી સ્કુલના મોંજી માલેક
શેઠ. જમશેદજી ખ૦ દુબાસ, બી. એ. હેડમાસ્તર, એલફીન્સ્ટન મીડલસ્કુલ
શેઠ. માણેકશા બેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કુલના હેડમાસ્તર
રા. રા. લક્ષ્મીદાસ. દી. હેડમાસ્તર આલફ્રેડ હાઇસ્કુલ, ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કુલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એ. વ. સ્કુલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, હબીબભાઈ સ્કુલ, ખોજા ખાનમહમદ
શેઠ. રૂશતમજી મેરવાનજી માસ્તર હેડમાસ્તર ફરામજી પટેલ સ્કુલ.

**મુંબઇની ગુજરાતી સ્કુલના હેડમાસ્તરો.**

| | |
|---|---|
| મી. ગુલાબદાસ સુંદરદાસ ચોકસી. | શેઠ. ફકીરજી શોરાબજી મદ્રાશના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ. |
| મે. હરકીસનદાસ બીજલાલ. | મે. આતમારામ જેકીશનદાસ. |
| મે. શીવશંકર કૃષ્ણાજી ભટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મેરવાનજી શોરાબજી દલાલ. | |

**મુંબાઇ અને ગુજરાતના જાહેર છાપાના મતો.**

સુરત ગેઝેટ્ટર, મુંબઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સો-
દાગર, કયસરેહિંદ; ગુજરાતી; યજદાં પરસ્ત; રીપન રીપોર્ટર; ઇન્ડયન

# गुजरातशाळापत्र.

પુસ્તક ૩૨ મું. નવેમ્બર. ૧૮૯૩. અંક ૧૧ મો.

## मास.

હમારો ગયો અંક છપાયા પછી વડોદરા રાજ્યના અમરેલી મહાલમાં બાર વરસનીઉમ્મર સુધીના છોકરા અને દસ વરસ સુધીની છોકરીઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનો હુકમ થયાનું વર્તમાન પત્રોપરથી જણાય છે. તે બાબતનો તા. ૭-૯-૯૩ નો નામદાર દિવાન સાહેબની સહી સાથેનો ઠરાવ હિતેચ્છુ પત્રમાં પ્રસિદ્ધ થયોછે, તેમાં નીચેના નિયમ આપ્યાછેઃ—

"૧. અમરેલી તાલુકામાં પ્રથમ આરંભ કરવો.

૨. સદર તાલુકામાં શિક્ષણના સંબંધે હાલ ખરચ થાયછે તે સિવાય રૂ ૩૧૭૫૦-૮-૦ દરસાલે ખરચ કરવાની મંજુરી આપવામાં આવેછે.

૩. આ હુકમની તારીખથી દર ૭ માસે કયાં કેવો અમલ થયો અને શીશી અડચણો આવેછે તે બદલ ડિરેક્ટર તરફથી હજુર રિપોર્ટ થશે.

૪. ફરજીયાત કેળવણીનાં ધોરણો હાલ ગ્રામ્ય શાળાનાંછે તેજ રહેશે.

૫. રજા ન લેતાં અગર યોગ્ય કારણના અભાવે સતત ૧૦ દિવસ સુધી અગર મહિનામાં એકંદર ૧૫ દિવસ સુધી છોકરાને નિશાળમાં ન મોકલનારો પાલક હાલ સાધારણ રીતે બે આના દંડને પાત્ર થશે.

૬. સદર દંડ કરવાનો અધિકાર મુખી પટેલ તરફ રહેશે. મહિનાની આખરે નિશાળના મહેતાજીએ ગેર હાજર રહેલા છોકરાઓની યાદી મુખી પટેલ તરફ મોકલવી. તેણે સદર છોકરાના પાલકને બોલાવી તેનું કહેવું સાંભળવું અને શિક્ષા ન કરતાં પ્રથમ દંડની બે વખત માફી કરવાને પટેલ મુખત્યારછે. દંડ કર્યાનો અગર દંડ માફ

કર્યાનો શેરો મહેતાજી તરફથી આવેલા પત્રકમાં દાખલ થવો અને તે ઉપર સહી પટેલ અને મહેતા એમની થવી. એક અઠવાડિયાની અંદર સદર પત્રક પટેલે શેરા સહ વહિવટદાર તરફ મોકલવું જોઈએ. પત્રક આવ્યા પછી વહિવટદારે મુલકી કાયદાની રીતે જંગમ મિલકતમાંથી માત્ર દંડ વસુલ કરવો.

૭. ત્રણ વખત જે ઇસમને પટેલ તરફથી દંડ થયો હશે ને પાલક ફરી છોકરાં મોકલવાના કામે નિષ્કાળજી દર્શાવશે, તો એવા ઇસમની હકીકત પટેલે દરોગાને જણાવવી અને તેને હાલ બે રૂપિયા સુધી દંડ કરવાનો અધિકાર આપવો."

હમે આશા રાખીએછીએ કે ઘણી કંગાળ સ્થિતિના લોકોને નકામી ઇજા ન થાય તેવી કાળજી રાખવામાં આવશે, અને ઠરાવેલી ઉમ્મરનાં બધાં બાળકને નિશાળે જવાની ફરજ પડશે માટે તેમની તનદુરસ્તી જળવાય તેવી મકાનો વગેરેની ગોઠવણ શરૂથીજ કરવામાં આવશે. એકલા અમરેલી પરગણાની પ્રાથમિક કેળવણી માટે હાલ કરતાં સુમારે બત્રીસ હજાર રૂપિયા વધારે ખરચાશે એ સંતોષકારકછે, પણ તેમાં લાયક મકાનોનો સમાસ છે કે નહીં તે જણાતું નથી. હાલ ગામડાંના મહેતાજીઓને છોકરાં એકઠાં કરવાની અને તેડવા જવાની મહેનત પડેછે તે બચશે, એટલે તેઓ શિખવવાપર વધારે ધ્યાન આપી શકશે એમ લાગેછે. ટૂંકામાં હમે એટલુંજ ઇચ્છીએછીએ કે આ અજમાયશ ફતેહમંદ ઉતરે અને દેશના બીજા ભાગોને તેથી ધડો મળે.

---

ઇગ્લાંડના કેળવણી ખાતાના રિપોર્ટપરથી જણાયછે કે ત્યાંની પ્રાથમિક નિશાળોનાં મકાન બાંધવા સારૂ સને ૧૮૭૧ થી ૧૮૯૨ સુધીમાં ૩,૧૨,૨૦૦ પાઉંડની સરકારે મદદ કરી છે, અને ૧૩,૪૮,૧૬૯ પાઉંડ સ્થાનિક ઉઘરાણાંથી ખરચવામાં આવ્યા છે. એ સિવાય ખાનગી નિશાળોના વ્યવસ્થાપકોએ પોતાનાં મકાન માટે સરકારી મદદ લીધા વિના સિત્તેર લાખ પાઉંડનો ખરચ કર્યોછે. વળી સ્કૂલ બોર્ડોએ તા. ૧ એપ્રિલ ૧૮૯૨ સુધીમાં ૨,૩૮,૪૬,૧૭૪ પાઉંડ એજ કામ માટે

બાજે લઈ ખરચ્યાછે. આ રીતે પાછલાં બાવીસ વરસની દરમ્યાનમાં એ દેશની પ્રાથમિક નિશાળોનાં મકાન બાંધવામાં એકંદર સવા ત્રણ કરોડ પાઉંડ ઉપરાંત ખરચાયાછે, તેના દર પાઉંડે પંદર રૂપિયાના હિસાબે સુમારે ઓગણ પચાસ કરોડ રૂપિયા થાયછે.

---

વડોદરા કેળવણીના સુધારા વધારા માટે નીમેલી કમિટિએ એવી ભલામણ કરીછે કે "ઉપશિક્ષકોનો પગાર ઓછામાં ઓછો માસિક આઠ રૂપિયા રાખવો" આથી હમને પરમ સંતોષ થાયછે. શિક્ષક અને વિદ્યાર્થી બંનેના લાભ માટે આ ભલામણ બહુ જરૂરની છે. છઠ્ઠા ધોરણની પરીક્ષામાં પાસ થયેલા કારકુન કે તલાટીને દસ રૂપિયાથી ઓછું મળતું નથી, તો તેજ ધોરણમાં પાસ થયેલા શિક્ષકને તેથી ઓછો પગાર શા માટે આપવો જોઈએ એ હમે સમજી શકતા નથી. એક શિક્ષકની જગા ખાલી થતાં પચીસ અરજીઓ આવેછે, અને છઠ્ઠા ધોરણમાં પાસ થયેલા માણસો ત્રણ ચાર રૂપિયાના પગારથી રહેવા કબૂલ થાયછે એ વાત ખરી છે. પરંતુ તલાટીની જગા માટે તેટલીજ, બલકે વધારે અરજીઓ આવેછે, અને તેમાં પણ જો કમી પગાર આપવાનું કહેવામાં આવે તો તે લેવાને કબૂલ થનાર નિકળશે. તલાટી કરતાં મહેતાજીના કામમાં ઓછી મહેનત કે જવાબદારી નથી. હવે પછીની સઘળી પ્રજા સારી યા માઠી થશે તેનો આધાર શિક્ષકપર રહેલોછે. એટલે કારકુન તલાટીનો પગાર દસ રૂપિયાથી ઓછો ન રાખવાનાં જે કારણોછે તે બધાં શિક્ષકને પણ લાગુ પડેછે.

---

વળી જે માણસો ત્રણ ચાર રૂપિયાના પગારની જગા કબૂલ કરેછે, તે તેમાં વધારે ટકવાનો વિચાર રાખતા નથી; શરૂથી વધારે પગારનો બીજો ધંધો ખોળવાની તજવીજ કરેછે, અને તે મળતાં તરત શિક્ષકનું કામ મૂકી દેછે. જેમનો બીજે ઠેકાણે સમાસ થતો નથી તેવાજ માણસ નિરાશાથી વળગી રહેછે. આથી જે શિક્ષકો થોડો ઘણો અનુભવ મેળવી બીજા ધંધામાં જાયછે તેમના અનુભવનો લાભ કેળવણીના કામને મળતો નથી, વારંવાર અનુભવ વગરના નવા માણસ દાખલ થાયછે, અને બીજે

ઠેકાણે સમાસ ન થવાથી જેઓ નિરાશ થઈ વળગી રહેછે તેમનામાં જોઈએ તેવો ઉત્સાહ હોતો નથી.

---

હાલમાં કેટલેક ઠેકાણે બાળકોને નિશાળે મોકલવા ઉપરાંત તેમને માટે ખાનગી શિક્ષક રાખવાનો વહિવટ દાખલ થયોછે; શહેરો અને કસબાઓમાં તે વિશેષ માલૂમ પડેછે. એ વહિવટ પસંદ કરવા યોગ્ય નથી. તેથી બાળકો ઉપર વધારે બોજો પડેછે, તેમને રમવા માટે જોઈએ તેટલો વખત રહેતો નથી, અને આખરે તેમની તનદુરસ્તીને હરકત થાયછે. શિક્ષક પણ ત્રણ ચાર જગાએ ભણાવવા જવાથી થાકી જાયછે અને નિશાળના કામ પર જોઈએ તેવું લક્ષ આપી શકતો નથી. ખરી રીતે કેળવણી આપવાને દરેક શિક્ષકે વર્ગમાં આપવાના પાઠ ઘેર તૈયાર કરવા જોઈએ અને જરૂર પડે તેની નોંધ કાઢવી જોઈએ. વળી તેણે સતત પોતાનો અભ્યાસ વધાર્યા કરવો જોઈએ. ખાનગી વખતમાં ભણાવવા જનાર શિક્ષકને આ પ્રમાણે કરવાને ભાગ્યેજ ફુરસદ હોયછે, તેથી યોગ્ય કેળવણી આપવામાં હરકત આવેછે. જે માબાપો ખાનગી શિક્ષક રાખેછે તેમને નિશાળની ફી ઉપરાંત ખાનગી શિક્ષકના પગાર રૂપી ફી આપવી પડેછે એ પણ ઠીક નથી. શિક્ષકોના પગાર કમી હોવાને લીધે ખાનગી મહેનતથી તેમાં ઉમેરો થવા સારૂ કેળવણી ખાતાએ આ છૂટ આપીછે; પણ ગામડાંમાં ખાનગી ભણાવવાનું હોતું નથી અને ત્યાંના શિક્ષકોને એ છૂટનો લાભ મળતો નથી. શહેરોમાં જ્યાં ખાનગી ભણાવવાનું મળેછે ત્યાં ઉપર પ્રમાણે હરકતો નડેછે. બધી હરકતો દૂર કરવાનો ઉત્કૃષ્ટ રસ્તો એજછે કે શિક્ષકોના પગાર વધારવા અને ખાનગી ભણવવાનું બંધ કરવું. આથી બાળકોને લાભ થશે, શિક્ષકો પોતાની નિશાળ પર વધારે લક્ષ આપી શકશે, અને માબાપોને ખાનગી શિક્ષક રાખવાની જરૂર રહેશે નહિ. વળી પેટપૂર પગારથી સારા માણસ મળી આવશે, તે બીજો ધંધો ખોળવાની લાલચ રાખશે નહીં, તેમણે મેળવેલો અનુભવ વ્યર્થ ન જતાં કેળવણીના ઉપયોગમાં આવશે, અને શિક્ષણની રીતો સુધરશે.

---

# બાળવર્ગમાટે વિવિધ ઉદ્યોગ.

### આકાર દોરવા અને કાપવા.

આ ઉદ્યોગ ઘણો સહેલો હોવાથી છેક નાનાં બાળકને પણ અનુકૂળ પડશે; અને રંગ આકારની પેટીમાં આપેલા લાકડાના આકારની મદદથી સારી રીતે શિખવી શકાશે. પેટીમાંથી એક આકાર (જેવો કે સમચોરસ) કાઢવો, અને તે બાળકને આપી સ્લેટ પર મૂકાવવો. પછી તેની બાજૂઓ સ્લેટની બાજૂઓને સમાન્તર રહે તેમ ગોઠવાવી પેનવડે તેની આસપાસ લીટીઓ દોરાવવી એટલે સ્લેટમાં સમચોરસ આકાર પડશે. બાજૂઓ, ખૂણા, વગેરે સંબંધી સાથે સાથે વાત પણ ચલાવતા રહેવું. ત્યાર પછી લંબચોરસ આકૃતિ તેજ રીતે દોરાવી તેનો પહેલી આકૃતિ સાથે મુકાબલો કરાવવો. તેજ પ્રમાણે ત્રિકોણ, વર્તુળ, વગેરે આકાર દોરાવી શકાશે,અને મુકાબલાથી દરેકનાં લક્ષણ તરફ બાળકનું ધ્યાન ખેંચાશે.

આ પ્રમાણે સ્લેટપર આકાર દોરવાનો સારો મહાવરો થયા પછી તેજ આકાર પેનસિલવડે કાગળપર દોરાવવા. કાગળપર દોરેલી લીટીઓ ભૂસી શકાતી નથી તેથી તે દોરવામાં બાળકને સંભાળ રાખવી પડશે, અને કેટલાક મહાવરા પછી તેમને સંભાળ રાખવાની ટેવ પડશે. કાગળપર દોરવાનો આ એક મોટો લાભછે. આ મહાવરો થયા પછી કાગળપર દોરેલા આકારમાં રંગની કલમો ( crayons ) અથવા રંગવાળી પેનસિલથી રંગ પૂરાવવા, અને એ રીતે રંગેલા આકાર બાળક પાસે કાતરથી કતરાવી એક ચોઢણ બુકમાં ચોઢાવવા. શરૂમાં રંગવાના બદલામાં રંગિત કાગળપર આકાર દોરાવી તેમને કતરાવી ચોઢાવવાથી પણ ચાલશે. ચોઢવા માટે ગાંઠા વગરની સ્વચ્છ લાહી ઠીક પડશે, ગુંદરમાં ગાંગડીઓ રહેવાથી તે ઠીક પડતો નથી. દરેક બાળકને નાની ચલાણીમાં થોડી લાહી આપવાથી અને પીંછીનો ઉપયોગ કરાવવાથી ગંદવાડ થશે નહીં.

આ ઉદ્યોગથી સહેજ ખરચે બાળકને ગમત પડશે અને તેમની આંખ તથા હાથ કેળવાશે, તેમજ તેમને

(૧) આકાર યોગ્ય સ્થિતિમાં મૂકતાં આવડશે,

(૨) પ્રથમ પેનથી અને પછી પેનસિલથી આકારની આસપાસ બરાબર લીટીઓ દોરી આકાર પાડતાં આવડશે,

(૩) આકાર રંગતાં આવડશે,

(૪) તે બરાબર કાતરતાં આવડશે,

(૫) ગંદવાડ થયા વિના તે ચોઢતાં આવડશે, અને

(૬) આકારોનો એક બીજા સાથે તથા બીજી વસ્તુઓ સાથે મુકાબલો કરવાથી અને તે સંબંધી શિક્ષકની વાતચીતથી તે બાબતની સારી સમજ પડશે.

---

# इंग्लांडनी जाहेर प्राथमिक निशाळो.

( ચાલુ પાને ૨૭૫ થી. )

### પ્યુપિલટીચરો.

આગળ કહેવામાં આવ્યું છે કે સારા ટ્રેન્ડ શિક્ષકોના હાથ નીચેજ પ્યુપિલટીચર રાખી શકાય છે. તેમણે નિશાળના વખતમાં ટ્રેન્ડ શિક્ષકની દેખરેખ નીચે શિખવવું અને બીજા વખતમાં એ શિક્ષકે તેમને અભ્યાસ કરાવવો એવો ઠરાવ છે. જો શિક્ષકો પ્યુપિલટીચરોને અભ્યાસ કરાવવામાં ગફલત કરેછે તેમનો પ્યુપિલટીચર રાખવાનો હક છીનવી લેવામાં આવે છે. પ્યુપિલટીચરનો ચાર વરસનો ક્રમ છે. વરસે વરસે ઇન્સ્પેકટર તેમની પરીક્ષા લેછે, અને સાધારણ રીતે અરાઢ વરસની ઉમ્મરે એ ક્રમ પૂરો થાયછે. ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા જેને ક્વીન્સ સ્કૉલરશિપ પરીક્ષા કહે છે તેજ પ્યુપિલટીચરોની છેલ્લી પરીક્ષા છે. એમાં પ્યુપિલટીચરક્રમના બધા વિષય પૂછવામાં આવે છે અને પાસ થયેથી ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થઈ શકાય છે.

પ્યુપિલટીચર તરીકે રહેવાની ખાયશ રાખનાર ઉમેદવારને પોતાની અને પોતાના કુટુંબની સારી ચાલચલગત સંબંધી સર્ટિફિકેટ રજુ કરવું પડે છે. એક વરસ ઉમેદવારી કર્યા પછી એ ઉપરાંત તેને પોતાના મહેતાજી કે મહેતીજી તરફથી એવું સર્ટિફિકેટ રજુ કરવું પડેછે

કે તે નિયમિત રીતે મહેનત તથા ધ્યાન પૂર્વક પોતાની ફરજ બજાવે છે અને હુકમ પ્રમાણે વર્તે છે. શરીર નીરોગી અને શિક્ષકના કામને લાયક હોવા સંબંધી પણ દાક્તરનું અને નિશાળના વ્યવસ્થાપકનું સર્ટિફિકેટ લેવું પડે છે. આ સર્ટિફિકેટો હર વરસ માગવામાં આવે છે. નીચે ગણાવેલો કોઈ રોગ હોય તો પ્યુપિલટીચર થવાને તે નાલાયક ગણાય છે:—

કંઠમાળ, ફેફરૂં, દમ, બહેરાશ, આંખ અથવા અવાજની ખામી, શરીર બંધારણના રોગથી થયેલું કાણાપણું, ઠુંઠાપણું, લંગડાપણું, એક પણ હાથ અથવા પગનું હમેશને માટે શક્તિહીન થવું, કરોડનો વાંક, પેહડીદરની ગાંઠછાની વૃત્તિ, અથવા બીજો કોઈ શિક્ષકના કામ માટે નાલાયક કરનારો રોગ.

ઇન્સ્પેક્ટરે પસંદ કર્યા વિના અને ઉપરનાં સર્ટિફિકેટ રજુ કર્યા વિના કોઈને પ્યુપિલટીચર તરીકે રાખવામાં આવતો નથી. અભ્યાસક્રમમાં નીચેના વિષય દાખલ કર્યા છે:—

- વાંચન અને કવિતાનો મુખ પાઠ.
- ઇંગ્રેજી વ્યાકરણ અને નિબંધ (આના બદલામાં લ્યાટિન ભાષા લેવાની છૂટ છે).
- ગણિત (છોકરાઓને અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, અને માપકરણ; છોકરીઓને માત્ર અંકગણિત).
- ભૂગોળ.
- ઇતિહાસ.
- શિક્ષણશાસ્ત્ર.
- ગાયન.

વાંચનનો વરસ વાર ક્રમ અત્રે લખવાની જરૂર નથી. રીતસર ઝડપથી, સહેલથી, અર્થ સમજીને, તથા વિષય પ્રમાણે ભાવ દર્શાવીને વાંચવું અને કવિતા બોલવી એ બધાં વરસમાં જરૂરનું ગણવામાં આવે છે. વાક્યપૃથક્કરણ અને વ્યુત્પત્તિનો વ્યાકરણના પેટામાં સમાસ કરવામાં આવ્યો છે. ઇંગ્રેજી ભાષાનો અને અક્ષરવિધાનો ઇતિહાસ તેજ પેટામાં ચોથે

વરસમાં શિખવો પડે છે. નિબંધની પરીક્ષા ઉપરાંત બાળકોને કૉપી લખાવતાં નમુના માટે શિક્ષકે જેવા અક્ષર કાઢવા જોઈએ તેવા પ્યુપિલટીચર પાસે લખાવવામાં આવેછે. પુરુષો ચાર વરસમાં થઈ અંકગણિત પૂરૂં, ભૂમિતિના બે સ્કંધ, બીજગણિત વર્ગ સમીકરણ સુધી, અને માપકરણ કરેછે, અને સ્ત્રીપ્યુપિલટીચરો તેટલીજ મુદતમાં વ્યવહારી અને દશાંશ અપૂર્ણાંક, પાંતી, ત્રિરાશિ, પંચરાશિ, વ્યાજ, મુદત કાપવાનું, લોન, વગેરે પૂરૂં કરેછે. અંકગણિતના સવાલપત્રમાં નિયમોનાં કારણ અને એ નિયમો બાળકને કેવી રીતે શિખવવા તે સંબંધી પ્રશ્ન પૂછાય છે. રાજકીય ભૂગોળ અને ભુતળ પૂરી કરવામાં આવે છે, અને ચારેખંડના કેટલાક દેશના નકશા દોરવાનું હોયછે. ઇંગ્લાંડનો ઇતિહાસ પણ ચાર વરસમાં પૂરો કરવામાં આવેછે. ગાયનનો ક્રમ અત્રે લખવાની જરૂર નથી. શિક્ષણશાસ્ત્રનો ક્રમ નીચે પ્રમાણે છેઃ—

પહેલું વરસ— પ્રાથમિક વિષય (એટલે વાંચન, લેખન, અંકગણિત) નો વર્ગને પાઠ આપવો.

બીજું વરસ— ઉપર પ્રમાણે, તથા પ્રાથમિક વિષય શિખવવાની પદ્ધતિ સંબંધી સહેલા લેખી સવાલના જવાબ દેવા.

ત્રીજું વરસ— અંકગણિત અને નિશાળમાં શિખવાતા ગમે તે વર્ગીય વિષયનો વર્ગને પાઠ આપવો; બાળશાળા હોયતો આકાર, રંગ, સંખ્યા, ને સામાન્ય પદાર્થ વિષે પાઠ આપવો. પાઠની નોંધ તૈયાર કરવી. એ વિષયો શિખવવાની પદ્ધતિ વિષે લેખી સવાલના જવાબ આપવા.

ચોથું વરસ— નિશાળમાં શિખવાતા ગમે તે વિષય પર પાઠ આપવો. પાઠની નોંધ તૈયાર કરવી. એ વિષયો શિખવવાની પદ્ધતિ સંબંધી લેખી સવાલના જવાબ આપવા.

આ ઉપરાંત સ્ત્રીપ્યુપિલટીચરો સોયકામ શિખેછે, અને તે વિષય બાળકને કેમ શિખવવો તે પણ તેમને આવડવું જોઈએછે. પહેલા વરસમાં ત્રીજા ધોરણની બાળકીઓને, બીજા વરસમાં ચોથા ધોરણનીને, એમ વરસે વરસે એક એક ચઢતા ધોરણને ઇન્સ્પેક્ટર રૂબરૂ તેમણે

પરીક્ષામાં પાસ થયા વિના તથા પાસ થયા પછી બે વરસ સંતોષકા-
રક શિક્ષકનું કામ કર્યા વિના ટ્રેનિંગકૉલેજનું સર્ટિફિકેટ મળતું નથી.
ત્યાંનો બીજા વરસનો અભ્યાસ કેટલીક બાબતોમાં આપણા ત્રીજા વ-
રસને મળતોછે, અને કેટલીકમાં વધારેછે. બીજા વરસમાં પાસ થયેલા
સારા ઉમેદવારોને ત્રીજું વરસ કૉલેજમાં રહી વધારે અભ્યાસ કરવાની
છૂટછે. ત્યાંના ત્રીજા વરસને મુકાબલે આપણે ત્યાં અભ્યાસ ક્રમ છેજ
નહીં. વળી યુનિવરસિટીઓના સંબંધમાં ટ્રેનિંગકૉલેજો કાઢવામાં આવીછે
કે ઉચી કેળવણી લીધેલા શિક્ષક પ્રાથમિક નિશાળોને મળી શકે.

---

# સ્થળવિષે પાઠ.

### ૩ જું પગથીઉં. પાઠ ૪ થો.

( ચાલુ પાને ૨૪૮ થી. )

### પર્વતની હાર અને ખીણો.

ચઢતી જમીનને શું કહીએ છીએ ?

ડુંગરો અને પર્વતો.

પર્વત ક્વચિતજ એકલો જોવામાં આવે છે. આ નમુનો જુઓ.
પર્વત કેવા દેખાય છે ?

ઘણા પર્વત એકઠા જોડાઈ ગયા છે.

ખરી વાત. એક પર્વત બીજા સાથે, બીજો ત્રીજા સાથે, એવી
રીતે જોડાઈ ગયેલા હોય તો તેને આપણે શું કહીએ છીએ ?

સીધી લીટીમાં જોડાજોડ ઊભા રાખેલા છોકરાને કેવી રીતે ઊ-
ભા રાખેલા કહીએ છીએ ?

જોડાજોડ અથવા હારબંધ ઊભા રાખેલા અથવા છોકરાઓની
હાર કરી છે એવું કહીએ છીએ.

ત્યારે એવી રીતે જોડાઈ ગયેલા પર્વતોને શું કહીશું ?

પર્વતની હાર.

હવે પર્વતની હારનું આ ચિત્ર સંભાળપૂર્વક જુઓ અને જે જે
તમારા જોવામાં આવે તે કહો.

છોકરાઓ જોશે કે મુખ્ય હારની બાજૂએ પર્વતો નીકળી આવે છે અને તેમની વચ્ચે ઊંડી જગાઓ આવેલી છે.

શિક્ષક—જે જમીન ઘણા ગાઉ સુધી સપાટ અથવા સરખી હોય છે તેનું નામ તમે જાણો છો ?

છોકરાં—સપાટ પ્રદેશ (મેદાન).

જે જમીન ચઢતી હોય છે પણ ઘણી ઉંચી હોતી નથી તેનું નામ તમને આવડે છે ?

છોકરાં—ડુંગર.

જે જમીન ડુંગર કરતાં ઉંચી હોય છે તેને શું કહે છે ?

છોકરાં—પર્વત.

શિક્ષક—જે જગાઓ તમે હમણાંજ જોઈ તેને ડુંગર, પર્વત કે સપાટ પ્રદેશ કહેવાશે ? નમુનો તપાસો.

છોકરાં—સાહેબ, કઈ જગાઓ ? પર્વતોની વચ્ચે આવેલી છે તે ?

તેના વિષે તમે શું કહો છો ?

તે ઉંડી અને ખાડા જેવી છે.

ખરી વાત. આને ખીણો કહે છે. હવે બધા સાથે બોલો:—'જે ઉંડી જગા ડુંગર અથવા પર્વતની વચ્ચે આવેલી હોયછે તેને ખીણ કહે છે.' હું તમને કહું કે હું ખીણમાં જાઉંછું, તો તેની દરેક બાજૂએ શું હશે તે તમે કહી શકશો ?

હા. ડુંગર અથવા પર્વતો.

ખરી વાત, અને કોઈ કોઈ ઠેકાણે પર્વતો ઘણા પાસે હોય છે; ત્યારે તેમની વચ્ચેની ખીણ કેવી હશે ?

સાંકડી.

પણ પર્વતો પાસેપાસે આવેલા ન હોય તો કેવી રીતે આવેલા હોય ?

છેટે છેટે.

તેમની વચ્ચેની ખીણ કેવી હશે ?

પહોળી.

## પાઠ ૫ મો.

કોરી જમીનના ત્રણે ભાગનાં નામ દો.

સપાટ પ્રદેશ, પર્વત, અને ખીણ.

આમાંથી કયા ભાગમાં તમને રહેવાનું ઘણું ગમે? ધારો કે પવન ખૂબ જોરમાં વાયછે અને કડકડતી તાઢ પડેછે, તો ખુલ્લા સપાટ પ્રદેશમાં રહેનાર લોકોને કેવું લાગશે?

બહુ તાઢ વાશે.

શા માટે તેમને બહુ તાઢ વાશે?

કારણ કે તાઢા હિમ જેવા પવનથી તેમને બચાવવાને તેમાં કાંઈ હોતું નથી.

આવા ખુલ્લા મોટા સપાટ પ્રદેશમાં શિયાળામાં ઘણી તાઢ વાય છે; પણ ઊનાળામાં ત્યાં કેવું લાગતું હશે? જ્યારે ઘણો તાપ પડે છે ત્યારે તમને શું વહાલું લાગે છે?

છાંયડો.

પણ ખુલ્લા સપાટ પ્રદેશમાં આવો છાંયડો હોય? તમે જાણોછો કે આવી જગામાં પર્વત હોતા નથી અને બહુ ખુલ્લી જમીનમાં ઝાડ પણ હોતાં નથી.

બધા સાથે બોલો:—સપાટ પ્રદેશમાં શિયાળામાં તાઢ બહુ વાય-છે, અને ઊનાળામાં તાપ બહુ લાગે છે; કારણ કે તે તદન ખુલ્લો હોવાથી ત્યાં તાઢો હિમ જેવો અને ગરમ વ્હાપ જેવો પવન વાયછે.

ત્યારે તમને બીજી કેવી જગામાં રહેવું ગમશે?

ખીણમાં.

કઈ કઈ જાતની ખીણો હોય છે?

સાંકડી અને પહોળી.

શા કારણથી ખીણ સાંકડી હોય છે?

ડુંગર અથવા પર્વત પાસેપાસે હોવાથી.

જો ખીણ ઘણી સાંકડી અને ઉત્તરદક્ષિણ હોય તો તેમાં સૂર્યનાં કિરણ કઈ તરફથી આવશે?

ફક્ત ઉત્તર અથવા દક્ષિણ તરફથી.

સવારમાં સૂર્ય ક્યાં હોય છે ?

પૂર્વમાં.

આવી ખીણમાં આ વખતે તે કેમ પ્રકાશતો નથી ?

પૂર્વ તરફના પર્વતોને લીધે.

તેમાં રહેનાર લોકોથી આથમતો સૂર્ય કેમ દેખાતો નથી ?

પશ્ચિમ તરફના પર્વતોને લીધે.

ત્યારે તેમાં સૂર્ય ક્યારે દેખાશે ?

બપોરે થોડી વાર દેખાશે.

આવી ખીણમાં ઘણી તાઢ ક્યારે પડે છે ?

ઉત્તર તરફથી પવન વાયછે ત્યારે.

આવી ખીણોમાં પવન ઘણા જોરમાં વાય છે અને હવા છૂટથી ફરી વળતી નથી, તેથી આવી સાંકડી ખીણો તનદુરસ્ત હોતી નથી.

પહોળી ખીણમાં શો તફાવત હોય છે ?

પર્વતો એક બીજાથી છેટે છેટે હોય છે.

આવી ખીણોમાં હવા ફરીવળતી હશે કે નહિ ?

છૂટથી ચોગરદમ ફરીવળે છે.

મોટા ખુલ્લા સપાટ પ્રદેશ કરતાં આ શી બાબતમાં ચઢીઆતી હોયછે?

તેમાં પર્વતનું રક્ષણ મળે છે.

આવી ખીણોમાં સારો પવન વાયછે અને મજાનો તડકો પડે છે; તોપણ તેમાં રક્ષણ અને છાંયડો મળે છે.

ત્યારે હવે કહો તમને ક્યાં રહેવું ગમશે અને શા *કારણથી ?

## प्राणी वर्णन.

(ચાલુ પાને ૨૭૭થી.)

### ઉંટ.

વર્ગઃ—કરોડવાળાં. જાતઃ—સ્તનવાળાં. પ્રકારઃ—વાગોળનારાં.

ઉંટ એ શિંગડાં વગરનું વાગોળનારૂં પ્રાણી છે. તેની જન્મભૂમિ

*આ પાઠોની મતલબ વિષય પૂરો કરવાની નથી; પણ તે કેમ શિખવવો તે માત્ર સૂચવવાની છે. પર્વત ઉપર રહેવા સંબંધી વાત પણ ચલાવવી.

અરબસ્તાન છે. બે જાતનાં ઉંટ થાય છે, એક "બૅક્ટ્રીઅન" કે બે ઢેકાવાળાં, અને બીજાં "અરબી" કે એક ઢેકાવાળાં. આમાંની પહેલી જાતનાં મધ્ય એશિયામાં અને બીજી જાતનાં અરબસ્તાન, ઉત્તર આફ્રિકા, સીરિયા, અને ઇરાતમાં વધારે વપરાય છે. બૅક્ટ્રીઅન ઉંટ કદમાં મોટાં, જોરાવર, અને ખાડાટેકરાવાળી જમીનપર ચાલવામાં વધારે સારાં છે. અરબી ઉંટ ઘણાં મિતાહારી અને રેતાળરણમાં ચાલવામાં સારાં છે. આ બંને જાતનાં ઉંટ માણસો જોડે સંપૂર્ણ રીતે હળી જાય છે. ઉંટને ઘણા લોકો "રણનૌકા" કહે છે, કારણ કે ગરમ રેતાળ મેદાનોમાં થઈને મુસાફરી કરવામાં તે બહુ ઉપયોગી છે. ઘણા દિવસ સુધી તે ભૂખ્યું તરસ્યું રહી શકે છે, અને તેનો બાંધો પણ તેવા કામ સારૂ લાયક હોય છે. તેના ઢેકાને લીધે ઘણો ભારે બોજો તે ઉચકી શકે છે. કોઈ કોઈવાર એક હજાર શેર કરતાં પણ વધારે બોજો ઉચકી શકે છે. ઉંટને જ્યારે પુષ્કળ ખોરાક મળે છે ત્યારે વધારાના ખોરાકનું સત્વ તેના ઢેકામાં ભરાઈ તે મોટા થાય છે, અને જ્યારે ખોરાકની તંગી પડે છે ત્યારે તે ઢેકા ધીમે ધીમે સોસાઈને ઘટી જાય છે. ઉંટના પગ લાંબા અને મજબૂત છે. તેનાં પાવલાં ચપટાં અને પહોળાં છે, અને ખરીઓને છેડે બે આંગળાં હોય છે. તેની પાંપણો લાંબી હોય છે તેથી રણના તાપ તડકાથી અને આંધળાં કરી નાંખે એવી રેતીથી તેની આંખોનું રક્ષણ થાય છે. ઉંટના વાળ લીસા અને તપખીરીઆ રંગના છે. તેની ગરદન લાંબી અને મોં સખત છે. તેનો ઉપલો હોઠ ચીરાયેલો અને ઝુલતો છે. તેના ઢેકા જાણે કુદરતી તકીઆ હોય એવા લાગે છે.

૨. ઉંટના શરીરની અંતર રચના જાણવા જેવી છે. તેના પેટમાં કેટલાંક ખાનાં કે ખોટી હોજરીઓ હોય છે, તેમાં ઘણા દિવસ સુધી ચાલે એટલું પાણી તે ભરી રાખે છે. જ્યારે આરબ લોકોને પાણી બિલકુલ મળતું નથી ત્યારે ઉંટને મારી નાંખી તેના પેટમાં ભરી મૂકેલા પાણીનો જથો ઉપયોગમાં લેછે.

૩. ઉંટ સહનશીલ અને હળી જાય એવું ધારવામાં આવે છે, પણ તેનું મોં સદા ચઢેલું રહે છે અને તે બહુ કજીઆખોર પ્રાણી છે.

લાગ આવે પોતાના રખવાળને અગર બીજા ઉંટને બચકું ભરવા ચૂકતું નથી. ઉંટને ઘૂંટણીએ પાડીને તેના ઉપર બેસાય છે. હેરાન કર્યું હોય ત્યારે તેને બહુ લાગણી થાય છે. તે ગજા ઉપરાંત ભાર ભરવા દેતું નથી. જેમ ઘોડાની સરતો થાય છે તેમ ઉંટની પણ થાય છે. જૂનામાં જૂના લેખોમાં પણ ઉંટ પાળ્યા સંબંધી વાતો છે. જો આ ઉપયોગી પ્રાણી ન હોત તો રણમાં મુસાફરી કરવી અશક્ય થાત. રણમાં થઈને જનાર મુસાફરો કાફલો બાંધે છે, અને સાથે હઝારો ઉંટ રાખે છે.

૪. ઉંટ બોજો ઉચકવાના કામમાં આવે છે એટલુંજ નહીં, પણ તેનું માંસ તથા દૂધ ખોરાક તરીકે વપરાય છે, અને તેનું ચામડું લુગડાં બનાવવાના ખપમાં આવે છે. તેનું દૂધ હમેશાં અને માંસ ખાસ પ્રસંગે વપરાય છે. તેના વાળને કાંતીને લુગડાં બનાવે છે, અને વગર કાંતેલા વાળની ચિતરવાની પીંછીઓ બનાવે છે.

ટીકા—બૅક્ટ્રીઅન ઉંટ ધીમે ચાલનારાં હોવાથી ભાર ભરવામાં વધારે વપરાય છે. અરબી ઉંટને સાંઢણી કહે છે. તેનો વેગ ઘણો હોવાથી તે સ્વારી કરવામાં કામ આવે છે.

---

# बाळ गीत.

"નૌતમ લીલારે, નારાયણની ગાઉં" એ રાગ.

સૌ જણ આવોરે, હારે ઊભા રહીએ;
સલામ કરીએરે, મોઢે કંઈ ના કહીએ. ૧
હાથ ઉપાડોરે, જમણો ઝટ દઈને;
વળતી ડાબોરે, ઉંચો કર લઈને. ૨
અદબ જો કરીએરે, લાગીશું વ્હાલા;
ફરીએ ડાબારે, લાડકડા લાલા. ૩
જમણા થઈએરે, પછી પીઠે ફરીએ;
સીધા થઈને રે, પગ જોડે કરીએ. ૪

આ ચપટી વગાડોરે, તાળી પાડોને;
હેઠળ બેશીરે, પલાંઠી વાળીને. ૫

અંબાલાલ નાથજી શુકલ.

---

# ડ્રૉઇંગ.

(ચાલુ પાને ૨૫૦ થી.)

જોડેના પાનામાં આપેલી આકૃતિઓની સમજ નીચે આપી છેઃ—

આ. ૧ લી. નકલ કરવાનું ચિત્ર.

„ ૨ જી. વિદ્યાર્થીઓની ચિત્ર કાઢવાની સાધારણ અને ખરાબ ઢબ બતાવે છે.

„ ૩ જી. (अ) લંબ લીટી શી રીતે દોરવી એ બતાવે છે. પહેલાં મુખ્ય બિંદુઓ, પછી આછી લીટી, અને તે પછી સ્પષ્ટ સ્થિર લીટી દોરવી. તે લીટી વર્ગના સર્વ વિદ્યાર્થીઓથી દેખાવી જોઇએ.

„ „ „ (ब) વાંકી લીટીઓ દોરવા સારૂ કાઢેલી માર્ગદર્શક લીટીઓ બતાવે છે. આકૃતિની લંબ લીટીની પેઠે લાંબી ક્ષિતિજસમસૂત્ર માર્ગદર્શક લીટી દોરવી. ટૂંકી લંબ માર્ગદર્શક લીટીઓ દોરવી કઠણ નથી, તેથી તે એકદમ સીધી દોરી દેવી. વર્ગના વિદ્યાર્થીઓથી માર્ગદર્શક લીટીઓ દેખાવી જોઈએ; પણ આકૃતિની લીટીઓના જેવી તે સ્પષ્ટ દોરવી નહિ. ૧ લું, ૨ જું, અને ૩ જું બિંદુ એ વાંકી લીટીનાં મુખ્ય બિંદુઓ છે.

„ „ „ (क) ૧ લા, ૨જા, અને ૩જા બિંદુમાં થઈને દોરેલી આછી લીટી છે.

„ „ „ (ड) આછી લીટી ઉપર દોરેલી અને પૂરી થયેલી સ્પષ્ટ લીટી છે.

## ડ્રૉઇંગ.

(ચાલુ પાને ૨૫૦ થી).

ઉપર આપેલ સૂચનાઓ નીચેની આકૃતિઓથી સમજાશે.

આ. ૧ લી.



આ. ૨ જી



આ. ૩ જી (અ).



# इनामी प्रश्नोना उत्तर.

## ૧ મૂળાક્ષરો લખતાં શિખવવાનો ક્રમ.*

૧. સ્વર અને વ્યંજન એ મૂળાક્ષરછે. તે વિષે લખતાં સાથે ક્ષ અને જ્ઞ એ બે જોડાક્ષરછે છતાં તે વિષે પણ લખ્યુંછે, કારણકે તેમાં જે જે અક્ષરો જોડાયાથી તે થયાછે તેનાં રૂપ ન આવતાં જાદુંજ રૂપે લખાય છે.

૨. મૂળાક્ષર લખવાના અનુક્રમમાં કેટલેક અંશે હું દસ્કત શિક્ષક સાથે મળતોછું; પણ કેટલેક ઠેકાણે હું છૂટો પડુંછું.

૩. મૂળાક્ષરો ક્યા અનુક્રમમાં લખવા શરૂ કરાવવાથી ઠીક પડશે તેની વિગતઃ–

સૌથી પહેલાં ા આવો કાનો કઢાવવો; કારણ કાનો એ ઉંડેથી જમણી તરફ સહેજ વળેલી લીટીછે. લીટી કાઢતાં છોકરાઓને વધારે મુશ્કેલી પડશે નહિ. ઘણા મૂળાક્ષરોને કાનાનો ભાગ પણ છે.

કાનો સારો કાઢતાં આવડયા પછી ગ કઢાવવો; કારણ તેમાં કાના સિવાય અર્ધું મીંડું કાઢવાનુંછે ને તે પણ બચ્ચાં કાઢી શકશે.

ગ આવડયા પછી તેને ઘણે અંશે મળતો અ અને તેથી કંઈક ઓછે અંશે મળતો ઝ કઢાવવો.

ઝ તથા તેને મળતા ઉપર જણાવેલા અક્ષરો સારી રીતે આવડયા બાદ ર કઢાવવો; કારણકે ર નો ઉપલો ભાગ ગ ને નીચલો ભાગ સહેજ ા કાનાને મળતો છે.

ર સારી રીતે કાઢતાં આવડયા બાદ તેને મળતા સ તથા શ શિખવવા ઠીક પડશે; સાર પછી ત કઢાવવો; કારણ તેમાં કાના સિવાય નીચે વળેલી અણીદાર આડી લીટી કાઢવાનીછે.

ત આવડયા પછી તેને બહુ અંશે મળતો ન કઢાવવો; કારણ તેમાં અણીદાર આડી લીટીને બદલે નીચે મીંડાવાળી આડી લીટીછે.

ન પછી તેને મળતો જેનો પહેલો ભાગ છે તે જ કઢાવવો; કારણ

---

* સહેલા અને જાણીતા પરથી અઘરા અને અજાણ્યા પર જવાનો લખનારે પ્રયત્ન કર્યોછે, તેથી આ લખાણ માટે જગા કરીએછીએ. વિગતમાં કેટલેક ફેરફાર થઈ શકે તેમ છે—એડિટર.

તેનો બાકીનો બીજો ભાગ ગાંઠવાળીને તિરફસ લીટી જેવો લઈ જવાનોછે તે છોકરા કાઢીશકશે. આ પછી દસ્કત શિક્ષકના મતથી હું જૂદો પડુંછું. તેણે ૮, ઠ, ડ, ઢ, દ, છ, લ, પછી ૫ પસંદ કરેલોછે. પણ તેથી જરા ફરૂંછું તે નીચેથી જણાશે:-

જ. આવડયા પછી ૫ કઢાવવો; કારણકે તેમાં કાના સિવાય ફક્ત આંકડીઆ જેવું પાંખડુંજ વધારવાનુંછે, ને તે જલદી છોકરાને હાથે બેસી શકે તેવુંછે.

૫ પછી તેને મળતો ષ કઢાવવો, તેમાં ફક્ત વચમાં ફાડ વધેછે.

ષ પછી વ કઢાવવો; કારણ તેમાં ૫ ને આંકડીઆને બદલે કાના સાથે ગોળ મીંડા જેવો ભાગ વધેછે એટલે તે ૫ ને મળતો છે.

વ કઢાવ્યા પછી ધ તથા ઘ કઢાવવા; કારણ તેનાં ઉપલાં પલાંખડાં સિવાય બાકીનો ભાગ વ જેવોજ છે. ઉપરનું પાંખડું પણ વ ના ગોળ પાંખડાને મળતુંછે.

ધને ઘ કઢાવ્યા પછી દ કઢાવવો; કારણકે ધ નો કાનો બાદ કરતાં બાકીનો ભાગ દ જેવોછે; ફક્ત મોરે કદે કઢાવવા સરત રખાવવી.

દ પછી છ; કારણ તેમાં દ કાઢયા પછી નીચેના પાંખડાને ઉપર કંઈક ગોળાકારમાં લેઈ જઈ મીંડું વાળવાનુંછે.

છ પછી ઇ, ઈ કઢાવવી; કારણ તેમાં મીંડું વાળવાને બદલે તે પાંખડાને સહેજ અને કંઈક વધારે જમણી તરફ વાળવાનુંછે.

ઇ પછી લ કાઢવો; કારણ તેમાં ઇના ઉપરના પાંખડાને મોટે કદે (આમ કાઢી વચમાં આડી લીટી કાઢી પછી કાનો કાઢવાનો છે.

હવે પછી ડ કઢાવવો. તેનો ઉપલો ભાગ દ ના ઉપરના પાંખડા જેવો ને નીચેનો ભાગ ગના નીચેના પાંખડાને મળતો છે.

ડ પછી તેને મળતો ડ઼; પછી ઠ; કારણ તે બંને ડને સહેજ ફેરફાર સિવાય મળતા છે. પછી ત્ર શિખવવો; કારણ તેમાં ડની નીચે ર કરવાનો છે તથા બાકીનો ભાગ ૫ જેવો છે.

ડ તથા તેને મળતા અક્ષર શિખવ્યા પછી ડથી ઉલટો ટ કઢાવવો. તે હવે સહેજ કાઢી શકશે; કારણકે હાથ કેળવાયો હશે. વળી

નીચલો ભાગ લ જેવો છે, તથા ડથી ઉલટો કાઢવાનો છે તે રમુજે સાથે છોકરા થોડી મહેનતે કાઢી શકશે.

ટ પછી તેને મળતો પણ સહેજ ફેરફારવાળો ઢ કઢાવવો.

ત્યારપછી હ કઢાવવો; કારણકે જો આ રીતે ૬, કાઢે તો ઉપર ડ ને નીચે ડકે ઠ જેવો ભાગ કાઢવાનો છે; પણ જો આ રીતે હ કઢાવે તો ઉપર ડને હેઠે આર્ધો ટકે સના પાંખડાં જેવો ભાગ કાઢવાનો છે.

હવે પછી ય કઢાવવો; કારણકે તેમાં કાના સિવાયનો ભાગ ૮ જેવો છે.

પછી થ કઢાવવો; કારણકે તેમાં ય માં ફક્ત મીંડાનો ભાગ વધેછે.

આ પછી ક્ષ શિખવવો; કારણ તેનો ૧ આવો ભાગ થમાં, નીચેનો ડ આવો ભાગ ડમાં, અને –ા આવો ભાગ સમાં આવી ગયોછે.

હવે પછી ક શિખવવો. તેમાં વચલી આડી લીટીનો ભાગે કાઢતાં બાકીનો ભાગ ડ જેવો છે. પણ તે ડ પછી ન શિખવવાનું કારણ એ કે ડ શિખવ્યા પછી વચમાં આડી લીટી કાઢી ન કઢાવવો; પણ પહેલાં ૮ આનું ઉપલું પાંખડું, તેને લગતી — આડી લીટીને છેવટ નીચલું પાંખડું કઢાવવું.

ક પછી ફ; કારણકે તેમાં ફક્ત નીચેનું એકડા જેવું પાંખડું વધેછે.

આ પછી ખ કઢાવવો. તેમાં પહેલું પાંખડું પના પહેલા પાંખડા જેવું કાઢી જોડે તેને લગાડેલો પ હોય તેમ કાઢવાનું છે, પણ જરા અઘરું છે; સબબ પં પછી તે શિખવવો નહિ.

ખ કઢાવ્યા પછી બ કઢાવવો; કારણ તેનો ઘણો ભાગ ખ ને મળતો છે; પણ પહેલું પાંખડું વના પહેલા પાંખડાને મળતું છે તે કાઢી પછી ઘણોખરો ખનોજ ઘાટ છે. હવે પછી મ ભ, ચ, અને ય એમ અનુક્રમે શિખવવા; કારણકે તે એક બીજાને ઘણે ભાગે થોડા વધારા ઘટારા કે ફેરફાર સાથે મળતા છે.

આ પછી ઉ, ઊ શિખવવા. પછી ણ, પછી જ ને છેવટ ફ કઢાવવો; કારણ એટલે પહોંચતાં ઘણો ખરો હાથ વળ્યો હશે, એટલે તે કઢાવવા બહુ કઠણ નહિ પડે.

ભીમજી વિ લક્ષ્મીરામ દવે.

૨. પ્રશ્ન—નીચેના હિસાબ મોઢે ગણવાની સહેલામાં સહેલી

રીત લખોઃ—

(અ) ૫૦૩×૨૧.

૫૦૩=૫૦૦+૩; ૫૦૦=અર્ધો હઝાર, માટે ૫૦૩=અર્ધો હઝાર અને ત્રણ. અર્ધા હઝાર અને ત્રણ એ બન્નેને ગુણ્યા ૨૧ એવું ૫૦૩×૨૧ નું સ્વરૂપ થયું. હવે અર્ધા હઝારને એકવીસે ગુણો. એટલે એકવીસ અર્ધું સાડાદસ હઝાર આવ્યા. સાડાદસ હઝાર બરોબર દસ હઝારને પાંચસે. હવે ત્રણને એકવીસે ગુણો એટલે ત્રેસઠ આવ્યા. ૧૦૫૦૦ માં ૬૩ ઊમેરો એટલે ૧૦૫૬૩ જવાબ આવ્યો.

(વ) $\frac{૧૬}{૪૮}+\frac{૧૪}{૨૧}$.

$\frac{૧૬}{૪૮}$ માં ૧૬ દઢ ભાજક જણાય છે; માટે અંશ અને છેદને સોળે ભાગતાં $\frac{૧}{૩}$ આવે છે. $\frac{૧૪}{૨૧}$ માં ૭ દઢ ભાજક જણાય છે; માટે અંશ અને છેદને સાતે ભાગતાં $\frac{૨}{૩}$ આવે છે. હવે $\frac{૧}{૩}$ અને $\frac{૨}{૩}$ નો સરવાળો કરવો; બન્નેનો છેદ સરખો છે. માટે બન્નેના અંશનો સરવાળો કરવો; અંશોનો સરવાળો ૩ થયો અને છેદ ૩ છે માટે $\frac{૧}{૩}$ અને $\frac{૨}{૩}$ નો સરવાળો $\frac{૩}{૩}$ થયો. હવે અંશને છેદે ભાગવા એટલે ત્રણને ત્રણે ભાગતાં ૧ પૂર્ણાંક જવાબ આવ્યો.

(ક) ૧ આનો ૯ પાઈ×૧૯.

૯ પાઈ=૦ા। આનો; માટે ૧ આનો ને ૯ પાઈ=૧ આનો+૦ા। આનો થયો. તે બન્નેને ઓગણીસે ગુણતાં ઓગણીસેકું ૧૯ અને ઓગણીસ પોણું ૧૪ા આવ્યા. એ બન્નેનો સરવાળો ૩૩ા આના આવ્યા. સોળ આનાનો એક રૂપિઓ. માટે ૩૩ા આનાને સોળે ભાગતાં બે રૂપિઆને સવા આનો આવ્યો; એટલે જવાબ રૂ. ૨–૧–૩ આવ્યો.

(ડ) ૬ આના ૩ પાઈનાં ૬૦ નંગ તો ૧૦૦ નંગની શી કિંમત ?

વિચાર કરતાં માલૂમ પડે છે કે ૬૦=૩ કોડી, અને ૧૦૦=૫ કોડી. માટે ૩ કોડીના ૬ આનાને ૩ પાઈ તો ૫ કોડીનું શું એવું દાખલાનું સ્વરૂપ થયું. હવે ૬ આના ૩ પાઈને ત્રણે ભાગતાં ૧ કોડીની કિંમત ૨ આનાને ૧ પાઈ આવી. તેને પાંચે ગુણતાં ૫ કોડીની કિંમત ૧૦ આનાને ૫ પાઈ આવી.

# चर्चापत्र.

૧. જગન્નાથ રામશંકર.

૧. પહેલી ચોપડીમાં પાઠ ૧૦ માને મથાળે 'રૂ' શબ્દછે એની જોડણી શીરીતે કરવી?

૨. પહેલી ચોપડીમાં પાઠ ૧૨માને મથાળે 'બાઉ' શબ્દછે તેની જોડણી શીરીતે કરવી?

૩. પાંચમી ચોપડીના પાઠ ૧૭૭મા માં આગુના વર્ણન વિષેની કવિતામાં "કુવા વાવ ને કુંડ આપે અગાડી" એમ લખ્યુંછે, તો તે 'આપે' નો અર્થ શો કરવો? કદાપિ 'ઓપે' હોય તો અર્થ બરોબર થાય માટે ખરૂં શું સમજવું.

ઉત્તર.

૧. ર ને દીર્ઘ ઊ કરવું.

૨. બને કાનો અને હ્રસ્વ ઉ.

૩. આ કવિતામાં 'આપે' ને બદલે 'ઓપે' જોઈએ.

૨. મગનલાલ નથુરામ.

૧. હોપકૃત ચોથી ચોપડીમાં ૧૧૯મા પાઠમાં એમ જણાવ્યું છે કે "પાઘડી રંગેછે એ રંગ ઝાડમાંથી કે છેવડાંમાંથી નીકળેછે." તો પાઘડીનો રંગ કયાં છેવડાંમાંથી નીકળતો હશે? છેવડાંને બદલે છોડવાંમાંથી નીકળેછે એમ હોયતો' કેમ?

૨. પાંચમી ચોપડીના ૧૫૧ મા પાઠમાં એમ જણાવ્યુંછે કે "દિલ્લીથી નૈઋત્ય ખૂણામાં મેવાડ, અજમેર, અને માળવાના કેટલાક ભાગમાં શંગ નામે રજપૂત રાજ્ય કરતો હતો, તેમજ દિલ્લીથી દક્ષિણે ચંબલ નદીભણી મેવાત મુલકછે ત્યાંનો રાજા હસનખાં હતો." મેવાડ અને મેવાત એ જૂદા મુલક છતાં ભરતખંડની ભૂગોળમાં મેવાડની હકીકત જોવામાં આવેછે; પણ મેવાત મોટો મુલક છતાં તેની હકીકત જણાતી નથી, તેનું શું કારણ? કદાપિ આગળ એ મુલક હશે તો હાલ તેનું નામ શુંછે? તથા તેને કયા ભાગમાં જોડવામાં આવ્યોછે?

ઉત્તર.

૪. તમારૂં સમજવું ખોટુંછે. છુંડવાં એ ઝાડનેજ થાયછે. ખરૂં જીવડાંછે. કરમજી રંગ કરમજમાંથી નીકળેછે. એ કરમજ એક જાતનાં જીવડાંછે.

૫. મેવાડનું રાજ્ય હાલ હયાતીમાંછે, તેથી ચાલતી ભૂગોળમાં તેનું વર્ણન આવેછે. મેવાતનું રાજ્ય અંગ્રેજ સરકાર તથા બીજા આસપાસના રાજ્ય ભેગુ મળી ગયુછે, તેથી એનું વર્ણન આપ્યું નથી.

૩. દામોદર જેઠા જોશી.

૧. વાંચનની ત્રીજી ચોપડીના ૩૩ મા પાઠમાં લખ્યુંછે કે "લીમડાના ઝાડને ઊગતાં ઘણાં વરસ લાગેછે." આ વાક્ય વાસ્તવિક નથી; કેમકે બીજા ઝાડોને મુકાબલે લીમડો તો ઝટ થાયછે. ઘણાં વરસતો રાયણના ઝાડોનેજ ઊગતાં થાયછે, તો એ ભૂલછે કે શી રીતે ?

૨. "આગમન કારણ શું છે" એ કવિતામાં કેટલાક આગમનનો અર્થ 'આ તરફ આવવું' એવો કરેછે, પણ આગમનનો અર્થ 'આવવું' એટલોજ થાયછે તે વાજબી છે કે નહિ ?

ઉત્તર.

૧. તમારૂં એ સમજવું ખોટુંછે. ચોપડી લખનારે એવું નથી લખ્યું કે લીમડાને સૌ ઝાડ કરતાં વધારે વખત લાગેછે. તેણે માત્ર લીમડાના ઝાડને ઊગતાં (વધતાં) ઘણાં વરસ લાગેછે એટલુંજ જણાવેલુંછે તે ખરૂંછે. વડ, પીપર, વગેરે ઝાડ જેમ સહેજમાં વધી જાયછે તેમ લીમડો વધતો નથી.

૨. વાજબીછે.

૪. સત્યાકાંક્ષી—તમારૂં ચર્ચાપત્ર અને તે સાથે મોકલેલું ટાઇમટેબલ પહોચ્યાં છે. ટાઇમટેબલમાં તમે મહેતાજી અને એક આસિસ્ટંટ એમ બે શિક્ષક, અને છ ધોરણ તથા બે બાળવર્ગ મળી આઠ વર્ગ કલ્પ્યા જણાયછે. આ વાત ખરી છે કે કેમ અને દરેક વર્ગમાં વિદ્યાર્થીની સંખ્યા કેટલીછે તે જણાવવું, એટલે તમારા ચર્ચાપત્રનો ખુલાસો કરવામાં આવશે.

---

# केळवणी खातानी खबरो.

(તા. ૨૪ મી આગસ્ટ સને ૧૮૯૩ નું મુંબઈ સરકારનું ગેઝેટ જુઓ.)

## કેળવણી ખાતું.

જંજીરે મુંબઈ, તા. ૧૪ મી ઑકટોબર સને ૧૮૯૩.

નં. ૧૬૭૯—સને ૧૮૯૨ ના સપટેમ્બર માસની તા. ૨૧મીની સરકારી જાહેરખબર નં. ૨૦૧૫ ની રદ કરી ગ્રાન્ટ—ઇન—એઇડના ધારાસંગ્રહનું સુધારેલું પરિશિષ્ટ आइ લોકોને જાણ થવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવે છે:—.

ગ્રાન્ટ—ઇન—એઇડ ધારાસંગ્રહ (૧૮૯૦).

પરિશિષ્ટ आइ.

ચિત્રનાં મૂળતત્વના અભ્યાસના ઉત્તેજન માટે નિયમો.

૧. વાર્ષિક પરીક્ષા વખતે ચિત્રના વિષયમાં વિદ્યાર્થીઓ અને પ્યુપિલટીચરોનાં પરિણામ જોઈ નીચે મુજબ *મદદ આપવામાં આવશેઃ—

(अ) પહેલા ગ્રેડનાં જેજે મનોયત્ન ઠીક જણાશે તે દરેકને માટે. રૂ. ०॥

(ब) પહેલા ગ્રેડનાં જે જે મનોયત્ન સારાં જણાશે તે દરેકને માટે. રૂ. ૧)

(क) પહેલા ગ્રેડનાં જે જે મનોયત્ન શ્રેષ્ઠ જણાશે તે દરેકને માટે. રૂ. ૨)

(ड) બીજા ગ્રેડનાં જે જે મનોયત્નમાં વિદ્યાર્થી પાસ થશે તે દરેકને માટે. રૂ. ૫)

૨. સઘળી નિશાળો અને પાઠશાળાના મુખ્ય શિક્ષકો અને પ્યુપિલટીચરો પૈકી જેઓને હુન્નરશાળાના બીજા ગ્રેડનાં તથા ડ્રૉઇંગ-શિક્ષકનાં સર્ટિફિકેટ મળ્યાં હશે અને જેઓ પોતાની શાળાઓમાં ચિત્ર શિખવતા હશે તેમને જો તેમના ઓછામાં ઓછા દસ વિદ્યાર્થીઓ પ-

*વિદ્યાર્થી મદદ લેનારી નિશાળનો હશે તોજ આ મદદ આપવામાં આવશે. વિદ્યાર્થીની ઉમ્મર ૧૮ વર્ષની અંદર હશે તોજ अ, ब, અને कમાં દર્શાવેલ મદદ આપવામાં આવશે.

દ્રેલા ગ્રેડનું સર્ટિફિકેટ મેળવશે તો વર્ષે દહાડે સો (૧૦૦) રૂપીઆની રકમ મળશે. કોઈ મોટી નિશાળમાં અથવા નિશાળોના સમૂહમાં ડ્રાઇંગ-શિક્ષક બદલ એજ સરતે એટલીજ રકમ આપવામાં આવશે. જો શિક્ષકને હુન્નરશાળાના ત્રીજા ગ્રેડનું અને ડ્રૉઇંગ શિક્ષકનું સર્ટિફિકેટ મળ્યું હશે તો દોઢસો રૂપીઆ આપવામાં આવશે.

૩. આ ઇલાકાની જે જે નિશાળો અને પાઠશાળાઓમાં ડ્રૉઇંગ શિખવાય છે તે તે નિશાળો અને પાઠશાળાઓને નીચલા નિયમો લાગુ પડશે.

૪. **ઇનામ અને સર્ટિફિકેટોઃ**—પહેલા અથવા બીજા ગ્રેડના દરેક ઉત્કૃષ્ટ ચિત્ર દીઠ ઇનામ આપવામાં આવશે અને પહેલા અથવા બીજા ગ્રેડના બધા વિષયોમાં જે જે વિદ્યાર્થી પાસ થશે તે દરેકને સર્ટિફિકેટ મળશે.

પહેલા ગ્રેડનાં ઇનામ અરાઢ વર્ષની અંદરની ઉમ્મરના વિદ્યાર્થીઓને આપવામાં આવશે.

૫. ઇનામ અને સર્ટિફિકેટો આપવા માટે પહેલા અને બીજા ગ્રેડની પરીક્ષાઓ દર વર્ષે એપ્રિલ માસમાં લેવામાં આવશે.

૬. પહેલા ગ્રેડના વિષયો નીચે મુજબઃ—

(अ) સાદું ફ્રીહેન્ડ ડ્રૉઇંગ.
(ब) સાદું મૉડેલ અને પદાર્થ ઉપરથી ચિત્ર.
(क) કર્તવ્ય ભૂમિતિ.

### अ. પહેલા ગ્રેડનું સાદું ફ્રીહેન્ડ ડ્રૉઇંગ.

ડ્રૉઇંગ કાઢવામાં કોઇપણ જાતનાં યાંત્રિક સાધન, જેવાં કે આંકવું, માપવું, અથવા *ટ્રેસ કરવું, તે વિના, અથવા સીસાપેન, કાગળ (અથવા સ્લેટ), અને ઇન્ડિયા રબ્બર સિવાય કોઇપણ વસ્તુનો ઉપયોગ કર્યા વગર જે ચિત્ર કાઢવામાં આવે તેને સાદું ફ્રીહેન્ડ ડ્રૉઇંગ કહે છે.

જે નમુનાનો ઉપયોગ કરવામાં આવે તેની રૂપરેખા સુંદર અને

* પારદર્શક ઝીણો કાગળ ચિત્ર ઉપર મૂકી તેપર સીસાપેનવતી નીચેના ચિત્ર પ્રમાણે ચિત્ર દોરી કાઢવું તેને ટ્રેસ કરવું કહે છે.

સાદી હોવી જોઈએ, અને નમુનો નાની શૃંગાર યુક્ત આકૃતિ, ફુલ, પાંદડું, ફળ, અથવા વિદ્યાર્થીની જાણીતી કોઈ સાદી વસ્તુ હોવી જોઈએ.

**ब. પહેલા ગ્રેડનું મૉડેલ ડ્રૉઇંગ**

વિદ્યાર્થીઓને વાંકી અને સીધી લીટીઓ દોરવી પડે એવી રીતે ગોઠવેલી સાદી વસ્તુઓ ઉપરથી રૂપરેખા ચિત્ર કાઢવું તેને મૉડેલડ્રૉઇંગ કહે છે. હિંદી માટીનાં વાસણો, પીતળનાં વાસણો, અને સુરતનાં રમકડાં આ વિષય માટે નમુના તરીકે ઠીક પડશે.

**क. કર્તવ્ય ભૂમિતિ.**

પહેલા ગ્રેડમાં કર્તવ્ય ભૂમિતિનાં મૂળતત્વ અને ચિતરવાનાં સાદાં ઓજારનો ઉપયોગ શિખવવાની મતલબ છે. આ વિષયની પરીક્ષામાં બર્ચેટ કૃત કર્તવ્ય ભૂમિતિનાં ૧ થી ૩૦, તથા ૩૩ મું, અને ૩૭ મું કૃત્ય, અને ટ્રૅમલ (લંબવર્તુલ દોરવાનું ઓજાર) વતી લંબવર્તુલ દોરવો, એટલામાં પરીક્ષા લેવામાં આવશે.

૭. પહેલા ગ્રેડના શિક્ષણ માટે અઠવાડીઆમાં ત્રણ પાઠથી ઓછા આપવા નહિ અને દરેક પાઠ કલાક કલાકનો હોવો જોઈએ.

૮. જે વિદ્યાર્થીઓ પહેલી વખત પરીક્ષામાં બેસવાના હોય તેમની પાસે પહેલા ગ્રેડના ત્રણે વિષયોની પરીક્ષા અપાવવી; પણ જેઓ કોઈ વિષયમાં નપાસ થયા હોય તેમને ત્યારપછીની વાર્ષિક પરીક્ષા વખતે તે વિષયની ફરી પરીક્ષા આપવાની હરકત નથી.

૯. જે વિદ્યાર્થી પહેલા ગ્રેડના બધા વિષયોમાં પાસ થયો નહિ હોય તેનાથી બીજા ગ્રેડના કોઈપણ વિષયની પરીક્ષા આપી શકાશે નહિ.

૧૦. બીજા ગ્રેડના વિષયો નીચે મુજબઃ—

(अ) સપાટ ચિત્ર ઉપરથી ફ્રીહેન્ડ ચિત્ર.

(ब) મૉડેલ ઉપરથી ફ્રીહેન્ડ ચિત્ર.

(क) કર્તવ્ય ભૂમિતિ.

(ड) રેખાયથાદર્શન.

૧૧. બીજા ગ્રેડનું સર્ટિફિકેટ મેળવવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થીએ

(अ) નિમેલા વખતમાં સપાટ ચિત્ર ઉપરથી રૂપરેખા ચિત્ર કાઢવું.

હેલા ગ્રેડનું સર્ટિફિકેટ મેળવશે તો વર્ષે દહાડે સો (૧૦૦) રૂપીઆની રકમ મળશે. કોઈ મોટી નિશાળમાં અથવા નિશાળોના સમૂહમાં ડ્રૉઇંગ-શિક્ષક બદલ એજ સરતે એટલીજ રકમ આપવામાં આવશે. જો સિ-ક્ષકને હુન્નરશાળાના ત્રીજા ગ્રેડનું અને ડ્રૉઇંગ શિક્ષકનું સર્ટિફિકેટ મળ્યું હશે તો દોઢસો રૂપીઆ આપવામાં આવશે.

૩. આ ઇલાકાની જે જે નિશાળો અને પાઠશાળાઓમાં ડ્રૉઇંગ શિખવાય છે તે તે નિશાળો અને પાઠશાળાઓને નીચલા નિયમો લાગુ પડશે.

૪. **ઇનામ અને સર્ટિફિકેટોઃ**—પહેલા અથવા બીજા ગ્રેડના દરેક ઉત્કૃષ્ટ ચિત્ર, દીઠ ઇનામ આપવામાં આવશે અને પહેલા અથવા બીજા ગ્રેડના બધા વિષયોમાં જે જે વિદ્યાર્થી પાસ થશે તે દરેકને સ-ર્ટિફિકેટ મળશે.

પહેલા ગ્રેડનાં ઇનામ અરાઢ વર્ષની અંદરની ઉમ્મરના વિદ્યાર્થીઓને આપવામાં આવશે.

૫. ઇનામ અને સર્ટિફિકેટો આપવા માટે પહેલા અને બીજા ગ્રેડની પરીક્ષાઓ દર વર્ષે એપ્રિલ માસમાં લેવામાં આવશે.

૬. પહેલા ગ્રેડના વિષયો નીચે મુજબઃ—

(अ) સાદું ફ્રીહેન્ડ ડ્રૉઇંગ.

(ब) સાદું મૉડેલ અને પદાર્થ ઉપરથી ચિત્ર.

(क) કર્તવ્ય ભૂમિતિ.

### अ. પહેલા ગ્રેડનું સાદું ફ્રીહેન્ડ ડ્રૉઇંગ.

ડ્રૉઇંગ કાઢવામાં કોઈપણ જાતનાં યાંત્રિક સાધન, જેવાં કે આંકવું, માપવું, અથવા *ટ્રેસ કરવું, તે વિના, અથવા સીસાપેન, કાગળ (અથવા સ્લેટ), અને ઇન્ડિયા રબ્બર સિવાય કોઈપણ વસ્તુનો ઉપયોગ કર્યા ર જે ચિત્ર કાઢવામાં આવે તેને સાદું ફ્રીહેન્ડ ડ્રૉઇંગ કહે છે.

જે નમુનાનો ઉપયોગ કરવામાં આવે તેની રૂપરેખા સુંદર અને

* પારદર્શક ઝીણો કાગળ ચિત્ર ઉપર મૂકી તેપર સીસાપેનવતી એના ચિત્ર પ્રમાણે ચિત્ર દોરી કાઢવું તેને ટ્રેસ કરવું કહે છે.

માપક બિંદુઓનો ઉપયોગ દર્શાવનાર અને સપાટી ઉપર ગમે તેવી સ્થિતિમાં મૂકેલા નક્કર પદાર્થો દર્શાવનાર યથાદર્શનના પ્રશ્નના જવાબ લખવા.

૧૨. વિદ્યાર્થી દરેક વખત બીજા ગ્રેડના ગમે તે એક વિષયની પરીક્ષા આપી શકશે; પણ જે વિષયની પરીક્ષા આપવી હોય તે વિષયનો તૈયાર કરેલો નમુનો તા. ૧૫ મી માર્ચ સુધીમાં મુંબાઈની સર. જમસેદજી જીજીભાઈ હુનરશાળામાં મોકલવો. તે પસંદ પડશે, તો તેને વાર્ષિક પરીક્ષામાં દાખલ કરવામાં આવશે.

૧૩. નીચે મુજબ નમુના તૈયાર કરી મોકલવા પડશેઃ—

(अ) સપાટ ચિત્ર ઉપરથી એક તારમાં દોરેલું ફ્રીહેન્ડ રૂપરેખા ચિત્ર.

(ब) મૉડેલસમૂહપરથી દોરેલું રૂપરેખા ચિત્ર.

(क) ૭ કરતાં ઓછાં ન હોય એવાં ભૂમિતિનાં ફૂલ દોરેલો તાર એક.

(ड) યથાદર્શનચિત્ર.

હાફ ઇમ્પીરિયલ (૨૧ ઇંચ×૧૫ ઇંચ) કાગળના તાર ઉપર ઉપલા નમુના તૈયાર કરવા, અને તે તા. ૧૫ મી માર્ચ પહેલાં અથવા તે દિવસે સર. જમશેદજી જીજીભાઈની હુનરશાળામાં વિષય દીઠ રૂ. ૧) ની ફી સાથે પહોચે તેમ મોકલવા.

૧૪. કોઈ વિષયમાં પાસ થયેલા વિદ્યાર્થીને તેના તેજ વિષયમાં ફરી પરીક્ષા આપવાની જરૂર નથી.

૧૫. મુંબઈમાં રહેનાર શિક્ષકો અને પ્યુપિલટીચરોને ડ્રૉઇંગના બીજા ગ્રેડના સર્ટિફિકેટનો અભ્યાસ કરવા માટે સર. જમશેદજી જીજીભાઈ હુનરશાળાના સવારના વર્ગોમાં દાખલ થવું હશે તો તેમને ચાલુ ફી લેઈને તેમાં દાખલ કરવામાં આવશે.

ટીપ—બર્ચેટ કૃત કર્તવ્ય ભૂમિતિનાં મરાઠી, ગુજરાતી, કાનડી, અને સિંધી ભાષાન્તરો સરકારી ડીપોમાંથી મળશે. કૅરોલ કૃત કર્તવ્ય

ભૂમિતિ મિસિસ રાધાબાઈ આત્મારામ સગુનની દુકાનેથી મળશે; ઠેકાણું, મુંબઈમાં કાલકાદેવીના રસ્તાપર.

---

## ડ્રાઇંગ શિક્ષકનું સર્ટિફિકેટ.

૧. જેની પાસે આ સર્ટિફિકેટ હશે તે ડ્રૉઇંગના ઉંચામાં ઉંચા જે ગ્રેડમાં પાસ થયો હશે ત્યાંસુધી શિખવવાને લાયક ગણાશે.

૨. બીજા ગ્રેડનું સર્ટિફિકેટ મળતા સુધી કોઈપણ ઉમેદવારને આ પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ.

૩. આ સર્ટિફિકેટ માટે ઉમેદવારને બે બાબતમાં પાસ થવું પડશેઃ—

૧ લીઃ—લેખી પરીક્ષા.

૨ જીઃ—કાળા પાટીઆપર ચિત્ર કાઢવાની પરીક્ષા.

૪. લેખી પરીક્ષામાં સપાટ વસ્તુ ઉપરથી દોરેલી બે સાદી શૃંગારયુક્ત આકૃતિઓ ઉમેદવારને આપવામાં આવશે, અને આ આકૃતિઓ દોરવાની સારી પદ્ધતિ તેણે બતાવવી પડશે. વિદ્યાર્થીએ આપેલા નમુનાની નક્કલ કેવી રીતે શરૂ કરવી અને ક્રમે ક્રમે કેમ પૂરી કરવી તે સંપૂર્ણ રીતે બતાવી આપે તેવાં કેટલાંક ચિત્ર આ કામ માટે તેણે દોરવાં. ચિત્રની સમજુતી આપનાર નોંધ ઇંગ્રેજીમાં લખી તે સાથે સામિલ રાખવી. તે નોંધ બનતાં લગી સ્પષ્ટ અને સંક્ષિપ્ત હોવી જોઈએ. વળી ઉમેદવારને બે અથવા ત્રણ સાદી વસ્તુનું યથાદર્શન દોરેલું ચિત્ર આપવામાં આવશે. આપેલા અવલોકન બિંદુથી જોવામાં આવેલ મૉડેલસમૂહ તરીકે આને ગણવું. આકૃતિઓ ગોઠવવામાં અને રચવામાં વિદ્યાર્થીએ ઉપયોગ કરવાની જે રીતો ઉમેદવાર શિખવવાનો હોય તે જણાઈ આવે એ પ્રમાણે તેણે આ ચિત્ર દોરવું. સમજુતી આપનારી ટૂંકી નોંધ ઇંગ્રેજીમાં લખી ચિત્રની સાથે તેણે સામિલ રાખવી.

૫. વાર્ષિક પરીક્ષાને પહેલે દહાડે ઉપલી પરીક્ષા લેવામાં આવશે. તેના બે સવાલપત્ર આપવામાં આવશે; પહેલાને માટે ચાર કલાક અને બીજાને માટે બે કલાક આપવામાં આવશે.

૬. ઉપરની લેખી પરીક્ષામાં પાસ થયા વિના ઉમેદવારની કાળા પાટીઆપર ચિત્ર કાઢવાની પરીક્ષા લેવામાં આવશે નહિ.

૭. કાળા પાટીઆપર ચિત્ર દોરવાની પરીક્ષામાં ઉમેદવારને ત્રણ ચિત્ર દોરવાં પડશેઃ—

૧ લું. લેખી પરીક્ષામાં આપેલી શૃંગાર યુક્ત આકૃતિઓ પૈકી એકનું ચિત્ર.

૨ જું. બે અથવા ત્રણ સાદી વસ્તુઓના સમૂહનું ચિત્ર.

૩ જું. પહેલા ગ્રેડની ભૂમિતિનાં બે અથવા ત્રણ કૃત્યો દોરવાં.

દરેક ચિત્ર દોરવાને વીસ મિનિટનો વખત આપવામાં આવશે.

૮. કોઈ પણ બાબતમાં નપાસ થનાર ઉમેદવારને ડ્રૉઈંગ શિક્ષકના સર્ટિફિકેટની આખી પરીક્ષા ફરી આપવી પડશે.

૯. મુંબઈની હુન્નરશાળાના પ્રિન્સપાલ પરીક્ષાના સવાલ કાઢશે. જવાબપત્રો પ્રિન્સપાલ અથવા વાઇસ પ્રિન્સિપાલ તપાસશે. પ્રિન્સિપાલ, વાઇસ પ્રિન્સિપાલ, અને સર. જમસેદજી જીજીભાઈની હુન્નરશાળાના સરકારી પરીક્ષકો મળી કાળા પાટીઆપર દોરવાના ચિત્રની પરીક્ષા લેશે.

૧૦. દરેક ઉમેદવારને ૩)ની ફી અગાઉથી આપવી પડશે.

નેક નામદાર ગવર્નર-ઇન-કાઉન્સિલના હુકમથી,
( સહી ) G. C. WHITWORTH.
આક્ટિંગ સેક્રેટરી, સરકારનિસબત.

---

# नवां पुस्तकों.

નીચેનાં પુસ્તકોની નવી આવૃત્તિ તૈયાર થઈ છે. જોઈએ તેમણે નીચે સહી કરનાર સાથે ગોઠવણ કરવી.

| નામ. | કિંમત. |
|---|---|
| ૧. સંસ્કૃત સિ. નં. ૪૮ પરાશર ધર્મ સંહિતા પુ. ૧ લું. ભાગ. ૨ જો | ૪—૦—૦ |
| ૨. ગુજરાતી બાળમિત્ર ભાગ. ૧ લો | ૦—૭—૦ |
| ૩. ગુજરાતી પહેલી મોટા અક્ષર તથા ચિત્રવાળી | ૦—૦—૯ |
| ૪. હોપ ભૂગોળ ભાગ. ૨ જો | ૦—૨—૦ |

સરકારી બુક ડીપો.
મુંબઈ, તા. ૯—૧૦—૯૩.

G. B. Nene.
ક્યુરેટર.

---

## નિશાળોના ઇનામ પત્રક.

ઝાલાવાડ પ્રાંત. ધ્રાંગધ્રા કન્યા. મેં. પો. સુ. સાહેબ રૂ.૫ ) ગામલા. શા. નીમચંદ રતનશી રૂ. ૩) સુખલાલ સંઘજી રૂ. ૩) ચુડા. મે. આ. પે. એ. સા. રૂ. ૫—૧૦—૦ વઢવાણ કેમ્પ કન્યા. મે. ડે. બા. પો. એ. સાહેબ. રૂ. ૨૫) થાન. રોળીઆ હીરાનાથાની વિધવા બાઈ સાંકળી રૂ.૪ ) ભોઈકા. મે. આ. પે. એ. સાહેબ રૂ. ૧૫ ) બાવળી. ગે. તાલુકદાર સાહેબ. રૂ. ૪ ) વાંટાવદર. ધ્રાંગધ્રાના ગે. રાજ સાહેબ રૂ. ૪) માથક. રાણાશ્રી મળુભા તથા સેસાભાઈ તથા રામસિંહજી તથા દોશી માણેકચંદ રૂ. ૬) સામલા. પાટવી કુમારશ્રી મદારસિંહજી રૂ.૫) ચુડા. ગોસળીઆ રામચંદ પનજી રૂ. ૬) ચુડા મ્યુનિસિપાલિટી રૂ. ૧૨ વાંટાવદર. બારોટ કાળા પરબત રૂ. ૮) ટીકર. મહેતા. જેઠા ઓાડીદાસ વગેરે રૂ.૩ા સાંયલા. ઉજમશી મહાદેવ રૂ. ૪—૨—૦ પાટવી કુમારશ્રી રૂ. ૩ાᴗ ચુડા કન્યા. રોળીઆ અભેચંદ લવજી રૂ. ૫ા ભોઈકા. ચિફ કોન્સ્ટેબલ બલવંતરામ એકનાપ. રૂ. ૩ા, થાણદાર દયાશંકર જેસુખરામ રૂ.૩ા, નાયક શંકર શામજી રૂ.૩ા.

સોરઠ પ્રાંત. વસાવડ. દેશાઈ કેશવલાલ પ્રાણજીવન રૂ.૧૨ ).

શેખના પીપરીઆ. દરબારશ્રી વાલાંખડ ગોરખા રૂ.૧૦ ડેરાણું. મે. દરબાર સાહેબ રૂ.૨૦ બગસરા ભાયાણી. દરબારશ્રી વાલા ગોદડ રૂ. ૧ના ચરખા. મે. મેનેજર મગનલાલ પીતાંબર રૂ. ૩) બાંટવા મે. દરબાર સાહેબ રૂ. ૪૮) ગીદડ. મે. દરબાર સાહેબ રૂ. ૩૦) માણાવદર કન્યા. મે. મેનેજર સાહેબ રૂ. ૫) બગસરા તા. સ્કૂ. મે. દરબાર સાહેબ રૂ. ૪૧) શેઠ. જવેરીલાલ ન્યાલચંદ રૂ.૩ા દરબારશ્રી વાલા વાજસુર રૂ.૧૦ા બગસરા કન્યા. મે. દરબાર સાહેબ રૂ. ૧૦) બગસરા બ્રૅંચ. એજન રૂ. ૯) મેંદરડા. એજન રૂ. ૨૨) ખીલખા કન્યા. મે. દરબાર સાહેબ રૂ. ૫–૫–૬ ખીલખા એજન રૂ. ૩૩ા જેતપુર તા. સ્કૂલ. દરબારશ્રી બીમાવાલેરા રૂ. ૫૦) જેતપુર બ્રૅંચ. એજ રૂ. ૨૦) સદર કન્યા. એજન રૂ. ૫૦) બગસરા કન્યા. દરબારશ્રી સામતવાળા રૂ. ૫) ઢસા. તાલુકદાર અબાવીદાસ છેવાભાઈ રૂ. ૧૭–૮–૬ બાંટવા તા. સ્કૂલ. માણાવદરના મે. દરબાર સાહેબ રૂ.૭ા મુઝીઆસર. મે. દરબાર સાહેબ રૂ. ૭)

ઉમેલી તાબે અંગારીઆ. રાજપરાના ઠાકોર સાહેબ રૂ. ૩).

સુરત મ્યુનિસિપલ સ્કૂલ. સુરત નં. ૬ ઠો. મી. લલુભાઈ મોતીરામ રૂ. ૯–૮–૦ ની. હરિશંકર ગીરજાશંકર રૂ. ૩) સુરત નં. ૯ મો. શેઠ હરકીશનદાસ ફકીરચંદ રૂ. ૭ સુરત નં ૩ જો. મી. મોરારજી વલ્લભભાઈ વગેરે રૂ. ૫–૧૦–૦.

પાલણપુર વિભાગ. થરા. મજમુદાર તથા હેમરાજ મહેતા રૂ. ૪) વળા તાલુકદાર રૂ. ૪) ડીસા કન્યા. દફતરી લલુભાઈ રૂ. ૩–૫–૬ સાં[illegible]કરો. રૂ. ૩–૪–૦ સમી. મે. રાધનપુર નવાબ સાહેબ રૂ. ૧૯ [illegible]લણપુર ઉર્દુસ્કૂલ. મે. દિવાન સાહેબ બહાદુર. રૂ. ૩–૧૧–૨.

અમદાવાદ નામદાર હરકુંવરબાઈની કન્યાશાળા. સારો મેળાવડો ભરી મિસિસ ઠાકોરકલના હાથે રૂ. ૧૬૦–૭–૯નું ઈનામ વહેંચાવ્યું.

મોરા તાબે ગોધરા. મેત્રાલના ઠાકોર સાહેબ ગુલાબસિંહજી રૂ. ૩).

માતર મ્યુનિસિપલ સ્કૂલ. મે. રા. સા. દુર્ગેશ્વરભાઈ નટવરજી-

બાઈને હાથે રૂ. ૨૦–૧૨–૦ માતર મ્યુનિસિપલ છોકરાની તથા છોડીઓની સ્કૂલ. દેસાઈ ગબડભાઈ રણછોડદાસ રૂ.૧૦૯).

હાલાર પ્રાંત. ભાડલા. જીવા ખોખા રૂ. ૩) રાજપરા. ધરમપુરના મહારાણાશ્રી બળદેવજી રૂ. ૩) કોટડા સાંગાણી. દરબાર સાહેબ રૂ. ૧૮ એંજન કન્યા. એંજન રૂ. ૧૮) ધ્રોલ તા. સ્કૂલ. ગે. ઠાકોર સાહેબ રૂ. ૪૧ એંજન કન્યા. એંજન રૂ. ૧૬ાા મેંગણી. મે. તાલુકદાર સાહેબ રૂ. ૧૫ ) મેવાસા. ખોજા ધનજી માવજી રૂ. ૩ ) જોડીઆ. આ. વહિવટદાર માનશંકર રૂપજી રૂ. ૪ મહાજન રૂ. ૪ ) રામજી પ્રાગજી રૂ. ૬ ધ્રોલ. મી. સાકરલાલ શ્યામજી રૂ. ૫ ) ગટકા. આ. તાલુકદાર સાહેબ રૂ. ૧૪–૪–૦ વીરપર. મે. ઠાકોર સાહેબ ૩૧–૬–૦ સાપર. આ. તાલુકદાર રૂ. ૧૦ નવાનગર પેંચ નં ૧. શેઠ અરદેશર ટેમુલજી રૂ. ૮–૪–૦ ) આમરણું. મે. ઠાકોર સાહેબ ૨૨–૧૧–૦ જાંબુડા. ગઢવી વાલા મોડણ રૂ. ૩ ) ગોંડલ કન્યા. હજુર શિરસ્તેદાર આજમ. મગનલાલ લક્ષ્મીશંકર. રૂ. ૩–૨–૦

અમદાવાદ જીલ્લો. રોજકા ચુડાસમા ગગુભા દીપસિંગજી વગેરે રૂ. ૪) કુહા. મથુરભાઈ ગલાભાઈ વગેરે ૭–૧૨–૦ કેદરા. મે. એચ. ડિકસન સાહેબ રૂ. ૫) ચલોડા કન્યા. સોજીત્રાના અમીન રણછોડભાઈ જેઠાભાઈ રૂ. ૬ાા અસલાલીના અમીન જીવાભાઈ લાલજી રૂ. ૪) ચલોડા મુખ્ય. એંજન રૂ. ૪) ભંડોડા. કટોસણના ઠાકોર સાહેબના કુમારશ્રી તખતસિંગજી કરણસિંગજી તથા ભંડોડાના ઠાકોર ઉમેદસિંગજી પ્રતાપસિંગજી મળી રૂ. ૯ કુકવાવ. મહેતા રાયચંદ દેવશી રૂ. ૫ ઉતેળીઆ. ઠાકોરસાહેબ શ્રી સુરસિંહજી દાજીરાજ રૂ. ૫–૪–૦ રોજકા કન્યા. રાણાશ્રી ગગુભા દીપસિંગજી રૂ. ૩ ગોરૈયા ઠાકોરશ્રી સુરજમલસિંગજી જોરાવરસિંગજી રૂ. ૩–૨–૯ પીપળી જમાદાર જસવંતસિંગજી દમીનસિંગજી રૂ. ૩ ભોજવા. દરબારશ્રી સુરજમલજી જોરાવરસિંગજી રૂ. ૫–૧૩–૯ ડાંગરવા. સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી રૂ. ૪ વાસડ. શા. પોપટ નથુ. રૂ. ૪–૮–૦

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વ લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહીં આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહીં.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજૂએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખરચે મંગાવી લેવું.

શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો લખી મોકલશે તો તેપણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા માહનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેંડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મનીઓરડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અડધો આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવાશે નહીં.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢીઆના. પદરના ખરચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. લેખ પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ૧ થી રૂ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાવેશ થશે નહીં.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |
| એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ. | |

બાર માસ લગી લાગલગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગનો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અડધો ચાર્જ લેવાશે.

## હેંડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અડધા તોલા સુધીના રૂ.૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦. તે ઉપરના માટે અમને લખવું.

અંક ૧૨ મો. પુસ્તક ૩૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

ડીસેમ્બર સને ૧૮૯૩.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી).

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ.

# जाहेर खबरो.

**કેળવણી ખાતાના વડાએ મંજુર કરેલી**
**સસ્તામાં સસ્તી સોદાગર સ્ટાનંડર્ડ કોપી બુકો**
નંબર ૧ થી ૬ સુધીની.

**કમીશનમાં વધારો.**

**તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૮૯૨ થી.**

નવી આવૃત્તિ.

નવા વધારા અને સુધારા સાથે.

**સન ૧૮૯૩ ના જાન્યુઆરીથી બહાર પડશે.**

કિંમત દરેક પ્રતના રૂ ૦—૧—૬

કેટલાંક વરસો થયાં ગુજરાત, કાઠિયાવાડ વીગેરે ઠેકાણાઓ પર અમારી સસ્તી કીંમતવાળી અને તેમાં પુરી પાડેલી અગત્યની અને કીંમતી બાબતોથી ભરપુર કાપીબુકોથી કદરદાન ગ્રાહકો જાણીતા છે માટે વધુ કહેવાની જરૂર નથી. ખરીદદારોએ પોતાનાં ઇનડેંટ જોડે રોકડાં નાણાં વાળવાં. કમીશન નીચે પ્રમાણે:—

(૧)—૧૦થી વધારે અને ૨૦ રૂપીયાથી ઓછી ખરીદીપર કમીશન ૨૦ ટકા પ્રમાણે.

(૨)—રૂ ૨૫) ની ખરીદીપર કમીશન રૂ પા

(૩)—રૂ ૫૦) ની ખરીદીપર કમીશન રૂ ૧૧ા

(૪)—રૂ ૧૦૦) અને તેથી ઓછી કીંમતની નહીં એવી ખરીદીપર કમીશન રૂ ૨૫)

(૫)—૨૫, ૫૦ અને ૧૦૦ રૂપીયાની ખરીદી કરનાર સીર રવાનગી ખર્ચ પડશે નહીં.

"સોદાગર પ્રેસ ઑફીસ," ઠે. દરીયામહેલ. સુરત તા૦ ૧ લી જાન્યુઆરી સન ૧૮૯૨. } નગીનદાસ ડાહ્યાભાઈ. મેનેજર સોદાગર પ્રેસ.

---

મહેતાજી સાહેબો, 'માસિક અને વર્તમાન તત્વસંગ્રહ' આપને બહુ ઉપયોગીછે. પુષ્કળ ગામડાંના મહેતાજીઓ તેના ગ્રાહક થયાછે તેમાં હિંદુસ્તાનની અંદર નિકળતાં સારાં સારાં વર્તમાનપત્રનો સાર બહુ સરસ રીતે આપવામાં આવેછે. બુદ્ધિપ્રકાશ જેવડાં ૩૨ પ્રષ્ઠ છતાં કિંમત પોષ્ટ સુદ્ધાં એક રૂપિયો. એકવાર જરૂર વધુઓ. મગનલાલ ઝવેરચંદ શાહ, લીંબડી—કાઠિયાવાડ.

ભારે વખણાયલી, ખચીત મેટ અને સસ્તી.

## આદરજી કાવસજી માસ્તરની

**હસ્તશિક્ષક કોપીબુકો.**

આઠ ભાગમાં.

કેળવણીખાતાના હાલના તથા આગલા ઈન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગ્રહસ્થો, પ્રોફેસરો,

ખા. બા. જમશેદજી નવરોજજી ઉનવાલા, એમ. એ. ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ., એલફીન્સ્ટન હાઈ સ્કૂલના
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ., પ્રોફેસર પુના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સયાની, બી. એ., હેડમાસ્તર ભરૂચ હાઇસ્કુલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપાલ, ત્રેનીંગ કોલેજ,
મી. એ. એસ. જર્વીસ, સુરત મીશન સ્કૂલના પ્રિન્સિપાલ.
મી. વીલીયમ બીટી, બી. એ., સુરત મીશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટની ત્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ.
શેઠ બેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ
શેઠ હોરમજજી જાંગીર પ્રેપાયટરી સ્કૂલના માલેક.
શેઠ ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇસ્કૂલના માલેક.
શેઠ માણેકજી બેજનજી કુપર માજી ફોર્ટ હાઇસ્કૂલના હેડમાસ્તર.
શેઠ. બરજોરજી ખરશેદજી સંજાણા, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચંદનવાડી સ્કૂલના માજી માલેક.
શેઠ. જમશેદજી, ખ० દુબાસ, બી. એ. હેડમાસ્તર, એલફીન્સ્ટન મીડલસ્કૂલ
શેઠ. માણેકશા બેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર
રા. રા. લક્ષ્મીદાસ દી. હેડમાસ્તર આલફ્રેડ હાઇસ્કૂલ, ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એ. વ. સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, હબીબભાઇ સ્કૂલ ઓજા ખાનમહમદ
શેઠ. રૂશતમજી મેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

### મુંબઇની ગુજરાતી સ્કૂલના, હેડમાસ્તરો.

મી. ગુલાબદાસ સુંદરદાસ ચોકસી.
મે. પ્રાણજીવનદાસ કાહાનદાસ.
મે. હરકીસનદાસ બીજલાલ.
મે. શીવશંકર કૃષ્ણજી ભટ.
શેઠ. મેરવાનજી શેરાબજી દલાલ.
શેઠ. ફકીરજી શેરાબજી મદ્રાસીના.
મે. માણેકલાલ ધીરજરામ અધ્યાર.
મે. આતમારામ જેકીશનદાસ.
મે. મોહનલાલ પ્રસાદરાય.

### મુંબાઇ અને ગુજરાતના જાહેર છાપાના મતો.

રાસ્ત ગોફતાર, મુંબઇ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કયસરેહિંદ; ગુજરાતી; ચન્દ્ર પરસ્ત; રીપન રીપોર્ટર; ઇન્ડયન સ્પેક્ટેટર ગુજરાતમિત્ર; પ્રજામિત્ર; સુર્યપ્રકાશ; સુરત અખબાર; દેશીમિત્ર; ભરૂચ સમાચાર; હિતેચ્છુ.

### દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧ રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાંઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૨૫ ટકા ડીસકાઉંટ આપવામાં આવશે પેકીંગ અને રેલવેનો સર્વે ખરચ આપવામાં આવશે.

૨ ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડીસકાઉટ મળશે, પણ રેલવે, પેકીંગ, પોસ્ટેજ વીગેરેનો સર્વે ખરચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થયા તથા તે માલને નુકશાન પુગે તેનો જોખમદાર માલ મંગાવનારછે.

# ગુજરાતશાળાપત્ર.

પુસ્તક ૩૨ મું. ડીસેમ્બર, ૧૮૯૩. અંક ૧૨ મો.

## માસ.

વડોદરા દેશી કેળવણીખાતાના ડિરેકટર સાહેબની સહીનો એક સર્ક્યુલર "કેળવણી" પત્રના આશ્વિન માસના અંકમાં પ્રસિદ્ધ થયો છે, તેથી જણાય છે કે ત્યાંની સઘળી હિંદુ શાળાઓના પાંચમા અને તે ઉપરનાં ધોરણનાં જે બાળકોને વાંધો ન હોય તેમને "સાર્થ ભગવદ્‌ગીતા નીતિના ગ્રંથ તરીકે" શિખવવાનો, અને એ પુસ્તકમાંથી હરકત જેવો ભાગ કાઢી નાંખી નવી આવૃત્તિ તૈયાર કરવાનો હુકમ થયો છે. તે હુકમને આધારે ડિરેકટર સાહેબ લખેછે કે "જ્યાં સંસ્કૃત ચાલતું હશે તથા જ્યાં સંસ્કૃત શિખવવાને લાયક શિક્ષક હશે ત્યાં ગીતાના સંસ્કૃત શ્લોક પણ શિખવવા. જે શાળાઓમાં એ રીતે બની શકે એમ ન હોય ત્યાં ખુલાસાથી અર્થ માત્ર શિખવવા." બાળક સાત વરસની ઉમ્મરે પહેલા ધોરણમાં દાખલ થાય તો પાંચમા ધોરણ સુધી પહોચતાં તેની ઉમ્મર બાર વરસની થશે. એ ઉમ્મર ભગવદ્‌ગીતાનું તત્ત્વજ્ઞાન શિખવા કે સમજવાને યોગ્ય છે ? ભગવદ્‌ગીતાનો મુખ્ય ઉદ્દેશ માણસનું મન વૈરાગ્ય તરફ વાળવાનો છે. વડોદરાના કેળવણીખાતાનો ઉદ્દેશ પણ લોકોને બાળપણથી વૈરાગ્ય તરફ દોરવાનો છે? હમને લાગેછે કે એ ખાતાએ હાલમાં વિજળીનો વેગ ધારણ કર્યો છે. કયો ભાગ હરકત ભરેલો ગણી કાઢી નાંખવામાં આવેછે તે "છોકરાંને અનુકૂળ થાય એવું ખાસ પુસ્તક શાસ્ત્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ પાસે તૈયાર કરાવવામાં આવ્યું છે તે થોડા દિવસમાં બહાર" પડેથી જણાશે.

---

આ પત્રના સઘળા વાંચનારને ખબર છે કે સન ૧૮૮૪ સુધી આ ઈલાકાના ઇંગ્રેજી રાજ્યની ઘણીખરી પ્રાથમિક નિશાળો સરકાર તરફની

૨૫૮૯૦૦ રૂપિયાની મદદ સાથે લોકલફંડને ખરચે ચાલતી હતી. કોઈ કોઈ મ્યુનિસિપાલિટી પોતાની હદમાં ખુશી પ્રમાણે થોડી વધારે મદદ આપતી હતી; બીજે ઠેકાણે તેમ થતું નહોતું. સન ૧૮૮૪ ના વરસમાં સ્થાનિક સ્વરાજ્યના કાયદા થવાથી મ્યુનિસિપલ હદની પ્રાથમિક નિશાળો ચલાવવાની જવાબદારી મ્યુનિસિપાલિટીઓને શિર આવી, અને તે હદમાં લોકલફંડને ખરચે ચાલતી નિશાળો મ્યુનિસિપાલિટીઓને સ્વાધીન કરવાની તજવીજ ચાલવા માંડી. તે વખત એ નિશાળો પાછળ ૩૩૮૨૩૨ રૂપિયા ખરચાતા હતા. સરકારે એ રકમના ત્રીજા ભાગ જેટલી એટલે એકલાખ બારહજાર રૂપિયાની નવી મદદ મ્યુનિસિપાલિટીઓને આપવાનો ઠરાવ કર્યો, અને ત્યાંસુધી લોકલફંડને ૨૫૮૯૦૦ રૂપિયાની મદદ મળતી હતી તે ચાલૂ રાખી. આથી મ્યુનિસિપલહદમાં વપરાતી રકમમાંથી ફીની ઉપજ બાદ કરતાં બાકીના ૨૨૩૫૪૭ રૂપિયા લોકલબોર્ડોને બચ્યા, અને ગામડાની નિશાળોમાં સુધારો વધારો કરવાનું બની શક્યું. તેજ વખતે એવો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો, કે સરકારને જેમ નાણાંની સવડ થતી જાય તેમ લોકલબોર્ડોને અપાતી મદદ વધારી તે એકંદર ખરચના એક તૃતીયાંશ જેટલી કરી આપવી, અને તે પ્રમાણે સન ૧૮૮૫માં એક લાખ રૂપિયાનો વધારો આપવામાં આવ્યો હતો. મ્યુનિસિપાલિટીઓને ઉપર કહ્યા પ્રમાણે એક લાખ બાર હજાર રૂપિયાની જે મદદ આપવામાં આવી તે પાંચ વરસના કરારથી આપી હતી, અને તે મુદતને અંતે નિશાળોના એકંદર ખરચમાં ફેરફાર થયેલો જણાય તો સરકારમદદમાં પણ નાણાંની સવડ પ્રમાણે વધઘટ કરવી એમ વિચાર રાખ્યો હતો. મુદતની અંદર મ્યુનિસિપલ હદમાં નિશાળો વધે તેને ગ્રાંટઇનએડના ધારા પ્રમાણે મદદ આપવી એવો ઠરાવ કરી તે સારૂ ૨૮૦૦૦ રૂપિયા જૂદા મંજૂર કરવામાં આવ્યા હતા. એટલે મ્યુનિસિપલ હદની નિશાળો માટે એકંદર એક લાખ ચાળીસ હજાર રૂપિયાની રકમ મંજૂર થઈ હતી. સદરહુ કરારની પાંચ વરસની મુદત થયે જૂની નિશાળોના ખરચમાં વધારો થયેલો અને નવી નિશાળો નિકળેલી માલૂમ પડવાથી હાલના ખરચના એક તૃતીયાંશ જેટલી મદદ આપવી

માટે સરકારે ચાલુ વરસમાં સુમારે સાડીતેત્રીસ હજાર રૂપિયા વધારે મંજૂર કર્યાછે. આ વરસથી આ ઇલાકાની મ્યુનિસિપાલિટીઓને સરકાર મદદના ૧૬૩૪૮૦ રૂપિયા મળશે. મુંબઈ શહેરની મ્યુનિસિપાલિટીને ઉપરના હિસાબમાં ગણી નથી; તેને ૨૮૦૦૦ રૂપિયા જૂદા આપવામાં આવે છે.

---

આજ સુધીની મદદના એક લાખ ચાળીસ હજાર રૂપિયા ઉપર ગણાવ્યા છે તેમાં સિંધનો વરાડ ૨૫૩૫૬ રૂપિયાનો હોવા છતાં ત્યાંની મ્યુનિસિપાલિટીઓને માત્ર ૭૬૦૫ રૂપિયા મળતા હતા. બાકીના ૧૭૭૫૧ રૂપિયા પોલિસનો ખરચ સરકાર ઉઠાવે છે તે બદલ તેમની પાસેથી કાપી લેવામાં આવતા હતા, અને તે ખાનગી નિશાળોને મદદ આપવામાં વપરાતા હતા. નવા વધારાના વરાડ સાથે હવે સિંધની મ્યુનિસિપાલિટીઓને ૨૭૮૪૦ રૂપિયા પૂરા આપવામાં આવશે: ઇલાકાના બીજા ભાગની માફક પોલિસ ખરચની તેમને પણ માફી આપવામાં આવશે, અને ખાનગી નિશાળોની મદદમાં ખરચાતા રૂ. ૧૭૭૫૧ માટે સરકાર બીજી સવડ કરી આપશે. આ રીતે જોતાં સિંધને સુમારે વીસ હજાર રૂપિયાનો વધારો મળશે. બીજા પ્રાંતોની રકમ નીચે મુજબ છે.

| | આજ સુધી અપાતી મદદના રૂપિયા. | હવેથી આપવાની મદદના રૂપિયા. |
|---|---|---|
| મધ્ય ભાગ. | ૪૨૯૧૪ | ૫૬૯૩૨ |
| ઉત્તર ભાગ. | ૪૨૦૮૨ | ૪૬૭૦૦ |
| દક્ષિણ ભાગ. | ૨૭૭૭૨ | ૩૨૦૦૮ |

ઉપરના આંકડાથી જણાયછે કે પાછલાં ૭ સાત વરસમાં મધ્ય ભાગની મ્યુનિસિપાલિટીઓએ પોતાની નિશાળોનો ખરચ સુમારે ૪૨૦૦૦ રૂપિયા જેટલો વધારેલો હોવો જોઈએ, તેથી તેમની મદદમાં સુમારે ૧૪૦૦૦ રૂપિયાનો વધારો થયોછે. બીજા ભાગોએ તેટલો વધારો કર્યો નથી. ઉત્તર ભાગની દરેક મ્યુનિસિપાલિટીને નવા ઠરાવ પ્રમાણે કેટલી રકમ મળશે તે હવે પછી આપીશું.

---

મુંબઇ સિવાયનાં આ ઇલાકાનાં મોટાં શહેરોનો મુકાબલો કરતાં નીચે પ્રમાણે હકીકત જણાય છે.

| | આજ સુધીની મદદ. | હવે આપવાની મદદ. | વધારો. |
|---|---|---|---|
| પૂના | રૂ. ૩૬૫૪ | ૫૯૫૬ | ૨૩૦૨ |
| અમદાવાદ | રૂ. ૩૪૨૫ | ૪૫૦૪ | ૧૦૭૯ |
| સુરત. | રૂ. ૩૨૧૯ | ૪૦૧૬ | ૭૯૭ |
| કરાંચી. | રૂ. ૩૨૩૯ | ૫૭૬૮ | ૨૫૨૯ |

આ આંકડાથી જણાયછે કે પાછલાં સાત આઠ વરસમાં કરાંચી અને પૂનાની મ્યુનિસિપાલેટીઓએ પોતાની નિશાળોના ખરચમાં ઘણો સારો વધારો કર્યો છે. એકંદર ખરચના ત્રીજા ભાગ જેટલી મદદ સરકાર આપેછે એટલે હાલ કરાંચીમાં રૂ. ૧૭૩૦૪ અને પૂનામાં રૂ. ૧૭૮૬૮ ખરચાતા હોવા જોઈએ. આ સ્થળે એટલું પણ યાદ રાખવું જોઈએ કે પૂના શહેર સિવાય પૂનાનાં પરાંની જૂદી મ્યુનિસિપાલિટી છે તે રૂ. ૬૪૮ ખરચેછે, અને પૂનાકાંપ રૂ. ૨૫૬૮ ખરચે છે. એ ગણતાં પૂનાનો એકંદર ખરચ રૂ. ૨૧૦૮૪ નો થાય છે. અમદાવાદ પોતાની નિશાળો પાછળ રૂ. ૧૩૫૧૨ ખરચેછે, અને સુરત રૂ. ૧૨૦૪૮ ખરચેછે.

---

અમેરિકામાં નાયગરાનો જબરો પાણીનો ધોધ છે, તે વડે કારખાનાં ચલાવવા માટે વિજળી ઉત્પન્ન કરવી એવી કેટલાંક વરસથી સૂચનાઓ થયા કરતી હતી. હાલમાં એ સૂચનાઓનો અમલ થવાનો વખત નજીક આવેલો જણાય છે. એ કામ માટે અમેરિકામાં એક કંપની ઊભી થઈ છે, તેણે ધોધના વ્યર્થ જતા બળનો ઉપયોગ કરવા સારૂ હમણાંજ બાંધ કામ પૂરૂં કર્યું છે. વળી તેણે ત્યાં આગળ કારખાનાંથી ભરપૂર શહેર વસાવવા માટે પંદરસેં એકર જમીન ખરીદ કરી છે. કંપની ધારે છે કે તેનુ બધું કામ પૂરૂં થશે ત્યારે ધોધના આઠમા ભાગના પાણીથી સાડાચાર લાખ ઘોડાના બળ જેટલી વિજળી પેદા થઈ શકશે, અને નવા શહેરમાં ઘણા ઉદ્યમ ઊભા થશે. કેટલાક

લોકો એ બળનો લાભ મળવા માટે કંપનીને અત્યાર પહેલાં અરજ કરી ચૂક્યા છે. હિંદવાસીઓનું ધ્યાન આવી બાબતો તરફ ક્યારે ખેંચાશે ? હલકા પગારની નોકરી કરવા કરતાં ઉદ્યમમાં લાગવું વધારે લાભકારી અને પ્રતિષ્ઠિત છે.

---

# ઇંગ્લાંડની ટ્રેનિંગ કૉલેજો.

પાછલા અંકોમાં હમે ઇંગ્લાંડની પ્રાથમિક નિશાળોની, તેમના અભ્યાસ ક્રમની, તેમને મળતી સરકારી મદદની, અને બીજી કેટલીક હકીકત આપી છે. પ્યુપિલટીચરો કેવી શરતે રખાયછે, તેમને શો અભ્યાસ કરવો પડેછે, અને તેઓ છેવટ કયી પરીક્ષા આપેછે તેપણ જણાવ્યું છે. હવે ત્યાંની ટ્રેનંગ કૉલેજોની થોડી હકીકત આપીશું.

પ્રાથમિક નિશાળોના શિક્ષક તૈયાર કરવાસારૂ ઇગ્લાંડમાં બે પ્રકારની ટ્રેનિંગ કૉલેજો છે: (૧) દિવસની, એટલે જેમાં વિદ્યાર્થીઓ રહેતા નથી પણ માત્ર દિવસે ભણવા આવેછે; (૨) રેહાણવાળી, એટલે જેમાં તેમને ભણવા તથા રહેવાનું હોયછે. ઘણીખરી કૉલેજો બીજા પ્રકારની છે. દિવસની કૉલેજો થોડો વખત થયાં નિકળી છે, અને વિદ્યાર્થીઓ શિક્ષણપદ્ધતિની સાથે યુનિવરસિટીની ઉંચી કેળવણી લઇ શકે તે માટે તેમાંની ઘણીખરી યુનિવરસિટીઓના સંબંધમાં કાઢવામાં આવી છે. રેહાણવાળી કૉલેજોને પણ દિવસના વિદ્યાર્થી દાખલ કરવાની છૂટ છે. *બધી ટ્રેનિંગ કૉલેજોના સંબંધમાં વિદ્યાર્થીઓને શિક્ષણ-* કળાનો મહાવરો કરાવવા સારૂ પ્રાક્ટિસિંગ સ્કૂલો કાઢવાની સરકારે ફરજ ઠરાવી છે. સઘળી કૉલેજો ખાનગી છે અને કમિટિઓ તેમની વ્યવસ્થા કરે છે; સરકાર માત્ર તેમને મદદ આપે છે. કૉલેજના એકંદર ખરચના પોણા ભાગ કરતાં, અથવા કૉલેજમાં રહેનાર દર પુરૂષ વિદ્યાર્થીએ ૫૦ પાઉંડ, દર સ્ત્રી વિદ્યાર્થીએ ૩૫ પાઉંડ, અને દર દિવસના

વિદ્યાર્થીએ ૧૦ પાઉંડ કરતાં વધારે વાર્ષિક મદદ આપવામાં આવતી નથી. પ્રાક્ટિસિંગ સ્કૂલો માટે પ્રાથમિક નિશાળોના નિયમ પ્રમાણે જૂદી મદદ આપવામાં આવે છે. કવીન્સ સ્કૉલરશિપ પરીક્ષામાં પહેલા અથવા બીજા વર્ગમાં પાસ થનારનેજ કોલેજમાં દાખલ કરવામાં આવે છે. યુનિવરસિટીના ગ્રાજ્યુએટો એ પરીક્ષા આપ્યા વિના દાખલ થઈ શકે છે. વિદ્યાર્થીઓને નીરોગીપણા બાબત દાક્તરનું સર્ટિફિકેટ મેળવવું પડે છે, અને શિક્ષકનો ધંધો કરવાનો પોતાનો ઇરાદો છે એવો લેખ પણ કરી આપવો પડે છે. કૉલેજમાં ઓછામાં ઓછાં બે વરસ અભ્યાસ કરવો પડે છે, અને પહેલા તથા બીજા વર્ષની પરીક્ષામાં પાસ થયેથી તેમને સર્ટિફિકેટડ શિક્ષક ગણવામાં આવે છે. પણ એક જ સ્કૂલમાં જાથુ નોકરી કરી લાગલગટ બે વાર્ષિક પરીક્ષાઓમાં ઇન્સ્પેકટરને સંતોષ આપ્યા વિના તેમને સર્ટિફિકેટ મળતું નથી. કૉલેજની વાર્ષિક પરીક્ષામાં પાસ થનારના ત્રણ વર્ગ કરવામાં આવે છે, તેમાંથી બીજા વર્ષની પરીક્ષામાં પહેલા અને બીજા વર્ગમાં પાસ થનારને જ પ્યુપિલટીચરોને શિક્ષણ આપવાનો હક મળે છે. કૉલેજના વ્યવસ્થાપકોની મરજી હોય તો કેળવણી ખાતાની મંજૂરીથી તેઓ બીજા વર્ગમાં પાસ થયેલા વિદ્યાર્થીઓને ત્રીજા વર્ષના અભ્યાસ માટે રાખી શકે છે, અને ત્રીજા વર્ષની પરીક્ષામાં પાસ થનારને નોકરી લીધા પછી એક જ વર્ષ ઇન્સ્પેકટરને સંતોષ આપ્યાથી સર્ટિફિકેટ મળે છે.

કૉલેજોનો અભ્યાસ ક્રમ નીચે આપીએ છીએ. સ્ત્રી અને પુરૂષ વિદ્યાર્થીઓનો અભ્યાસ કેટલીક બાબતોમાં સરખો છે. દરેક વર્ષના અભ્યાસ ક્રમના ત્રણ વિભાગ કર્યા છે. પહેલા વિભાગના વિષયો દરેક વિદ્યાર્થીને લેવા પડે છે. કેળવણીખાતાએ કહેલી યુનિવરસિટીની પરીક્ષાઓમાં પાસ થનારને એ પરીક્ષાઓમાં લીધેલા બીજા વિભાગના વિષય માફ કરવામાં આવે છે અને બાકીના લેવા પડે છે; તેવી પરીક્ષા નહીં આપનારને બીજા વિભાગમાં ઠરાવેલા બધા વિષય લેવા પડે છે. ત્રીજા વિભાગના વિષય ઐચ્છિક છે; તેમની પરીક્ષા વિદ્યાહુન્નરખાતા તરફથી લેવામાં આવે છે.

અભ્યાસ ક્રમ, ભાગ ૧ લો. આ ભાગના બધા વિષય દરેક ઉમેદવારે લેવા જોઈએ.

| વિષય. | પહેલું વર્ષ. | બીજું વર્ષ. | ત્રીજું વર્ષ. |
|---|---|---|---|
| નિશાળ. પદ્ધતિ; પુરૂષ તેમજ સ્ત્રીવિદ્યાર્થી માટે. | ૧. શિક્ષણનાં સામાન્ય મૂળતત્ત્વો.<br>૨. વાંચન, લેખન, અંકગણિત, વર્ગીય વિષયો, અને ડ્રૉઇંગ શિખવવાની પદ્ધતિ. શિશુશિક્ષણ અને નિયમન. બાળકોની બુદ્ધિ ખિલવવાનાં મૂળતત્ત્વ અને પદ્ધતિ.<br>૩. ઇંદ્રિયો અને સ્મરણશક્તિની ખિલવણી. બાળકની શક્તિઓ વૃદ્ધિ પામવાનો ક્રમ.<br>૪. પાઠની નોંધ.<br>ટીપ. બની શકશે તે તે વિષયના સવાલપત્રોમાં નિશાળોમાં ચાલતી વાંચન ચોપડીઓમાંથી થોડો ભાગ આપવામાં આવશે, અને તે બાળકને કેમ સમજાવવો એ પૂછવામાં આવશે. દરેક વિષયના સવાલપત્રમાં તે વિષયનાં મૂળતત્ત્વ બાળકોને શિખવવાની પદ્ધતિના પ્રશ્ન આપવામાં આવશે. | ૧. ઇન્સ્પેક્ટરની રૂબરૂ વર્ગને પાઠ આપવો.<br>૨. નીચેના વિષયોના પ્રશ્નોના જવાબ લખવા.<br>(અ). પ્રાથમિક નિશાળ ચલાવવાની તથા તેની વ્યવસ્થાની જૂદીજૂદી રીતો.<br>(આ). નિશાળનાં રજીસ્ટરોનો નમુનો, અને તે ભરવાની તથા તે ઉપરથી પત્રકો બનાવવાની રીત.<br>૩. વિચાર ક્રમ; ટેવ અને લક્ષણનું બંધારણ, શિક્ષણપદ્ધતિ અને નીતિની કેળવણીને ખાસ સંબંધે.<br>૪. નિશાળની જગા, વિદ્યાર્થી, અને શિક્ષકોને સંબંધે આરોગ્યતાના નિયમ.<br>૫. પાઠની નોંધ- | ૧. ઇન્સ્પેક્ટર રૂબરૂ વર્ગને પાઠ આપવો.<br>૨. શિક્ષણની વિદ્યા, કળા, અને ઇતિહાસ. આમાં દર વરસ ખાસ વિષય નિમવામાં આવેછે. સને ૧૮૯૨ અને ૧૮૯૩ માટે નીચે મુજબ ઠરાવ્યું છે:—<br>૧. આર્નોલ્ડનું ચરિત્ર.<br>૨. ક્રિયાકૃત શિક્ષણપદ્ધતિના સુધારકો.<br>૩. બેનકૃત કેળવણી.<br>૪. સલીકૃત શિક્ષકોના ઉપયોગનું માનસ શાસ્ત્ર. |

| | | | |
|---|---|---|---|
| | | ૬. હરબર્ટ સ્પેન્સરકૃત કેળવણી, પ્રકરણ ૧ અને ૨; અથવા લૉકના કેળવણી સંબંધી વિચાર, કલમ ૧૪૦ થી ૧૯૫.<br>ટીપ. ટ્રેનિંગની આખી મુદતમાં ઓછામાં ઓછા ૧૫૦ કલાક અને તે પૈકી બીજા વરસમાં ઓછામાં ઓછા ૭૫ કલાક યોગ્ય દેખરેખ નીચે પ્રાક્ટિસિંગ સ્કૂલમાં કામ કર્યુંછે એવા કૉલેજના પ્રિન્સિપાલના સર્ટિફિકેટ વિના કોઈ ઉમેદવારની આ વિષયમાં પરીક્ષા લેવાતી નથી. | |
| વાંચન અને કવિતાનો મુખ પાઠ, પુરૂષ તેમજ સ્ત્રી વિદ્યાર્થી માટે. | સ્પષ્ટ ઉચ્ચારણથી, વિરામ ચિન્હપર ધ્યાન આપીને, અને યોગ્ય ઢબથી નીમેલાં તથા બીજાં ઇન્સ્પેક્ટર લઈ આવે તે પુસ્તકોમાંથી વાંચવું. કવિતાની ૩૦૦ લીટીનો મુખપાઠ. | ઠરાવેલી ચોપડીઓમાંથી તેમજ તે સિવાયની ઇન્સ્પેક્ટર લાવે તે ચોપડીઓમાંથી વાંચવું; ઢબ, ભાવ પ્રમાણે અવાજનું બદલાવું, લાંબાં અને ગુંચવણીઆં વાક્યનું વાંચન, વગેરે વાંચનના ઉંચા ગુણોમાં પહેલા વર્ષ કરતાં વધારે સુધારો બતાવવો. કવિતાની ૩૦૦ લીટીનો મુખપાઠ. | |

| | | | |
|---|---|---|---|
| લેખન, પુરૂષ અને સ્ત્રી વિદ્યાર્થીમાટે. | ૧. મોટા અને નાના અક્ષરની કૉપી છોકરાંને લખાવતી વખત શિક્ષકે લખવાના અક્ષરનો નમુનો લખી બતાવવો.<br>૨. ડિક્ટેશન.<br>૩. પરીક્ષાના જવાબના કાગળો પરથી ઉમેદવારના અક્ષરનો વિચાર બંધાશે. | પહેલા વર્ષ પ્રમાણે, પણ ભૂલો બાબત વધારે માર્ક કપાશે. | |
| સંગીત, પુરૂષ અને સ્ત્રી વિદ્યાર્થીમાટે. | આ વિષયનો અભ્યાસ અત્રે આપવાની જરૂર નથી. | આ વિષયનો અભ્યાસ અત્રે આપવાની જરૂર નથી. | |
| ગૃહવ્યવસ્થા, માત્ર સ્ત્રી વિદ્યાર્થી માટે. | ૧. ખોરાક.—તેના ઘટકાવયવો અને પૌષ્ટિક ગુણ, તેનું કર્તવ્ય, ચાવવા અને પચાવવાના અવયવ અને ક્રિયા.<br>૨. કપડાં.—કપડાં જેનાં બનેછે તે પદાર્થ, તેમની કિંમત, સંભાળ, સફાઈ, અને ઉપયોગ. | ૧. સાધારણ ઉપયોગમાં આવતા ખોરાકના પદાર્થોની પસંદગી, તૈયારી, અને યોગ્ય વ્યવસ્થા.<br>૨. માંદા માણસ માટે ખોરાક તૈયાર કરવો.<br>૩. ઘરની વ્યવસ્થા. પૈસાનો વ્યય અને વ્યવસ્થા. | |

| | | | |
|---|---|---|---|
| | ૩. ઘર.—તેની બાંધણી, સામાન, સફાઈ, પ્રકાશ, ગરમી.<br>૪. તાજીહવા.—તેના ઘટકાવયવો અને ઉપયોગ. તાજી હવા આવ્યા કરે તે માટે ઉપાય. દમ લેવાની ઇંદ્રિયો અને ક્રિયા. | | |
| સોયકામ, માત્ર સ્ત્રી વિદ્યાર્થી માટે. | ૧. અંદર પહેરવાનું કોઈ સાદું કપડું સમારવું.<br>૨. કાગળ ઉપર નીચેનાં કપડાં તેમના વિભાગ સાથે ચિતરવાં:—<br>૧. સ્ત્રીને પહેરવાનું ખમીસ.<br>૨. બાળકનું ઝભલું.<br>૩. પાંચ વરસના બાળક માટે સુરવાલ.<br>૩. ઉપરનામાંથી બે કપડાં વેતરવાં અને બનાવવાં.<br>૪. સોયકામ સંબંધી સવાલના કાગળ ઉપર જવાબ લખવા. | ૧. ઉંચા પ્રકારનું સાદું સોયકામ. ચીણુભરવી, લપેટવું, પીછાં સીવવાં, શણુ અને છીંટનાં કપડાં સાંધવાં, તૂણવું.<br>૨. કાગળ ઉપર નીચેનાં કપડાં વિભાગ સાથે ચિતરવાં:—<br>૧. સ્ત્રીએ રાત્રે પહેરવાનું કપડું.<br>૨. છોકરાનું ઝભલું.<br>૩. બાળકનું મલમલનું પહેરણ.<br>૩. ઉપરનાંમાંથી બે કપડાં વેતરવાં અને બનાવવાં.<br>૪. સોયકામ સંબંધી પ્રશ્નના કાગળ ઉપર જવાબ લખવા.<br><br>(અપૂર્ણ) | |

# फ्रिचनां भाषणोनो सार.

( ચાલુ પાને ૨૭૯ થી. )

ગયા અંકમાં બતાવેલા સાધન વડે સરવાળા પણ નીચે પ્રમાણે શિખવી શકાય છેઃ—

૨ ૩ ૪ ૬

૮ ૭ ૦

૩ ૮ ૯

---

૩ ૬ ૦ ૫

ઉપલા સરવાળાની દરેક સંખ્યા મ્હોડે સમજાવવાને બાળકોને કહેવું અને બીજી રકમમાં શૂન્ય છે તે તરફ તેમનું લક્ષ ખેંચવું. આ દાખલામાં એકમદર્શક લખોટા એકઠા કરવાથી ૧૫ થાય છે, તેમાંથી દશ લખોટાની એક કોથળી ભરી તેને દશકમાં મૂકતાં બાકી ૫ છૂટા રહે છે તે એકમ સ્થળે મૂકી બતાવ્યા છે. દશકની કોથળીઓ ભેગી

એક કોથળી મૂકી તે વદી થઈ અને તે સાથે સઘળી કોથળીઓ એકઠી કરતાં ૨૦ થાય છે. એ વીસ કોથળીઓની શતકદર્શક બે પેટી ભરાય છે તે શતકની પેટીઓ ભેગી મૂકવાથી કોઈ કોથળી બાકી રહેતી નથી, તેથી દશકનું સ્થાન ખાલી રહેછે. ઉપરની બે પેટીની સાથે બધી પેટીઓ એકઠી કરતાં સઘળી મળીને ૧૯ પેટી થાય છે. તેમાંથી હજારદર્શક એક ટોપલી ભરતાં ૯ પેટી બાકી રહે છે તે શતકને સ્થળે મૂકી છે. પહેલી રકમની બે ટોપલીમાં ઉપલી એક ટોપલી મેળવતાં ૩ ટોપલી થાય છે તે હજારને સ્થળે મૂકી છે. આ રીતે લખોટા, કોથળીઓ, પેટીઓ, વગેરે એકઠું કરવાં સાથે અંકોવડે માંડેલી રકમોનો સરવાળો પણ સમજાવતા જવું, અને બંનેનો એકજ પરિણામ આવે છે તે બતાવવું. આથી સરવાળો એટલે શું તે સમજાશે, વદીની સમજ પડશે, અને સંખ્યાની રચના, દશનો પાયો, શૂન્યનો અર્થ અને ઉપયોગ, એ બધાની સમજ દૃઢ થશે.

બાદબાકીનો દાખલો પણ ઉપરનાં જ દૃશ્ય સાધનથી સમજાવી શકાશે. સરવાળામાં એકથી વધારે રકમો લઈ તે એકઠી કરવાથી કેટલું થયું તે શોધીએ છીએ. બાદબાકીમાં તેથી ઉલટું કરવાનું છે, એટલે તેમાં એકજ રકમ લઈ તેમાંથી થોડું કોઈને આપતાં બાકી કેટલું રહે છે તે ખોળવાનું છે. સરવાળામાં બે કે વધારે રકમો એકઠી કરીએ છીએ, બાદબાકીમાં એકજ રકમને વહેંચી તેમાંથી બે કે વધારે બનાવીએ છીએ. ઉપર કહેલાં દૃશ્ય સાધનવડે બાદબાકી કરાવવાને એક રકમ લેવી, અને તેમાંથી થોડાં એકમ, દશક, શતક, વગેરે દર્શક લખોટા, કોથળીઓ, પેટીઓ વગેરે એક પછી એક કોઈ છોકરાને આપતા જવું અને બાકી કેટલું રહ્યું તે બધાં છોકરાં પાસે ખોળાવવું.

જેમકે, ૨૩૪ ની રકમ છે તેમાંથી આપણે ૧૧૯ કોઈને આપવા છે, તો બાકી શું રહેશે?

૨ ૩ ૪

આપણી પાસે એકમદર્શક ૪ લખોટા છે, પણ આપણે ૯ આ-

પવા છે, માટે એક કોથળી છોડી નાંખવી પડશે: આપણી પાસે પાવલી હોય અને કોઈને ચાર પૈસા આપવા હોય, તો તે વટાવી પૈસા કરવા પડે છે અને પછી તેમાંથી ચાર પૈસા અપાય છે એ દૃષ્ટાંત આપવું. એક કોથળી છોડવાથી બે કોથળીઓ બાકી રહેશે, પણ છૂટા લખોટા ૧૪ થશે તેમાંથી ૬ લખોટા આપતાં ૮ બાકી રહેશે તે એકમ સ્થાને મૂકાશે. દશકની બે કોથળીઓ રહી છે તેમાંથી એક આપતાં એક બાકી રહેશે તે દશક સ્થળે મૂકાશે. શતકનું પણ તેમજ થશે. એટલે અંકોમાં ગણતાં હિસાબ નીચે પ્રમાણે થશેઃ—

૨૩૪ = ૨ શતક + ૨ દશક + ૧૪ એકમ
૧૧૬ = ૧ શતક + ૧ દશક + ૬ એકમ
૧૧૮ = ૧ શતક + ૧ દશક + ૮ એકમ

આ રીતે દૃશ્ય સાધનનો ઉપયોગ કરવાથી બાદબાકીનો અર્થ અને તેનું સરવાળાથી ઉલટાપણું સ્પષ્ટ સમજાશે. ચાલતા વહિવટ પ્રમાણે બાદબાકીની વદ્દી લઈ હિસાબ કરવાનો રીવાજ શરૂમાં દાખલ કરવો નહીં. તેથી બાળકને સમજ પડતી નથી અને તે ગુંચવાય છે. મૂળની રકમમાંજ ઊછીનો આપેલો એક ઓછો કરવાથી શરૂમાં બસ થશે.

દૃશ્ય સાધનવડે શિખવવાની ઉપર યુક્તિ બતાવી છે તેવી અનેક યુક્તિઓ બુદ્ધિમાન શિક્ષકને જડશે. પરંતુ એટલું યાદ રાખવું કે બાળક જેમ જેમ વિષય સમજતું જાય તેમ તેમ ધનની પેટી, લખોટાયંત્ર, અંકચિત્ર, વગેરે પાંગૂળ ગાડીરૂપી બાહ્ય મદદ બંધ કરતા જવું. અંકગણિત શુદ્ધ વિદ્યા (વસ્તુસંબંધ રહિત) છે, અને વિદ્યાર્થી તેના નિયમ શુદ્ધપણે ગ્રહણ કરે તેમ સારૂં છે. પદાર્થદ્વારા સંખ્યા અને તેના નિયમનું શુદ્ધ રૂપ સમજ્યા પછી પણ પદાર્થોનો ઉપયોગ ચાલુ રાખવો એ ભૂલ ભરેલું છે.

(અપૂર્ણ)

# સ્થળ વિષે પાઠ.

## ત્રીજું પગથીઉં. પાઠ ૬ ઠ્ઠો.

( ચાલુ પાને ૩૦૯ થી. )

### પર્વતથી થતા લાભ.

શિક્ષક—પર્વતો વિષે તમને ઘણી હકીકત કહી, તોપણ તમારે હજી તે સંબંધી ઘણું જાણવાનું બાકી છે. તમને જણાશે કે બીજી બધી ચીજોની માફક પરમેશ્વરે તેમને પણ ઉપયોગી કામ માટે સરજેલા છે; નકામા સરજેલા નથી. તે જે જે કામમાં આવે છે તેમાંનાં કેટલાંક શોધી કાઢવામાં હું તમને મદદ કરીશ. જ્યારે તમે પર્વતની ટોચ ઉપર હો છો, ત્યારે તેની બાજુઓ કેવી દેખાય છે?

ઢળતી દેખાય છે.

હારબંધ આવેલા પર્વતોનાં શિખરો જોડાઈ જવાથી છાપરાના સૌથી ઉંચા વચલા ભાગ જેવું બને છે.

છાપરૂં બે તરફ શા માટે ઢળતું રાખવામાં આવે છે?

વરસાદનું પાણી વહી જાય એટલા માટે.

પછી તે પાણી શેમાં આવે છે?

મોરીઓમાં.

પહાડ અને પર્વતના સંબંધમાં પણ એવુંજ બને છે. વરસાદનું પાણી ક્યાં થઇને જતું હશે તે તમે જાણો છો?

બાજૂએ થઈને નીચે વહી જાય છે.

ખરી વાત. પહાડી મૂલકમાં હમેશાં ઘણો વરસાદ પડે છે; કારણ કે જે વાદળાં પર્વતો ઉપર ઝઝુમી રહેલાં હોય છે અને જેને લીધે તેમનાં શિખરો આપણને ઘણીખરી વાર દેખાતાં નથી તે વાદળાંને તેઓ ખેંચે છે. પાણી વહેવાથી જે ઠેકાણે જમીન વધારે પોચી હોય છે ત્યાંથી મોરાડી ઘસડાઈ જાય છે, અને ત્યાં મોરીઓ જેવું થાય છે.

નમુનો જોઇને કહો કે આ નાની મોરીઓનું શું થાય છે?

તેમાંની કેટલીક ભેગી મળી જાય છે.

ત્યારે શું બને છે?

પહેલાં વહેળીઆં અને પછી નદીઓ બને છે. વહેતાં વહેતાં ખાડાવાળી જમીન આગળ તે આવે ત્યારે શું થાય ?

ખાડાવાળી જમીન પાણીથી ભરાઈ જાય.

પર્વત ઉપર આવું નિરંતર થયે જાય છે. આવાં નાનાં વહેળીઆંથી નાનાં સરોવર ભરાયછે, તેમાંથી આપણી નદીઓ અને ઝરાઓમાં પાણી આવે છે. નદીઓ અને ઝરાઓમાં પર્વતની બાજૂએ થઈને વરસાદનું પાણી આવે છે એટલુંજ નહિ, પણ ઘણા ઉંચા પર્વતોનાં શિખરો ઉપર જે બરફ હોય છે તેનું પાણી થઈને તે પણ નદીઓ અને ઝરાઓમાં આવે છે. બરફનું શી રીતે પાણી થતું હશે તેનો વિચાર કરો. ઉનાળામાં બરફનું શું થાય છે ?

તે પીગળે છે.

ત્યારે પર્વતો ઉપર શું થતું હશે તે કહી શકશો ?

બરફનું પાણી થઈને નીચે વહે છે.

ખરી વાત. જે દેશોમાં બરફવાળા પર્વતો હોય છે ત્યાંની નદીઓમાં પાણી હમેશાં રહે છે. ડુંગરની બાજૂએ થઇને જોરમાં વહેનારાં અને ખીણોમાં થઈને જનારી નદીઓમાં આવનારાં વહેળીઆં જોઈએ છીએ, અને તે બધાં પોત પોતાનું સોંપેલું કામ કરે છે તે વિષે વિચાર કરીએ છીએ, ત્યારે મનને આનંદ થયા વગર રહેતો નથી. ત્યારે કહો પર્વતોથી કયો મોટો લાભ થાય છે ?

તેમાંથી નદીઓ અને ઝરાઓમાં પાણી આવે છે.

ખરી વાત. ત્યારે આપણે તેમને નદીઓનું પાણી પૂરું પાડનાર કહીશું.

### પાઠ ૭ મો.

### પર્વતથી થતા લાભ.

પાછલા પાઠમાં શિખેલું યાદ આવે એટલા માટે શિક્ષકે બાળકોને પૂછવું કે પર્વતોથી શો મોટો લાભ થાય છે? આ સિવાય પર્વતોથી આપણને બીજા ઘણા લાભ થાય છે. તેમાં ઘણાં કિંમતી દ્રવ્ય હોય છે. પહાડ અને પર્વત શેના બનેલા છે તે તમે જાણો છો ? શિક્ષક

ચાકનો કકડો બતાવે છે. આ શું છે તે તમે જાણો છો? તે શા કામમાં આવે છે તે કહો. *ઉંચા પર્વતોમાં ચાક હોતો નથી, પણ ડુંગરોમાં તે હોય છે. ચાકને ઘસીએ ત્યારે તેનું શું થાય છે?

તેનો ભૂકો થઈ જાય છે.

જ્યારે ચાકના પહાડની બાજૂએ થઈને પાણી જોરમાં નીચે વહે છે, ત્યારે તેનું શું થાય છે તે તમે જાણો છો?

પાણી સાથે કેટલોક ચાક ઘસડાઈ જાય છે.

ખરી વાત. ચાકનો ભૂકો થઈ જાય છે માટે આ પહાડો ધારવાળા અને અણીદાર હોતા નથી, પણ ગોળ અને આસ્તે આસ્તે ઢળતા હોય છે. વળી જુઓ, મારા હાથમાં શું છે?

સ્લેટનો કકડો.

કેટલાક પર્વતો ઘણે ભાગે સ્લેટ નામના પથ્થરના બનેલા હોય છે. વિલાયતમાં છાપરાં છાવામાં અને બીજા ઘણા કામમાં સ્લેટ વપરાય છે. જુઓ આ એક બીજો પદાર્થ છે. ઘણા પર્વતો તેના બનેલા હોય છે. તેને સુનાનો પથ્થર કહે છે, અને તે ઘર બાંધવાના કામમાં ઘણો વપરાય છે. પર્વતો એટલે શું અને તેથી શા લાભ થાય છે તેનું ભાન કરાવવાનીજ આ પાઠોની મતલબ છે, માટે આ સ્થળે તેમની ભૂસ્તરરચના વિષે લંબાણ કરવાની જરૂર નથી.

બધાં છોકરાં સાથે બોલોઃ—પર્વતોમાંથી નદીઓ નીકળે છે અને તેઓમાં ખનિજ પદાર્થો હોય છે, તેથી તે આપણને ઉપયોગી છે.

## પાઠ ૯ મો.

## સરોવર.

શિક્ષક—પૃથ્વીના કયા બે ભાગ થયેલા છે તે કહો.

જમીન અને પાણી.

કોઈ ઠેકાણે તમે પાણી એકઠું થયેલું જોયું છે? તમે તળાવ જોયું છે; ત્યારે કહો, તળાવ કોને કહીએ?

---

* જ્યારે આ પાઠ ચાલતા હોય ત્યારે બાળકોને ખનિજ પદાર્થો વિષે કથિત પાઠ આપવા જોઈએ.

તળાવ પાણીનો એક ભાગ છે.

કેવી જમીન હોય તો તેમાં પાણી રહી શકે?

ખાડાવાળી જમીન હોય તો તેમાં પાણી રહી શકે.

પાણીની આસપાસ શું હોવું જોઈએ?

જમીન અથવા માટી.

તળાવમાં શો તફાવત હોય છે?

કેટલાંક નાનાં અને કેટલાંક મોટાં હોય છે.

શી બાબતમાં તેઓ મળતાં આવે છે?

બધાંમાં પાણી હોય છે, તે પાણી ખાડામાં રહે છે, અને તેની આસપાસ જમીન આવેલી હોય છે.

હા, ખરી વાત. તળાવની ચારે તરફ ફરી શકાય છે. કોઈ કોઈ ઠેકાણે તળાવ ઘણાં મોટાં હોય છે; તે એટલાં મોટાં હોય છે કે તેનો સામો કાંઠો દેખાતો નથી, અને એક કાંઠેથી બીજે કાંઠે જતાં ઘણી વાર લાગે છે. આવડાં મોટાં તળાવને સરોવરો કહે છે. સરોવર અને તળાવ શી બાબતમાં મળતાં આવે છે?

તે બંનેમાં ખાડાવાળી જમીનમાં પાણી હોય છે, અને તે પાણીની આસપાસ જમીન હોય છે.

બધા સાથે બોલોઃ—જમીનથી વીંટાયેલા પાણીના મોટા ભાગને સરોવર કહે છે.

---

# प्राणी वर्णन.

(ચાલુ પાને ૩૧૧ થી.)

## બીવર.

વર્ગઃ—કરોડવાળાં. જાતઃ—સ્તનવાળાં. પ્રકારઃ—રોડેનશીઆ (કાતરનારા).

૧. બીવરની પુંછડી ચપટી, અંડાકાર, અને ભીંગડાંવાળી હોય છે, તેથી કાતરનાર પ્રકારનાં બીજાં પ્રાણીઓથી તે તુરત જૂદું જણાઈ આવેછે. આ પ્રાણી ઉત્તર અમેરિકા, નૉર્વે, અને સૈબીરિયાના ઉજડ ભાગોમાં માલૂમ પડેછે. આફ્રિકામાં તે બિલકુલ જણાતું નથી.

ઇંગ્લાંડમાં આગળના વખતમાં આ પ્રાણી માલૂમ પડતું હતું.

૨. તેનો આકાર ઉંદરના જેવો છે; પણ ઉંદર નહાના હોયછે અને આ ત્રણ ફૂટ લાંબું અને એક ફૂટ ઉંચું હોયછે. તેના શરીર ઉપરનું ચામડું જાડું, રૂવાંવાળું, જળાભેદ્ય એટલે પાણીથી ભીંજાય નહીં એવું, અને ભૂરા રંગનું હોય છે. તેના પાછલા પગનો પંજો સળંગ હોય છે, તેથી એમ જણાય છે કે આ પ્રાણી કેટલેક દરજ્જે જળચર છે. પાણીમાં તરતી વખતે એકલા પાછલા પગ હલાવે છે, અને આગલા પગને શરીર ભેગા વાળી દે છે.

૩. તેની પુંછડી ચાપીના આકારની છે, તે તેને પાણીમાં તરતાં બહુ ઉપયોગી થઈ પડેછે. આ પ્રાણી ઝાડની છાલ અને તેવા બીજા પદાર્થો ખાય છે; તેમજ શિયાળા સારૂ તેવા પદાર્થોનો સંગ્રહ પાણીમાં કરી રાખે છે. તે ફક્ત વનસ્પતિ ખાઈને રહે છે.

૪. શિયાળામાં રહેવા સારૂ સરસ ઘર બાંધવા માટે તે પ્રખ્યાત છે. તે સરોવર, નદી, અને વહેળા ઉપર ઝાડનાં થડોનું ઘર બાંધે છે. ઘણાં બીવર ભેગાં થઈને આ કામ કરે છે. માણસો જેટલી સહેલાઈથી લાકડું વહેરેછે તેટલી સહેલાઈથી તે પોતાના આરી જેવા તીક્ષ્ણ દાંત વડે લાકડાં કાપી નાંખે છે. પાણીની પાસે ઊગેલાં ઝાડોનાં લાકડાં પાડવાનું ને પસંદ કરે છે; તેમાં મુખ્યત્વે કરીને વીલો અને પોપ્લરનાં લાકડાં પસંદ કરેછે. લાકડાં પાડયા પછી પાણીના વહેણમાં ઘર બાંધવાની જગાએ લઈ જાય છે. લાકડાંને આડાં નાંખી તેમાં વચ્ચે વચ્ચે કાદવ અને પથરા પૂરે છે.ઘરનો આકાર ઘુમટદાર કરેછે, અને પાણીથી કેટલાક ફૂટ ઉંચું બાંધે છે. દરેક કુટુંબ પોતાનું જૂદું ઘર બીજાં ઘરોથી દૂર બાંધેછે.

૫. બીવરની માદા દર વેતરે ચારથી છ બચ્ચાં જણે છે. બચ્ચું ત્રણ વરસે જુવાનીમાં આવેછે. બીવરનું માંસ ખાવામાં બહુ વખણાય છે; તેનાં રૂવાંની કિંમત પણ સારી ઊપજે છે.

૬. બીવરને પાળવામાં આવેછે ત્યારે તે મળતાવડું અને હળી જાય તેવું થાય છે. કેદખાનામાં તેને પૂર્યું હોય ત્યાં પણ તેની ઘર બાંધવાની ટેવ છોડતું નથી. ચોખ્ખું દિવેલ બનાવવામાં "કેસ્ટોરીમ" નામે એક પદાર્થ વપરાય છે તે બીવરના શરીરમાંથી નીકળે છે.

# ગુજરાત શાળાપત્રની અનુક્રમણિકા: સન ૧૮૯૩

અને ૧૦ મૈલ પહોળો છે. તેમાં જે કુવા તથા સરોવરો છે તેના પાણીનું મીઠું બને છે. રજપુતાનામાં સાંબર સરોવર છે; તે ૨૦ મૈલ લાંબું તથા ૫ મૈલ પહોળું છે. આ સરોવરની ઉંડાઈ ૩ થી ૪ ફૂટની છે. વરસાદ પડવાથી આજુ બાજુનું પાણી સરોવરમાં ભરાય છે, તેથી સરોવરમાંનું મીઠું ઓગળેછે. કેટલાક દિવસ પછી આ બધું પાણી સૂકાઈ જાય છે, અને તૈયાર થયેલું મીઠું વગર મહેનતે મળે છે. પ્રહેલાં હિંદુસ્થાનના પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપર મીઠાના અગરો ઘણા હતા, તેમાંથી ગ્રીષ્મ ઋતુમાં મીઠું ખોદી કહાડવાનું કામ ઝપાટાબંધ ચાલતું હતું. હાલમાં સરકારે આ અગરો બંધ કરવાથી આવી રીતે થોડુંજ મીઠું પકવાય છે. મીઠાના અગરો મોટા ક્યારડાના જેવા કરેલા હોય છે, અને તળાવનું અથવા સમુદ્રનું પાણી ક્યારડામાં પોતાની મેળે આવે એવી ગોઠવણ કરેલી હોય છે. દરિયાનું પાણી પ્રથમ તળાવમાં લે છે; તે પાણી કેટલાક દિવસ ઠરવા દઈ ઉપરનું સારૂં ચોખ્ખું પાણી ક્યારડાઓમાં લઈ સૂર્યની ગરમીથી સૂકવે છે, એટલે મીઠું તૈયાર થાય છે. આવી રીતે તૈયાર કરેલા મીઠાના મોટા ઢગલા કરી તેના ઉપર છાપરૂં બાંધી કેટલાક દિવસ રહેવા દેછે. કારણ આથી સમુદ્રના પાણીમાંના મેગ્નિશિયમક્લોરાઇનો કાંઇક ભાગ બાકી હોય છે તે હવામાંની ભીનાશ ચુસી લેછે, અને મીઠું સારી રીતે તૈયાર થાય છે.

( અપૂર્ણ )

ગણપતરાવ ગોપાળરાવ બર્વે.

---

# બાળ ગીત.

## માના ઉપકારો.

### ૫૬. રાગ ધન્યાશ્રી.

બહુ તારા ઉપકાર,<br>
માતા બહુ તારા ઉપકાર. ટેક.<br>
અતિ આનંદે ખોળે ધારી,

ધવરાવે દુધ ધાર. માતા૦ ૧
ઊંઘ ન આવે સારે ગાયે,
હાલરડાં કરિ પ્યાર. માત૦ ૨
જરા દુઃખ થાતામાં મુજને,
કરે ઘણા ઉપચાર. માતા૦ ૩
બાળપણે કો કેડે તેડે,
રક્ષણ કરે અપાર. માતા૦ ૪
મને યાદ તુજ મમતા માયા,
આવે વારંવાર. માતા૦ ૫
પાળી પોપી મોટો કીધો,
એ અગણિત આભાર. માતા૦ ૬
આજ્ઞા પાળી સેવા કરવી,
એ મારો અધિકાર. માતા૦ ૭

V. R. S.

---

# पब्लिक सर्विस परीक्षा.

પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાની કમિટિના મેંબર તરીકેના મારા કેટલાંક વર્ષના અનુભવ ઉપરથી હું ધારૂં છું કે ઉમેદવાર મોકલનારા મહેતાજીઓ અને બીજાઓનું ધ્યાન નીચેની બાબતો ઉપર ખેંચવું જોઈએ; કારણ કે એક કરતાં વધારે જીલાના ઉમેદવારોના પરીક્ષાના કાગળો તપાસતાં મને માલૂમ પડેછે કે તે બાબતો સઘળાને સમાન્ય રીતે લાગુ પડે છે.

૧ ઘણાખરા ઉમેદવારો જવાબપત્ર કેમ લખવા તથા તે કેમ વાળવા તે જાણતા નથી. કોઈ જવાબપત્રનો વિંટો વાળીને અને કોઈ તેમને વાંકા ચૂકા ગમે એમ વાળીને આપે છે, અને કેટલાક તો પોતાના કાગળો વાળ્યા પછી તેમને બધી બાજુથી સીવી લે છે. આ ભૂલો હસવા જેવી છે અને બીજા ગ્રેડના ઉમેદવારો કરતાં ત્રીજા ગ્રેડના ઉ-

મેદવારોમાં ઘણીજ જોવામાં આવેછે; કારણકે તેમને લેખી પરીક્ષા આપવાનો મહાવરો હોતો નથી.

૨ ઉમેદવારોને સૂચનાપત્ર સમજાવ્યા છતાં દરેક સવાલનો જવાબ નવા કાગળપર શરૂ કરવાનું યાદ રહેતું નથી. જો કે આ બાબત ઉપરથી ઘણીજ નજીવી લાગે છે, છતાં ઉમેદવારો પોતાના કાગળો ગોઠવતી વેળાએ ગોટાળો વાળી દે છે તેથી જવાબનો એક ભાગ એક જગોએ તો બીજો ભાગ બીજી જગોએ આવી જાય છે, તે બેની વચ્ચે કેટલાક જવાબ કે તેમના કટકા આવે છે, અને તે તપાસતાં પરીક્ષકને પુષ્કળ અડચણ પડે છે. તેમાં વળી ઉમેદવારો સવાલના નંબર નથી લખતા ત્યારે આવા જવાબપત્ર તપાસતાં પરીક્ષકને ગુંચવણની સીમા રહેતી નથી.

૩ કેટલાક ઉમેદવારો સવાલપત્રને મથાળે પોતાનો નંબર લખવાને બદલે પોતે કયાંથી આવેલા છે અને તે ગામ કયા તાલુકામાં આવેલું છે તે સઘળું જાણે વધારે અગત્યનું હોય તેમ લખવાનું ચૂકતા નથી. આવા નંબર વગરના પત્રોની માર્કો લિસ્ટમાં દાખલ કરતાં ઘણીજ અડચણ પડે છે, અને જ્યારે ઉમેદવારોની સંખ્યા ત્રણસેં ચારસેંની હોય છે ત્યારે તો કેટલી અડચણ પડેછે તે કમિટિના મેંબરો જ જોઈ શકે છે. સૌથી વધારે અડચણ આવા ઉમેદવારોના ગાપકરણના માર્ક ઉતારતી વખતે પડેછે, કેમકે તેમાં બે લિસ્ટ તપાસવાં પડેછે; અને તે વળી જેમણે નંબર ન માંડેલો હોય તેવા ઉમેદવારોને માટેજ નહીં, પણ જેમણે પોતાનો નંબર માંડી છઠ્ઠા ધોરણ માટે આવેલછે કે ફક્ત માપકરણ માટે તે ન લખ્યું હોય તે બધાને માટે.

ઉમેદવારો આ ઉપરાંત બીજી ઘણી ચૂકો કરે છે તેનું વર્ણન આગળ ઉપર કરીશું; પણ ઉપર વર્ણવેલી ચૂકો તો એવી છે કે તે ઉપર તેમના મહેતાજીઓ તેમને પરીક્ષામાં મોકલવા પહેલાં થોડું પણ વિવેચન કરેતો તે બિલકુલ નાબુદ થયા વગર રહે નહીં. ઘણા ખરા મહેતાજીઓ પોતે ટ્રેનિંગ કૉલેજમાં જવાબપત્ર લખવા તથા વાળવા વગેરેની પદ્ધતિ શિખેલા હોય છે તે જો તેઓ પોતાના નિશાળીઆને સમજાવે, અને પરીક્ષામાં

મોકલવા પહેલાં તેમની પ્રિલિમિનરી પરીક્ષા લે, તો ઉપરની ખોડો બેશક સુધર્યા વગર રહે નહીં.

પ્રિલિમિનરી પરીક્ષાના ઉપર વર્ણવેલા ફાયદા ઉપરાંત બીજા ઘણા ફાયદા છે, કે જેના ઉપર ખાસ ધ્યાન ખેંચવાનો આ મારો પ્રયાસ છે. પ્રિલિમિનરી પરીક્ષા લેવાથી ઉપરની ભૂલો સુધરવા ઉપરાંત દર વર્ષે થઈ ગ્રેડની પરીક્ષામાં ઉમેદવારોની સંખ્યા જે આટલા મોટા પ્રમાણમાં નિષ્ફળ નીવડે છે તે નીવડતી બંધ પડશે; કેમકે પ્રિલિમિનરી પરીક્ષાના પરિણામ ઉપરથી પોતાના દરેક નિશાળીઆમાં કેટલું પાણી છે અને કોણ પરીક્ષામાં બેસવા લાયક છે તે મહેતાજી નક્કી કરી શકશે. વળી નિશાળીઆને પોતાને પણ લેખી પરીક્ષા આપવાનો મહાવરો થવાથી તેવી રીતે ફરીથી પરીક્ષા આપવાની વધારે હિંમત આવશે, કે જે પ્રિલિમિનરી પરીક્ષાની ગેરહાજરીમાં બની શકશે નહિ. વળી લાયક ઉમેદવારોને જ પરીક્ષામાં મોકલવામાં આવેથી નાલાયક ઉમેદવારોને પોતાનાં નાણાં નકામાં ખરચવાનો પ્રસંગ રહેશે નહીં. પ્રિલિમિનરી પરીક્ષાના લાભો વિષે ઘણું બોલી શકાય તેમ છે, પણ એટલુંજ કહેવાથી બસ થશે કે હાઈ સ્કૂલોમાંથી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં જનારા ઉમેદવારોની પ્રિલિમિનરી પરીક્ષા લેવામાં આવે છે તેનું પરિણામ સ્કૂલોમાંથી ગયેલા અને તેજ પરીક્ષામાં ખાનગી રીતે બેઠેલા ઉમેદવારોની નિષ્ફળતાનાં પ્રમાણના મુકાબલા ઉપરથી માલૂમ પડેછે. આ વિષય પર આંકડા ટાંકીને મુકાબલો કરવાનું વિસ્તારના ભયથી જ પડતું મૂકું છું, કારણકે મારી કહેવાની મતલબને ઘણા ખરા મહેતાજીઓ તથા બધા ડેપ્યુટી સાહેબો તરફથી ટેકો મળવાની મને પૂરી આશા છે.*

---

* પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં જવાની જેમની ખુશી હોય તે ઉમેદવારોને નબળા જાણી રોકવાની મહેતાજીઓને સત્તા નથી, એટલે નિષ્ફળ થાય તેવા ઉમેદવારોને શિખામણ સિવાય બીજે રસ્તે અટકાવવાનુ કામ મુશ્કેલ છે. જે ઉમેદવારો ઉમ્મરનું સર્ટિફિકેટ માગે તેમને તે આપવાને મહેતાજીઓ બંધાયલા છે.

એડિટર.

થઈ એકની પુરીક્ષાના કાગળો તપાસવાના થોડા અનુભવ ઉપરથી મારા જોવામાં આવેલું છે કે ખાસ કરીને ઇતિહાસ જેવા વિષયમાં ઉમેદવારો કોઈ કોઈ વેળાએ જરૂર કરતાં પણ વધારે ઝીણી બાબતો લખતા માલૂમ પડેછે. જરૂરની અને મોટી બાબતોની બેદરકારીને જોખમે આવું જ્યારે જોવામાં આવેછે, ત્યારે બિચારા ઉમેદવારો ઉપર દયા આવ્યા વગર રહેતી નથી; કારણકે તેમની વગર સમજની મહેનતનું ફળ તેમને આપી શકાતું નથી. તે બિચારા સવાલની પદ્ધતિ જાણતા ન હોવાથી.વગર જરૂરની ઝીણી બાબતો પર ધ્યાન ઘણું આપે છે, અને તેથી પોતાને હુંશીઆર ધારવા છતાં જ્યારે નાપાસ થાય છે ત્યારે નિર્દોષપણે પરીક્ષકને દોષ દે છે અને અનેક ગપ્પાં ચલાવે છે. આ ખોડ પણ પ્રિલિમિનરી પરીક્ષા થવાથી તથા બીજી નિશાળોની પ્રિલિમિનરી પરીક્ષાના સવાલોના પોતાના નિશાળીઆ આગળ ખુલાસા કરી જવાથી સુધર્યા વગર રહેશે નહીં.

હાઈ સ્કૂલોની અરધવાડીઆની પરીક્ષાની માફક છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓની દર અરધવાડીએ પરીક્ષા લેવામાં આવે અને તેમાં આગળના વર્ષોની નોકરીની પરીક્ષાના સવાલપત્રોના ખુલાસા પૂછવામાં આવે તો ઉમેદવારોને બેશક ફાયદો થયા વગર રહે નહીં.

ઉપર વર્ણવેલી બાબતની અગત્ય એક જ પત્રમાં બધા મહેતાજીઓ આગળ સાબીત કરી શકાતી નથી. હાઈ સ્કૂલોમાં તથા અંગ્રેજી કૉલેજો (પાઠશાળાઓ) માં તેમ થાયછે તો તે રીત સારીજ હશે એમ ધારીને તે તેમણે અજમાવવી જોઈએ; પણ તે બાબતમાં મારા ધારવા પ્રમાણે ડેપ્યુટી સાહેબોમાં મત ભેદ હશે નહીં. તો તેઓ જો એ બાબત ધ્યાનમાં લે અને સ્કૂલ તપાસતી વેળાએ તે બાબત પર લક્ષ આપી સૂચના કરે તો શિક્ષણપદ્ધતિમાં સુધારો થવા ઉપરાંત ઘણા મોટા પ્રમાણમાં ઉમેદવારોની સંખ્યા નિષ્ફળ નીવડે નહીં.

Broach
20. 10. 93

(Signed) B. K. Agarvala;
પબ્લિક સર્વિસ કમિટિનો એક મેંબર.

---

# केळवणीने उत्तेजन.

પારેખ કહાનદાસની યાદગીરી રાખવા માટે હિંદુસ્તાન સરકારની ૪ ટકાના વ્યાજવાળી રૂપીઆ સાત હજારની પ્રૉમિસરી નોટો ટ્રસ્ટમાં રાખવામાં આવેલી છે તેની વ્યવસ્થાના નિયમોનો ખરડો.

૧. એ નોટો પારેખ કહાનદાસ કાળીદાસ સ્મારક ફંડ એ નામથી રાખવી.

૨. એ નોટોના વ્યાજમાંથી રૂ.૧૦૦૦)ની નોટનું વ્યાજ ઉમરેઠની કન્યાશાળાના સંબંધમાં નીચે મુજબ વાપરવું:—

(ક) મજકુર નિશાળમાં ભણનાર વાણીઆની જે છોકરીઓ હોય તેમાંથી હાજરી, અભ્યાસ, અને ચાલચલગતમાં જે છોકરી અથવા છોકરીઓ ઉત્તમ હોય તેને સ્કૉલરશિપ આપવામાં ૩૨૪) દર વર્ષે વાપરવા.

(ખ) મજકુર સ્કૉલરશિપ કેટલી અને કેટલી કેટલી રકમની રાખવી તે વખતો વખત મજકુર નિશાળ ચલાવનાર અધિકારી અથવા કમિટિ મુકરર કરશે. પણ એ રકમમાંથી ત્રણથી વધારે સ્કૉલરશિપ કરવી નહીં. સ્કૉલરશિપો કોને આપવી, તે ઉપર લખેલા નિયમને અનુસરી નિશાળ ચલાવનાર અધિકારી અથવા કમિટિ વખતો વખત ઠરાવશે.

(ગ) મજકુર નિશાળની કમિટિ અથવા જે અધિકારી તે ચલાવતો હોય તેને, તે નિશાળમાં અભ્યાસ કરનાર છોકરીઓને દર વર્ષે ઇનામો આપવામાં વાપરવા રૂપીઆ સોળ આપવા. તે રૂપીઆ તે કમિટિ અથવા અધિકારી જે છોકરીઓ અભ્યાસ, હાજરી, અથવા ચાલચલણમાં સારી હશે તેમને વાર્ષિક ઇનામ આપવામાં વાપરશે.

૩. મજકુર ફંડ પૈકી રૂ.૬૦૦૦ અંકે છ હજારની નોટોનું વ્યાજ નીચેના નિયમ મુજબ વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ આપવામાં વાપરવું.

(ક) મુંબઈની યુનિવરસિટીએ માન્ય કરેલી કૉલેજો અથવા ગુજરાત અથવા મુંબઈની હાઈસ્કૂલોમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ માત્ર મજકુર સ્કોલરશીપ માટે પાત્ર ગણાશે.

(ખ) હાલમાં ઍંગ્લોવર્નાક્યુલર પાંચમું ધોરણ છે અથવા આગળ તેની જગાએ બીજું કોઈ ધોરણ તેની બરોબરનું થાય તે ધોરણ

અથવા તેના કરતાં ચડતો અભ્યાસ કરનાર હાઈસ્કૂલના વિદ્યાર્થી માત્ર એ સ્કૉલરશિપ માટે પાત્ર છે. કૉલેજના વિદ્યાર્થીઓ પૈકી. એક ડીગ્રી મેળવ્યા પછી જે અભ્યાસ કરતો હશે તે વિદ્યાર્થી એ સ્કૉલરશિપ માટે પાત્ર ગણાશે નહી.

(ગ) ઉદ્યોગી, ઉત્સાહિક, સારી ચાલચલગત તથા સારી હાજરીવાળા વિદ્યાર્થી ફક્ત એ સ્કૉલરશિપ માટે પાત્ર છે.

(ઘ) જે વિદ્યાર્થીના કુટુંબની હાલત તેનાં અભ્યાસના ખરચનો બોજો ઉપાડવા લાયક હશે તેવા વિદ્યાર્થીને મજકુર સ્કૉલરશિપ આપવામાં આવશે નહીં.

૪ સ્કૉલરશિપ ધારણ કરવાને માટે બીજી રીતે પાત્ર હોય તે ઉમેદવાર વિદ્યાર્થીઓમાંથી નીચેના અનુક્રમ પ્રમાણે સ્કૉલરશિપ આપવી. દષ્ટાંત, નીચે લખેલા વર્ગપૈકી પહેલા વર્ગના પાત્ર વિદ્યાર્થીઓને આપતાં વધે તો બીજા વર્ગના વિદ્યાર્થીઓને આપવી, ને બીજા વર્ગના પાત્ર વિદ્યાર્થીને આપતાં વધે તો ત્રીજા વર્ગવાળાને આપવી, ને ત્રીજા વર્ગના પાત્ર વિદ્યાર્થીને આપતાં વધે તો ચોથા વર્ગવાળાને આપવી. તે વર્ગનો અનુક્રમ નીચે બતાવ્યો છેઃ—

૧ લો વર્ગ.—ઉમરેઠના નાણાવટી દસા ખડાયતા વર્ગ.

૨ જો વર્ગ.—નાણાવટી સિવાય ઉમરેઠના દસા તથા વીસા ખડાયતા અથવા કોઈ પણ વાણિયા જ્ઞાતિના વિદ્યાર્થી.

૩ જો વર્ગ.—ગમે તે ગામના દસા અથવા વીસા ખડાયતા વિદ્યાર્થી.

૪ થો વર્ગ.—વાણીઆ સિવાય ઉમરેઠના કોઈ પણ જાતના હિંદુ વિદ્યાર્થી.

(ચ) ઉપર બતાવેલા વર્ગો પૈકી કોઈ એક વર્ગના એકથી વધારે સ્કૉલરશિપ માટે બીજી રીતે પાત્ર વિદ્યાર્થીઓ હોય તો, તે મધ્યે તેઓ પોતાના અભ્યાસના ધોરણના અનુક્રમ મુજબ સ્કૉલરશિપ માટે લાયક ગણાશે. એટલે ઉંચા ધોરણનો અભ્યાસવાળો વિશેષ હકદાર ગણાશે અને તેને આપતાં વધારો હોય તો તેથી ઉતરતા ધોરણવાળા વિદ્યાર્થીને મળશે.

(છ) સ્કૉલરશિપ ધારણ કરનાર હાઈસ્કૂલની અથવા યુનિવરસિટીની જે પરીક્ષા માટે અભ્યાસ કરતો હોય, તે પરીક્ષામાં નાપાસ થાય, અથવા તે પરીક્ષામાં જવા નાલાયક ઠરે, અથવા તે પરીક્ષામાં બેસે નહિ, તો તેવા વિદ્યાર્થીની સ્કૉલરશિપ બંધ થશે, અને તેવો વિદ્યાર્થી સ્કૉલરશિપ ધારણ કરતો ન હોય તો તેને સ્કૉલરશિપ અપાશે નહિ. પણ તે પરીક્ષામાં તે પાસ થયો એટલે પાછો સ્કૉલરશિપ ધારણ કરવાને પાત્ર ગણાશે.

૪. ઉપરના ફંડની વ્યવસ્થાને માટે નીચે લખેલા ગૃહસ્થોની કમિટિ નીમી છે.

૧. ગોકળદાસ કહાનદાસ પારેખ.

૨. રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

૩. રા. સા. હરિલાલ મનસુખરામ પારેખ.

૪. રા. સા. મૂળજી દ્વારકાદાસ પારેખ.

૫. રા. બા. રણછોડલાલ કપુરચંદ દેશાઈ.

ઉપર લખેલા ગૃહસ્થો ઉપરાંત મજકુર કમિટિમાં બે મેમ્બર ઉમરેઠનું મહાજન પસંદ કરીને નીમશે.

૬. મજકુર સાત માણસની કમિટિ પૈકી કોઈ સખસ ગુજરી જાય અથવા રાજીનામું આપે અથવા કોઈ કારણથી કામ કરવા અશક્ત થાય તો તેની જગા તે કમિટિના બીજા ગૃહસ્થો પૂરી શકશે. પણ ઉપર મુજબ તેની જગા ખાલી થયા પછી છ માસમાં તે જગાઓ કમિટિના ગૃહસ્થોએ ન પુરી તો જ્યાં સુધી ગોકળદાસ કહાનદાસ હયાત હોય ત્યાં સુધી તે સખસ તે જગા પૂરશે ને તેને અભાવે ઉમરેઠના મહાજન તરફથી એ જગા પૂરવામાં આવશે.

૭. મજકુર કમિટિ, સ્કૉલરશિપના ઉમેદવાર વિદ્યાર્થીઓની અરજીઓ લેવા માટે દર વર્ષે કોઈ અનુકૂળ દિવસ મુકરર કરી, તેની પંદર દિવસ પહેલાં ચેતવણી જે જે ગામમાં ખડાયતા વાણિયાની મુખ્ય વસ્તી હોય તેતે ગામના ખડાયતા વાણીઆના આગેવાનો તરફ મોકલશે, ઉમેદવારોએ પોતાના અભ્યાસ, ઉત્સાહ, ઉદ્યોગ, તથા કઈ પરીક્ષામાં

નીમાશે નહીં, તો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી મજકુર ફંડનો વહિવટ પોતાના હાથમાં લેશે, અને ઉપરના નિયમ મુજબ અથવા તેની જગાએ જે બીજા નિયમ કરવામાં આવેલા હોય તે મુજબ અમલ કરશે.

૧૭. મજકુર નિયમોમાં વખતો વખત પોતાને યોગ્ય લાગે તે રીતે ફેરફાર કરવા ગોકળદાસ કહાનદાસ પારેખ મુકત્યાર છે.



ગોકળદાસ કહાનદાસ પારેખ.

તા૦ ૨૬—૮—૯૩.

---

# थर्ड ग्रेड पब्लिक सर्विस सर्टिफिकेट परीक्षा, अमदावाद, १८९३.

ચાલતી સાલની અમદાવાદની થર્ડ ગ્રેડ પરીક્ષામાં ૨૬૦ ઉમેદવાર બેસા હતા તેમાંથી જૂદા જૂદા વિષયોમાં નીચે પ્રમાણે ઉમેદવારો પાસ થયા હતા:—

| | | | |
|---|---|---|---|
| અંકગણિત. | ૧૯૦ | અક્ષર. | ૨૩૦ |
| દેશીનામું. | ૧૯૭ | નિબંધ અક્ષરનું કુલ. | ૨૧૮ |
| ગણિતનું કુલ. | ૧૭૫ | ઈતિહાસ. | ૧૯૬ |
| વાંચન,વ્યાકરણ,વગેરે. | ૨૧૭ | ભૂગોળ. | ૨૧૨ |
| કાઇલ. | ૨૪૯ | ઈતિહાસ ભૂગોળનું કુલ. | ૧૮૨ |
| વાંચનનું કુલ. | ૨૦૪ | આરોગ્યવિદ્યા. | ૨૧૦ |
| નિબંધ. | ૨૩૫ | | |

કયા કયા વિષયમાં વધારે મહેનત લેવી જોઈએ તે ઉપરના આંકાથી જણાશે. બધા વિષયમાં પાસ થયેલા ઉમેદવારો પૈકી નીચેના ત્રણ ઉમેદવારો સાૈથી ઉપર આવ્યા હતા અને તેમને ૩૦૦ કરતાં વધારે દોકડા મળ્યા હતા.

| નંબર | નામ | ઉમ્મર | ટોકડા | નિશાળ. |
|---|---|---|---|---|
| ૧. | બાલુભાઈ રતનચંદ શાહ | ૧૭ | ૩૩૫॥ | અમદાવાદ શહેરની નિશાળ નં૦ ૨ જો. |
| ૨. | ભાઈચંદ પુંજાદાસ શાહ | ૧૭ | ૩૯૫॥ | સાદરા તાલુકા સ્કૂલ. |
| ૩. | લક્ષ્મણ ભીખાભાઈ પટેલ | ૧૭ | ૩૦૩ | અમદાવાદ શહેરની નિશાળ નં૦ ૨ જો. |

પહેલો અને ત્રીજો નંબર મેળવનાર ઉમેદવાર અમદાવાદ શહેરની બીજા નંબરની નિશાળના હતા અને બીજા નંબરનો ઉમેદવાર સાદરા તાલુકા સ્કૂલમાંથી આવ્યો હતો. આ બંને નિશાળને આ બાબત માન ઘટે છે. ત્રણે ઉમેદવાર માત્ર ૧૭ વરસની ઉમ્મરના છતાં આટલે ઉંચે આવ્યા તેથી તેમનાથી મોટી ઉમ્મરના ઉમેદવારોએ ચેતવું જોઇએ.

જુદી જુદી નિશાળોમાંથી હાજર થયેલા ઉમેદવારોનું પરિણામ નીચે મુજબ છે. નિશાળોના આસિસ્ટંટોને ખાનગી ઉમેદવારમાં ગણ્યાછે.

| નિશાળનું નામ. | હાજર થયેલા ઉમેદવારની સંખ્યા | બધી બાબતમાં પાસ થયેલા ઉમેદવારની સંખ્યા | નિશાળનું નામ. | હાજર થયેલા ઉમેદવારની સંખ્યા | બધી બાબતમાં પાસ થયેલા ઉમેદવારની સંખ્યા |
|---|---|---|---|---|---|
| પાલણપુર એજન્સી | | | મહીકાંઠા એજન્સી | | |
| થરાદ | ૩ | ૩ | સાદરા | ૧૫ | ૧૨ |
| વાવ | ૩ | ૨ | ઇડર | ૨ | ૨ |
| રાધણપુર | ૨ | ૦ | માણપુર | ૨ | ૨ |
| થરા | ૨ | ૨ | ઘોડાસર | ૫ | ૨ |
| મુજપુર | ૨ | ૨ | ગેર | ૨ | ૦ |
| માલણ | ૧ | ૧ | માણસા | ૩ | ૧ |
| પાલણપુર | ૧ | ૦ | પેથાપુર | ૨ | ૦ |
| ધાનેરા | ૨ | ૦ | દાવડ | ૨ | ૨ |
| કાણોદર | ૧ | ૧ | વડાલી | ૨ | ૧ |
| સીહોરી | ૧ | ૦ | ખડાલ | ૧ | ૧ |
| ચંદુર મોટી | ૧ | ૧ | ચોઇલા | ૨ | ૦ |
| | | | રણાસણ | ૧ | ૦ |
| કુલ | ૧૯ | ૧૨ | બાયડ | ૧ | ૦ |

ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા, અમદાવાદ, ૧૮૯૩.

| નું નામ. | હાજર થએલા ઉમેદવારોની સંખ્યા. | અંગ્રેજી ગણિતમાં પાસ થએલા ઉમેદવારોની સંખ્યા. |
|---|---|---|
| ધળ | ૧ | ૧ |
| પોદરા | ૧ | ૧ |
| ીસા | ૧ | ૧ |
| મણા | ૨ | ૨ |
| કુલ. | ૪૫ | ૨૮ |
| વાદ જીલ્લો | | |
| તીજ | ૩ | ૩ |
| કણ | ૨ | ૧ |
| લીસણા | ૩ | ૨ |
| રસોલ | ૧ | ૧ |
| સરી | ૧ | ૦ |
| ડાસા | ૨ | ૨ |
| ીરમથા | ૨ | ૨ |
| રેજા | ૨ | ૧ |
| મસારવા | ૩ | ૨ |
| રોડા | ૪ | ૩ |
| હા | ૪ | ૪ |
| ચરણ | ૨ | ૧ |
| ણભા | ૨ | ૧ |
| ટવા | ૧ | ૧ |
| હેલાળ | ૧ | ૧ |
| કુઅડથલ | ૧ | ૦ |
| ધોળકા | ૧૩ | ૩ |
| ચલોડા | ૪ | ૧ |
| વાસણાકેળિયા | ૩ | ૨ |
| કોઠ | ૧ | ૧ |
| સાંથળ | ૧ | ૧ |
| સાણંદ | ૫ | ૩ |
| સરખેજ | ૫ | ૪ |
| ગોધાવી | ૧ | ૧ |

| નિશાળનું નામ. | હાજર થએલા ઉમેદવારોની સંખ્યા. | અંગ્રેજી ગણિતમાં પાસ થએલા ઉમેદવારોની સંખ્યા. |
|---|---|---|
| ભાત | ૧ | ૧ |
| વીરમગામ | ૧ | ૧ |
| માંડલ | ૨ | ૧ |
| પાટડી | ૧ | ૦ |
| છાનયાર | ૨ | ૨ |
| દેકાવાડા | ૧ | ૧ |
| ધંધુકા | ૬ | ૬ |
| બરવાળા | ૪ | ૪ |
| બાટિયાદ | ૩ | ૧ |
| રોજકા | ૨ | ૧ |
| કુંચડી | ૧ | ૧ |
| ધોળેરા | ૧ | ૧ |
| ગાંફ | ૧ | ૧ |
| ધોધા | ૩ | ૨ |
| અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલ | | |
| નં. ૧લો. | ૧૦ | ૪ |
| નં. ૨જો | ૧૪ | ૧૨ |
| નં. ૩જો | ૨ | ૨ |
| પ્રૅક્ટિસિંગ સ્કૂલ | ૧ | ૧ |
| શાહપુર હિતેચ્છુ સભા સ્કૂલ | ૧ | ૦ |
| કુલ | ૧૨૩ | ૬૩ |
| નાંદોલ તાબે વડોદરા | ૧ | ૧ |
| ખાનગી | ૭૨ | ૩૭ |
| એકંદરકુલ | ૨૬૦ | ૧૬૧ |

૪ જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પુરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખરચ માલ મંગાવનારને શીર સમજવો.

૫ હુંડી મોકલાવનારે બરોબર ઠેકાણું લખવું.

૬ ગુજરાત તથા કાઠીયાવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનંતીપુર્વક જણાવવાનું કે દસ્કતશિક્ષક કાપીબુકોની સાથે અમોએ બીજી કોઇપણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકીંગમાં ઓછો ખરચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળો લીધામાં આવશે નહીં.

નમુના

આદરજી કાવસજી માસ્તરની

દસ્કત શિક્ષક કાપી બુકોની

સ્ટીલપેનોના

| નં. ૧ લો | નં. ૨ જો | નં. ૪ થો | નં. ૫ એ | નં. ૫ બી | નં. ૬ એ | નં. ૬ બી | નં. ૭ મો |
|---|---|---|---|---|---|---|---|

દસ્કત શિક્ષક કોપીબુકોનાજ દરેક બાગના જુદા જુદા કદના અક્ષરોનેજ બંધબેસતી ખાસ ઇંગ્લાંડથી મોટે ખરચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો, ગુજરાતી મરાઠી, ઉરદુ, અને ફારસી લખવાને ઘણી સગવડ કરી આપી છે. દરેક બાક્સમાં દજન—૬ કીંમત રૂ. ०॥ વે. પેબલથી ૧ થી ૬ બાકસ મંગાવનારને ખરચના ૨ આના વધારે લાગશે.

ભૂલીજતાના.

આ સુધરેલી ઢબના, ઘડવાની કડાકુટ વિનાના અને ટકાઉ કિતા તથા લેખણોના નમુનાઓનો એક કાર્ડ અરધા આનાની ટીકીટ મોકલી આપેથી મફત મોકલી આપવામાં આવશે.

આદરજી કાવસજી માસ્તર.

દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા,

અને કમીશન એજંટ. ધોબી તળાવ મુંબઈ.

આના. મુંબઈ ઈલાકાનું વર્ણન. કીમત બે આના. કમીશન ઘણું સારૂં મળશે. લખો કર્તા મહાસુખરામ હરગોવિંદદાસને ભુલેશ્વર, મુંબઈ.

---

મોટા અંકગણિતની સમજુતી ત્રીજી આવૃત્તિ. કીમત રૂ૦ાા પોષ્ટેજ સાથે. પાંચે દશ, દશે પંદર, વિશે વીશ ને પચીશે પચીશ ટકા કમીશન. રોકડેથી કે વે. પે. થી ખુશાલદાસ ગોકળદાસ. અમદાવાદ મુંબાઈબેંક.

---

સાંભળો મહેતાજી સાહેબો સાંભળો—સરકારે છપાવેલાં તમામ જાતનાં શાળોપયોગી પુસ્તકો. મિ. આદરજી વગેરેની કોપીબુકો તેમજ રા. પ્રેમચંદ માસ્તર વગેરે ઘણા ગ્રંથકારોની તમારે ગમે તે જાતની શાળોપયોગી વગેરે ચોપડીઓ જોઈતી હોય તો મારી દુકાનેથીજ મંગાવજો. જથ્થાબંધ ખરીદનારને ઘટતું કમીશનવાળી આપવામાં આવેછે. રેલવે કે ટપાલ રસ્તે જેમ ઠીક પડે તેમ પુસ્તકો રવાના થાયછે. જલદી ખપે એવી ઉપયોગી ચોપડીઓ કમીશનપર વચવા રાખવામાં આવેછે. જુદી જુદી ચોપડીઓ માટે જુદેજુદે ઠેકાણે લખવા કરતાં એકજ ઠેકાણેથી બધી જાતની ચોપડીઓ મળતી હોય તો કેવું સારૂં ? એથી વખત અને પૈસાનો કેટલો બચાવ થાય ? તમે જે જાતની શાળોપયોગી ચોપડીઓ માગશો તે મોકલવાની હું તજવીજ કરીશ. મહેરબાની કરીને એકવાર કામ પાડીને તમારી ખાતરી કરો. બુકસેલર. અમરશી સોમચંદ લીંબડી–કાઠીઆવાડ.

---

આ લોક છે તેજ પરમ સંપદ નથી; આપણે પરલોકના અધિકારી છીએ. ફોકટ જીંદગી ગુમાવશોમાં. જે કોઈનું બુરૂં ઇચ્છે છે તે પોતાનું બુરૂં કરેછે. કીનો છે તે કલેજું કોરી ખાનાર કીડો છે, ભલું કરનારનું ભલું થશેજી.

---

“શબ્દાર્થ ભેદ” અથવા પર્યાય તરીકે વપરાતા શબ્દો વચ્ચેનો તફાવત. કર્તા લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ. આ પુસ્તક કેળવણી ખાતાએ ઇનામ અને સ્કૂલ લાઇબ્રેરીઓને માટે મંજુર કર્યુંછે. મળવાનાં ઠેકાણાં. મુંબાઇમાં કાળબાદેવીનારસ્તા ઉપર પુસ્તક પ્રસારક મંડળી તથા N. M & Co ને સાંથી. તથા ગુજરાતીની ઓફીસમાંથી અમદાવાદમાં ગુ. વ. સોસાઇટીમાંથી તથા દ્વારકાંદાસની કંપનીમાંથી નડીઆદમાં બુકસેલર ત્રીકમભાઇ પાસેથી રાજકોટમાં લેંગ લાઇબ્રેરીના લાઇબ્રેરીઅન પાસેથી ધોળકામાં છોટાલાલ છગનલાલ પાસેથી. કિં. રૂ. ૦ાા પોસ્ટેજ જૂદું.

---

## મુક્તા.

“આવતા ચૈત્ર માસમાં મારી લંડન તરફની મુસાફરીની મદદ તરીકે આ મુક્તા નામના નોવેલના ગ્રાહક થવા દરેક ગૃહસ્થોને વિનય પૂર્વક વિજ્ઞપ્તિ કરવામાં આવેછે”

એ પુસ્તક અતિ ઉત્તમ નિવડશે એમ અનેક વિદ્વાનોના અભિપ્રાયથી સિદ્ધ થઈ ચુકેલું છે તો તેનો લાભ લેવા દરેક ગૃહસ્થે તૈયાર થવું જોઇએ. એ પુસ્તકના ગ્રાહકો તરફથી જે આશ્રય મળશે તે આશ્રયપર મારી વિલાયતની મુસાફરીનો આધાર છે. તો એ પુસ્તકની ઉત્તમતાની ખાતર, મને લંડનની મુસાફરીમાં મદદની ખાતર તથા દેશના હિતની ખાતર આપ આ પુસ્તકની યથાશક્તિ નકલો અથવા છેવટ એક નકલ પણ અવશ્ય ખરીદશો એવી આશા રાખવામાં આવેછે.

છેવટ આપે એટલું અવશ્ય યાદ રાખવું કે સ્વદેશીનુ વિલાયત

જતું એ કેવળ સ્વદેશીઓના લાભને માટેજ છે.

પુસ્તક કેવી ઢબથી લખાય છે તે જોવાની ઈચ્છા રાખનાર જો મંગાવશે તો તેનો નમુનો મોકલી આપવામાં આવશે.

પુસ્તકનું કદ રૉયલ આઠ પેજી લગભગ પચ્ચાસ ફારમ. એટલે ૪૦૦ ચારસો પૃષ્ટનું થશે. ગ્રાહક થનારે તુરતમાં લખી જણાવવું.

કિંમત રૂપિયા ૩ ત્રણ અને પોસ્ટેજ આના ૪-ચાર.

જામનગર. } વૈદ્ય શાસ્ત્રી.
માનવ ધર્મ ઓફીસ. } મણીશંકર ગોવીંદજી.

---

## બે ઘડી આનંદમાં.

1. ફારસી ઈંગ્રેજી ગુજરાતી તથા ઉર્દુ કહેવતોનો મુકાબલો (ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થએલી) ... રૂ. ૦॥—॥
   અંગ્રેજી તથા ગુજરાતી કહેવતો ... રૂ. ૦—।
2. નિબંધ કુસુમમાળા (ઇનામ માટે મંજુર થએલી. ... રૂ. ૦—
3. દુનિયા દર્પણ. સંસારી ૭ અંકી નાટક. ... રૂ. ૦—
4. કૅન્સ્ટેન્ટીન ડરવાર્ડ સરવાલ્ટર સ્કોટની જાણીતી નોવેલનું ભાષાંતર ભાગ ત્રણના સામટા રૂ. ૨॥ દરેક છુટકના ... રૂ. ૧)—

હિંદુસ્તાનમાં મુસાફરી. ... રૂ. ૦॥.

રચનાર—કરમઅલી રહીમ નાનજીઆણી.

---

## જાહેર ખબર.

દરમાસે ૩૧૦થી ઓછી કમાઇ વાળા વડોદરા સ્ટેટની ગ્રામ્યશાળાઓના મહેતાજીઓ આ પત્રનો લાભ સહેલાઇથી લઈ શકે તેટલા માટે તેમની પાસેથી આ પુસ્તકની કીંમત પોસ્ટેજ સાથે વરસ એકના ૦—૧૨—૦ લેવામાં આવશે.

જેઓને જોઇએ તેમણે તા૦ ૨૦મી ડીસેમ્બર સુધીમાં અમને ૦—૧૨—૦ મોકલી દેવા.

Madhavlal H. Desai,
એડીટર ગુ. શા. પત્ર.

## ગુજરાત શાળાપત્રના છુટા અંકો.

ગુજરાત શાળાપત્રના પાછલા જુના અંકો અમારી પાસે સીલકમાં છે. પાછલા અંકોની માગણી વારે વારે થવાથી અમે એવો ઠરાવ કર્યો છે કે સન ૧૮૮૮ પહેલાંના કોઈ પણ વરસના કે જુદા જુદા વરસના મળી ૧૨ અંક સામટા મંગાવશે તો તેના માત્ર ૦—૪—૦ તથા પોસ્ટેજ ૦—૧—૬ પડશે. જોઇએ તેમણે રોકડેથી કે વી. પે. થી મંગાવી લેવા.

Madhavlal, H. Desai,
એડીટર ગુ. શા. પત્ર.

## શાળોપયોગી વિષય સંગ્રહ.

કેળવણીખાતાએ મંજુર કરેલું શાળાઓને ખાસ ઉપયોગી પુસ્તક અમારી ઓફીસથી બહાર પડેલું જેની કીંમત ૦—૮—૦ હતી. તે ઉપયોગી જણાયાથી તેની કીંમત માત્ર ૦—૪—૦ તથા પોસ્ટેજ ૦—૦—૬ રાખેલી છે. જોઇએ તેમણે રોકડેથી કે વી. પે. થી મંગાવી લેવું.

Madhavlal H. Desai,
એડીટર ગુ. શાળાપત્ર.